# વિશ્વ–લીલા.

( એક અત્યુતમ સામાજિક નવલકથા. )


પ્રયોજક:—

પંડિત નરહરિ બી. શર્મા.( પરિમલ. )

મુંબઈ.



પ્રકાશક:—

નારાયણજી ગોકળદાસ ડોસાણી.

અધિપતિ–સમાજ જીવન.

૧૫૭–૫૯ ગુલાલવાડી,

મુંબઈ.

આવૃત્તી ૧ લી    પ્રત ૧૨૦૦

વિક્રમાર્ક ૧૯૭૬.    ઈ. સ. ૧૯૨૦.

મૂલ્ય રૂ. ૨–૦–૦

# સ્નેહ-સમર્પણ.

શ્રીમાન માન્યવર,

શેઠ વલ્લભજી રામજી ઇબજી.

મુંબઇ.

કૃપાળુ મહાનુભાવ !

સરસ્વતીદેવીના સેવકો તરફ આપનો અનન્ય સ્નેહભાવ, વિદ્યાપ્રત્યે અસીમ અનુરાગ, આપની સાહિત્યપ્રિયતા, ઉદારતા, જનહિતતત્પરતા અને પરોપકારિતા આદિ આપના અનેક સદ્ગુણાલંકારોથી આકર્ષાઇ મારાપરની આપની સ્નેહભીની લાગણીના એક સંસ્મરણ તરીકે મારૂં પ્રથમ પ્રકાશન—આ 'વિશ્વ-લીલા' નામનું સાંસારિક પુસ્તક—આપને માન, કૃતજ્ઞતા, અને સ્નેહભાવે સમર્પું છું તે સ્વિકારી કૃતાર્થ કરશો.

આપનો વિનીત બન્ધુ,

નારાયણજી.

# પ્રસ્તાવના.

હિન્દી સામાજિક ઉપન્યાસોના સુપ્રસિદ્ધ લેખક પંડિત શ્રી કિશોરીલાલ ગોસ્વામીજીના પુસ્તકોમાંથી ' માધવી માધવ ' નામની સામાજીક નવલકથાની છાયા લઇ ગુજરાતી સમાજને અનુકુળ થાય તે રીતે ઘટાડી પ્રસિદ્ધ કરવાની સંમતિ, સમાજ જીવનના અધિપતિ, મ્હારા સ્નેહી રા. નારાયણજી ગો. ડોસાણીએ મેળવી અને તે કામ તેમણે મને સોંપ્યું.

' સમાજ જીવન ' દ્વારા સમાજ સેવા કરવાના રા. ડોસાણીના કર્તવ્યયજ્ઞમાં એમ કરીને પણ જો હું કંઇક ઉપયોગી થઇ શકું તો તેમ કરવાને મિત્રધર્મે મેં ખુશી બતાવી.

મૂળ હિન્દી પુસ્તકના ૨ ભાગ છે. પણ તેમાંના કેટલાક પ્રસંગો આપણી ગુજરાતી સમાજને અનાવશ્યક લાગવાથી તે પડતા મૂકવામાં આવ્યા છે; તથાપિ જેમ બને તેમ વાર્તાનું વસ્તુ વધુને વધુ રસિક, આકર્ષક, અને ગુજરાતી સંસારને અનુકુળ થાય તે રીતે ઘટાવવાનો યથાશકય પ્રયાસ કરેલો છે. તેમાં પણ કેટલીક તૃટીઓ હશે એ ખરૂં પણ નવલકથા લખનાર તરીકે આ મારો પહેલો જ પ્રયાસ હોવાથી તે ક્ષમ્ય ગણાશે. કેટલીયે કાળજી રાખવા છતાં બહાર ગામના પ્રેસમાં છપાવવાનું હોવાથી કેટલેક ઠેકાણે પ્રુફ સુધારવામાં ભૂલો રહી ગઇ છે. સજ્જન વાંચકોને આવા દોષો તરફ દુર્લક્ષ કરી સારનેજ ગ્રહણ કરવા નમ્ર પ્રાર્થના છે.

મને મારા ધંધાની તથા અન્ય અનિવાર્ય પ્રવૃત્તિ ઉપરાંત બે માસમાં મારી શારિરીક પ્રકૃતિ બીલકુલ અસ્વસ્થ થઇ પડી. આવા સંજોગોમાં વાર્તા મારાથી ન લખી શકાવાથી દર્શન ૨૧ મા પછી રા. ડોસાણીએ પોતે લખીને આ વાર્તાને પૂર્ણ કરી છે. આશા છે કે ગુજરાતી સમાજ આ નવલકથાને સત્કારશે.

અંતમાં પંડિત કિશોરીલાલ ગોસ્વામીનો ઉપકાર માની વિરમું છું.

પરિમલ.

## પ્રકાશકના બે બોલ—

"સમાજ જીવન" માં સામાજિક પ્રશ્નોની ચર્ચા કરનારી વાર્તાઓ પ્રકટ કરવાનો મારો ઉદ્દેશ હોવાથી પ્રસ્તુત નવલકથાનું હિંદીમાંથી ગુજરાતીમાં રૂપાંતર કરવાની પરવાનગી મેં તેના લેખક શ્રીયુત્ ગોસ્વામીજી પાસેથી મેળવી અને મારા મિત્ર રા. પરિમલે મિત્ર ભાવે તેનાં ૨૦ દર્શન લખ્યાં તે માટે હું તેમનો આભારી છું. ૨૧ મા દર્શનથી રા. પરિમલની પ્રવૃત્તિ વધી પડી તથા મૂળ પુસ્તકના બે ભાગમાં મોટો ભાગ એવો છે કે જે ગુર્જર વાચકોને વિશેષ રૂચીકર થઇ પડત નહિ. આથી નવલકથાનું રસઝરણુ અનન્ત રાખવાને ૨૧ મા દર્શનથી મૂળ પુસ્તકનો આધાર છોડી દઇ સ્વતંત્ર રીતે જ મેં નવલકથા પૂર્ણ કરી; અને મને આશા છે કે વાંચકોને મારો રંક પ્રયાસ કંટાળા ભર્યો તો નહિજ લાગે. "પશ્ચાતાપ જ પાપની ખરી શિક્ષા છે" એ પવિત્ર સૂત્રને આધારે ચંચળાને મૂળ લેખકની પેઠે મારી ન નાખતાં પસ્તાતીજ છોડી દીધી છે તે વાંચનારને ગમશે એમ માનું છું.

નારાયણજી ગો. ડોસાણી.

# વિષયાનુક્રમણિકા.



# વિશ્વ-લીલા.

## દર્શન ૧ લું.

### —પરિચય અને પ્રસ્થાન.—

" દરો દિવારપે હસરતસે નઝર કરતે હય, "
" ખુશ રહો અહલેવતન્ હમ તો સફર કરતે હય. "



પ્રિય પાઠક! મારૂં નામ છે **વિશ્વનાથશર્મા.** પણ ઘરમાંના આપ્તજન, અને સ્નેહી સૌ કોઈ મને લલિત " **વિશ્વેશ** " ના લાડીલા નામથી બોલાવતા.

' ત્રિતાપહારિણી ભગવતિ સરિતા તાપીને તટે વસેલું, શતાબ્ધિથી ત્રિકાલાબાધિત્ કાલ ભગવાનના અહોરાત્ર અનેકાનેક વજ્રપાત્ જેવા આઘાત પ્રત્યાઘાતને, અસીમ ધૈર્યથી સાશ્ચર્ય શાન્તિથી, અને પ્રગૂઢ મૂક વૃત્તિથી અદ્યાવધિ સહન કરતું, પ્રાચીન કાળથી એક વેળાનું પશ્ચિમ ભારતવર્ષનું સર્વવિધ સૌન્દર્ય અને ભવ્યતાનું સાક્ષાત્ પ્રમાણભુત! જર્જરિત્ ગતાવસ્થાનું ગૌરવ સ્મારક સ્વરૂપ! ઇતિહાસ પ્રસિદ્ધ ( સૂર્યપુર ) " સુરત " મારા પૂજનીય પૂર્વજોનું, અને મારૂં મૂળ નિવાસસ્થાન હતું; પણ હમણાં હું ત્યાં રહેતો નથી.

" બાલ્યાવસ્થામાંજ મારી માતાના પરલોકગમન પછી હતભાગ્યે હું માતૃસ્નેહ સુખથી સર્વથા વંચિત્ થયો.

" મારા પિતા ગુજરાત રાજનગરના (અમદાવાદ)ના એક ધનાઢ્ય મીલ માલિકને ત્યાં મહેતાજી હતા. પ્રસંગોપાત્ત રજા મળતાં, તેઓ એકાદ અઠવાડીઉં જન્મભૂમિની યાત્રા કરી જતા.

"મારી માતાના સ્વર્ગવાસ પછી હું મારા મામાને ત્યાં ભરૂચ મોસાળે જતો આવતો; અને ત્યાર પછી થોડા સમયમાં મારા પિતા પોતાની સાથે મને અમદાવાદ લઈ ગયા. ત્યાં હું એક અંગ્રેજીશાળામાં દાખલ થઇ (Entrence class) પ્રવેશક વર્ગમાં વિદ્યાભ્યાસ કરવા લાગ્યો. આ વેળા મારૂં વય માત્ર સોળ વર્ષનું હતું.

"શાળામાં ઘણા વિદ્યાર્થીઓથી મારે ઓળખાણ થતાં મૈત્રી બંધાઈ. મારા પિતાને અમારા અધ્યાપકથી ઠીક બનતું હોવાને કારણે, તેઓ મને સ્નેહભાવે ભણાવતા.

"આ અવસ્થામાં હું કોઈ પણ પ્રકારની ચિંતાથી મુક્ત હોવાને લીધે, ઘણી કાળજી પૂર્વક, મારા અભ્યાસમાં ઉત્સાહીને હોંસીલો રહેતો; અને રજાને દહાડે મારા સહાધ્યાયીઓ સાથે, સાબરમતિના સુન્દર તટપર હરવા ફરવા નીકળી જતો. હું સારીરીતે અભ્યાસ કરતો હોવાથી અલ્પ સમયમાંજ શિક્ષક મહાશયનો પરમ કૃપાધિકારી બન્યો, અને સવિશેષ કૃપા પ્રાપ્તિનાં અન્ય કારણોમાંનું એક એ પણ સબળ કારણ હતું કે, એમનો ચિરંજીવી "ચમન" મારો સહાધ્યાયી હવે મારાથી સ્નેહબંધને બંધાયલો હતો. વળી અધ્યાપક રહ્યા મારા સ્વજાતીય, એટલે મારાપ્રતિના એમના આદરમાં એક અધિક અનુકૂળતા સહજ જ આવી ગઇ હતી.

"ચમન ઘણો શાન્ત અને ચતુર સહાધ્યાયી સખા (મિત્ર) હતો. સમવયસ્ક (સમોવડીઆ) અમે બન્ને મિત્રો, સાથેજ ભણતા, સાથેજ બેસતા ઉઠતા કે હરવા ફરવા જતા; અને જેમ જેમ અમારી નિર્દોષ મૈત્રીએ ગાઢ સ્વરૂપ ધારણ કર્યું, તેમ તેમ એમને ત્યાંનો મારો સહવાસ વિશેષ દ્રઢતર થતો ગયો.

"ચમનની પ્રેમ વત્સલા માતા, મારાપર એટલો તો નિર્દંભ પ્રેમ રાખતી કે, તેને ઠેકાણે મારી પોતાની જનનિ પણ તેવું વિશુદ્ધ વ્હાલ લાવી શકે કે કેમ ? એવી બાલ સ્વભાવજન્ય શંકા સ્વાભાવિકપણે, કયારેક મારા અંતઃકરણમાં તરલ આન્દોલન ઉત્પન્ન કરી દેતી. મારા જીવનમાં હું પહેલીજ વાર માતૃભક્ત બન્યો" ખરેખર ! ચમનની માતાના મારા પ્રતિના આવા નિઃસ્વાર્થ વાત્સલ્ય ભાવથી, મને મારી સ્વજનનિનું અમૂર્ત સંસ્મરણ, એનામાંજ મૂર્તિમન્ત થઇ, અતિ આહલાદજનક લાગતું ! પણ હા ! હતભાગ્ય વિશ્વેશ ! આતો કેવળ માયાનો કલ્પનાજન્ય મિથ્યા ભાસ હતો

"મારે ચમનથી એવી તો ગાઢ મૈત્રી થઈ ગઇ હતી કે, હંમેશાં એક બીજાને જોયા વગર અમે ક્ષણભર પણ રહી શકતા નહિ.

હું પ્રારંભમાંજ કહી ગયો છું કે, રજાને દહાડે અમે બન્ને સહપાઠીઓ, સાથેજ રહી કોઇક દિવસ સાબરમતિના સુન્દર તટપર, તો ક્યારેક સરખેજના સુશોભિત્ રોજાભણી, ક્યારેક ભદ્રના ભવ્ય કિલ્લામાં, તો કો'કદિ ક્રિકેટ, ફુટબોલ, ટેનીશ વગેરે રમત રમવાના મેદાન ( Ground ) માં, તો ક્યારેક કાંકરિયા તળાવ તરફ ફરવા જતાં આવતાં રસ્તે નાના પ્રકારની બાલસ્વભાવને અનુસરતી નિર્દોષ વાતોમાં હૃદયાનન્દે કલાકોના કલાકનો કાળક્ષેપ કરી નાંખતા; પણ કોને ખબર હતી કે, આ આનન્દમય જીવનનો અવધિ, એક દિવસે આકસ્મિક વિયોગના કલ્પનાતીત દુઃખમાં ફેરવાઇ જશે !

" લોકોક્તિ સાચી છે કે, " કાલ કોઇને આધિન નથી. " દિવસપર દિવસ વીતતાં કોણ જાણે ત્રણ વર્ષ આમને આમ ક્યાંયે ચાલ્યાં ગયાં ! હું પ્રવેશક પરિક્ષામાં પાસ થઇ, તેજ શાળામાં પંદર રૂપિયાના નજીવા પગારે શિક્ષકને સ્થાને ગોઠવાયો. અને ચમન B. A. માં આગળ અભ્યાસ કરવા લાગ્યો. મારા પિતાની ઇચ્છા હતી, કે હું આગળ અભ્યાસને વધારૂં, પણ તેમની આર્થિક સ્થિતિની પ્રતિકુળતાયે કોલેજનો સઘળો ખર્ચ ઉપાડી શકાય એમ ન હોવાથી, નિરુપાય મારે આમ પરાધીનતાનો સ્વિકાર કરવોજ પડયો. આટલે સુધી તો સંસાર એ શી વસ્તુ છે તેનાથી હું કેવળ અનભિજ્ઞ હતો !

" થોડા દિવસ પછી તરતજ મારાપર એકાએક દુઃખદ વજ્રપાત્ થયો. અર્થાત્ મારા શિરછત્ર તિર્થરૂપ પૂજ્યપાદ પિતા પંદરેક દહાડાના અસાધ્ય ત્રિદોષ જ્વરથી વૈકુંઠવાસી થયા. હાય ! હવેજ મારો સંસાર મને ખરેખર અંધકારમય પ્રતિત થવા લાગ્યો !

" માતૃવિયોગ તો મને નાની વયમાંજ થયેલો, એટલે એ અણુસમજ અવસ્થામાં કંઇ ઝાઝો સાલ્યો નહિ, પણ પિતૃ વિયોગથી તો હું ખરેખર આજે અનાથ જેવો દયાજનક સ્થિતિમાં આવી પડયો ! મારા સૌભાગ્યનો સૂર્ય હમણા તો મને અસ્તાચલે આવેલો લાગ્યો.

" **बलीयसी केवल मीश्वरेच्छा** " ને આધિન થઇ, અંતે પિતાના શ્રાદ્ધાદિક કર્મથી હું નિવૃત્ત થયો. ચમનનાં માતા પિતાયે મને હૃદયપૂર્વક આશ્વાસન આપતાં કહ્યું:–" બેટા ! વિશ્વેશ ! હવે વ્યર્થ કલ્પાંત કરેથી કંઇ તારા પિતા પાછા આ મનુભૂમાં અવતરે એમ નથી. વધારે શોક કરવાથી તારી પ્રકૃત્તિ અસ્વસ્થ થશે. તારા જેવા કેળવાયલા સુપુત્રને વિશેષ તે વળી શું સમજાવીયે ! ધૈર્ય રાખ ! ભાવિ પ્રબળ છે ! તેને કોઈ મિથ્યા કરી શકતું નથી. કોઇએ કહ્યું છે નાં કે:—

" ગાવત ગુન આગમ નિગમ,
" નિશ દિન લહત ન અંત;
" તીન કાલ યુગ ચાર મેં,
" હય ભાવિ બલવન્ત !

" કહે જોઇયે હવે! ભાવિના ભેદને તે ભલા કોણ ઉકેલી શક્યું છે?

" ચમને પણ સ્વબુદ્ધિ અનુસાર લાગણીપૂર્વક આશ્વાસક શબ્દો સંભળાવ્યા, પણ આશ્ચર્ય તો એ હતું કે, જેમ જેમ આ બધા મને આશ્વાસન આપતા ગયા, તેમ તેમ મારા શોકમાં તો અભિવૃદ્ધિજ થતી ચાલી. હું મનમાંજ સંતપ્ત થઇ સ્વગત કહેવા લાગ્યોઃ–" હે પ્રભો! હવે હું એકલો અટુલો અનાથ! આ વિશાળ સંસાર સિન્ધુને તે કેમ તરી શકીશ?

× × × × ×

" પિતાના મૃત્યુ પછી શિક્ષક મહાશય મને સમજાવી પટાવી સરસામાન સાથે પોતાને ઘેર લઇ ગયા. એ સામાનમાં લાકડાંની એક નાની બંધ પેટી હતી, તેને ઉઘાડી જોતાં તેમાંથી રૂપિયા બે હજારની નોટોનું એક બંડલ નીકળ્યું. મેં તે ચમનની માતાને સ્વાધીન કર્યું. પહેલાં તો તેણે લેવાની આનાકાની કરી, પણ બહુ સમજાવતાં, આર્જવ કરતાં અંતે તેણે તે પોતાની પાસે રાખવાની દયા બતાવી. મને તો અનન્ય શ્રદ્ધા હતી, કે આ નાની વડિલોપાર્જિત્ સંપત્તિ મારા ભાગ્યમાંજ નિર્માણ હશે તો તેને કોઇ પણ લઇ લેવાનું નથી.

× × × × ×

" બહુ સમજાવ્યા પછી પણ મને શાન્તિ તો ખરે નજ મળી. હું કૃત નિશ્ચયી થયો કે, જો હવે અહિંથી ક્યાંક બીજે જો ઝટ જતો નહિ રહું, તો જરૂર ભ્રમિત્ થઇ જઇશ. પરંતુ આ બધાં, મારા સંકલ્પને જાણી જશે, તો કોઇ પણ પ્રકારે મને અહિંથી જવા નહિ દે. એટલે કોઇને કાંઇ પણ કહ્યા વગરજ ચુપ ચાપ ચાલ્યા જવાનો મારો વિચાર દૃઢતર થઇ ગયો.

" થયું. તેજ રાત્રે બધા સુઇ ગયા પછી મેં મારા સૂવાના ખંડમાં જઈ નોકરીનું રાજીનામું લખી નાંખ્યું. અને એક જુદોજ પત્ર જે મેં ચમનપર લખ્યો, તેની સાથેજ પેલું રાજીનામું બીડી દીધું. ચમનને લખેલો પત્ર નીચે પ્રમાણે હતો.

" પ્રિયભાઇ ચમન !

" પિતૃ વિયોગના અનિવાર્ય શોકથી મને તારૂં ઘર છોડવું પડે છે

હવે ક્યાં જઇશ તે અનિશ્ચિત છે. જતી વખતે તમને કોઇને પણ મળી શક્યો નથી એ અતિ ખેદજનક છે, પણ શું કરૂં? મારે નિરુપાય તેમ કરવું પડ્યું! તમને મળવાને લલચાત, તો હું અહિંથી કદિ પણ જઇ શક્તેજ નહિ. ખરી વાત તો એજ છે કે, પિતાના મૃત્યુ પછી મને તમારૂં શાન્તિસદન પણ શોકોત્પાદક લાગે છે. હવે જોઉંછું કે, વિધાતાએ મારે માટે આ વિશાળ ભારતવર્ષમાં કોઇ શાન્તિનું સ્થાન નિર્માણ કર્યું છે કે કેમ? ભાઇ! જીવતો હઇશ, તો અવશ્ય એક વેળા મળી જઈશ. હું સમજું છે કે, આ વિષમ સંસારમાં તમારા સિવાય મારૂં કોઇ વિશેષ હિતેચ્છુ નથી.

"જ્યાં સુધી જીવતો હઇશ, ત્યાં સુધી તો તમારી માયા મમતાને વિસારી શકીશ નહિ. જાણે અજાણે કોઇ અપરાધ થઇ ગયો હોય, તો ક્ષમા કરજે. તારા માતા પિતા કે, જેઓને મેં મારા પણ પૂજ્યપાદ ગણ્યાં છે; તેઓને મારા પ્રેમપુર્વક પ્રણામ કહેજે. મારી નોકરીનું રાજીનામું આ સાથે છે તેની યોગ્ય વ્યવસ્થા કરજે. બસ! હવે છેલ્લા પ્રણામ છે ભાઇ! હું રજા લઉંછું! "અસ્તુ."

લિ. તારો હતભાગી મિત્ર,

"વિશ્વેશ."

"પેલા રૂપિયાના સંબંધમાં મેં કાંઇ પણ લખ્યું નહિ.

"આ પ્રમાણે બંધ પરબીડીઉં ચમનના એક પુસ્તકની વચ્ચે રાખી, પ્રવાસને લગતી કેટલીક ઉપયોગી ચીજો, અને થોડાક ખર્ચને માટે રૂપિયા સાથે લઇ હું બીજેજ દહાડે બપોર પછી સ્ટેન્ડર્ડ ચાર વાગે શિક્ષકશાળામાંથી, અને ચમન કૉલેજમાંથી પાછા ફરે ત્યાર પહેલાં ચુપ ચાપ ઘરમાંથી બહાર નીકળી પડયો.



# દર્શન ૨ જું.

## મોહમયી મુંબાઈમાં.



ઘેરથી નિકળ્યા પછી, રસ્તામાં એક ભાડાના ટાંગામાં બેસી હું સ્ટેશનપર આવ્યો. મનમાં ક્ષણભરને માટે વિચાર થયો કે, એક વખત મામાજીને ત્યાં જઈ આવું, પણ વિપદ્કાળે સગાં સંબંધીઓને ત્યાં જવાથી માનક્ષતિ સિવાય બીજો શો લાભ હોઇ શકે? માટે હાલ તો રહ્યું. ટીકીટ ઑફીસમાંથી મુંબાઈની એક ટીકીટ ખરીદી, હું પ્લેટફૉર્મના સહુથી છેલ્લા બાંકડાપર વિચારનિમગ્ન બેસી રહ્યો. મુંબાઇમાં મારે કોઇની સાથે કંઇ ઓળખાણ તો નહોતું, પણ મગજમાં સહજજ ધુન આવી ગઇ કે, એક વખત તો હિન્દુસ્થાનનાં આ આલીશાન, વિભવ સંપન્ન મુંબાઇ બંદરને મારા ભાવિ નિર્ણયનો સુ યોગ અવસ્ય આપવો.

"આ વેળા મારી પાસે આશરે પંચાશેક રૂપિયા હતા. તે જ્યાં સુધી ચાલે ત્યાં સુધી તો મને કશી ચિંતાનું કારણ નહોતું.

"હું ધારતે તો નિયત સમયેજ અમદાવાદથી ઉપડતા "ગુજરાત મેલની" મુસાફરીનો મોંઘેરો લાભ લઇ શકતે, પણ મેં તેવું ન કરવામાં એક એવો ઉદ્દેશ રાખ્યો હતો કે, શામાટે રેલ્વે કંપનીને મારે નિષ્કારણ વધારે પડતું ભાડું ખટાવવું? એ તો શ્રીમંત લોકોના શોખ છે, તે તેમનેજ પોષાય.

"બરોબર સ્ટેન્ડર્ડ પોણા પાંચને સમયે કોઈ સુરતી જેવા લાગતા શ્રીમંત શેઠ, પોતાના બે ત્રણ નોકરોથી ઉંચકાયલા સરસામાન સાથે સ્ટેશનના પ્લેટફૉર્મપર આવી પહોંચ્યા; અને હું જ્યાં બેઠો હતો, ત્યાં જ આવી વારંવાર મારી સામે જોવા લાગ્યા. થોડીવાર પછી મૌન્ય ભગ કરતાં તેમણે મને સાદર પૂછ્યું:—

"ભાઇ! તમે બ્રાહ્મણ છો કે?

"પ્રત્યુત્તરમાં મેં 'હા' કહી.

"તેમણે મને નમીને પ્રણામ કર્યા, એટલે મેં પણ આશિર્વાદ દીધો.

" શેઠનું વય હશે આશરે ચાલીશથી પીસતાલીશ વર્ષનું. ગૌર શરીર, રુષ્ટ પુષ્ટ દડી જેવો બાંધો, તેજસ્વી મુખમુદ્રા, અવનત વિનીત ભાવ સૂચવેતી કાળી ભ્રમર જેવી ભરાઉ મૂછો, અને શાહ વ્યાપારિને ઉચિત્ લાગતો અંગરખો, જરીયન ખેસ, અને માથે બંધ બેસતી સુરતી ઘાટીલી લાલ પાઘડી વગેરે વસ્ત્રાભૂષણથી, " એક નૂર આદમી હજાર નૂર કપડાં " ની પ્રચલિત્ લોકોક્તિના પ્રત્યક્ષ પ્રમાણભૂત જણાઇ આવતા હતા.

જરા મારી સામે જોતાં જોતાં ફરી તેમણે મને પૂછયું:-" તમે ક્યાં જશો મહારાજ ?

મેં કહ્યું:-" મુંબાઇ તરફ.

" ત્યાં તમારૂં કોઇ સગું વ્હાલું હશે.

" જી નહિ. તેવું કોઇ નથી. જીવન ભરમાં પહેલીજ વાર આ તરફ પ્રવાસે નીકળેલો છું. "

" ત્યારે તમે ત્યાં કોને ત્યાં ઉતરશો ?

આ પ્રશ્નથી જરાક ક્ષોભાતા મેં પ્રત્યુત્તર આપ્યો—" જી, વાતતો એવી છે કે, આ સમસ્ત સંસારભરમાં મારૂં કોઇ નથી.

( જરાવાર તાકી તાકીને મને જોઈ લીધા પછી )

" ત્યારે આવી અવસ્થામાં તમે મારી સાથે આવી શકશો કે ?" શેઠે સૌજન્ય શોભિત્ સ્નેહભાવે આતુરતાથી પૂછ્યું.

હું જરાવારતો મૌન રહ્યો પણ સ્વગતજ કહેવા લાગ્યો.—કે વારૂ ! ત્યાં જવામાં ખોટું પણ શું ?

મને નિરુત્તર ઉભેલો જોઇ તેમણે ફરી પૂછી જોયું. " તમે મારા પ્રશ્નપર વિચાર કર્યો કે ?

મેં કહ્યું. " હાજી.

" શું ?

" આપની જેવી આજ્ઞા.

" તમે ટીકીટ ખરીદી છે કે ?

" હાજી. આ રહી.

" એમ કહી મે મારી ટીકીટ તેમને બતાવી. તેમણે તે લઈ લીધી, અને પોતે ટીકીટ ઓફીસમાં પોતાને માટે ટીકીટ ખરીદવા ચાલ્યા ગયા.

" સ્ટેન્ડર્ડ પાંચને પાંચે લગભગ કાઠિયાવાડ એક્સપ્રેસ ટ્રેન સ્ટેશનમાં દાખલ થઇ. શેઠે મારી સામે પ્રસન્ન મુખમુદ્રાએ જોઇને કહ્યું "

" ચાલો ! મહારાજ ! ત્યારે આવો મારી સાથે. તેઓ ફર્સ્ટ ક્લાસ

(પહેલા વર્ગ) ના ડબા પાસે આવી તેમાં દાખલ થયા. એટલે મારે પણ તેમનુંજ અનુકરણ કરવું પડયું.

" પાઠકોને સ્મરણમાં હશે કે, મેં તો ત્રીજા વર્ગની ટીકીટ લીધો હતી, પણ તે ટીકીટ શેઠે પોતાના એક નોકરને આપી દીધી અને મને મારી ટીકીટના પૈસા પાછા આપ્યા.

" શેઠ સાહેબના સામાનમાં એક મોટો સ્ટીલનો ટ્રન્ક હતો, જેના-પર અંગ્રેજીમાં Motilal M. Munshi. એવું મરોડદાર અક્ષરોમાં લખા-યલું નામ વાંચ્યું: હું સમજી શકયો કે, એ નામ એમનું પોતાનુંજ હોવું જોઇયે.

" અમારી વાતચીતના પ્રસંગમાં મુનશીજીથી મારૂં નામ પણ હવે અજાણ્યું રહ્યું નહોતું.

" તે પછી તરતજ ગાડી સ્ટેશનપરથી ઉપડી અને થોડી વાર પછી મુનશીજીયે મધુર વચને મને બોધ દેવો શરૂ કર્યો.

જુઓ! વિશ્વેશ! " હજી તમે યુવાન છો. તમે કહોછો કે, " મારૂં કોઇ નથી " તો તેવી દુરાવસ્થામાં તમારા જેવા અજાણ્યાને વિદેશમાં ઘણાંયે કષ્ટ સહન કરવાં પડે. તેથી જો તમે મારી પાસે રહેશો તો, કોઇ પણ રીતે તમારે લાયક કામકાજનો હું બંદોબસ્ત કરી દઇશ. કેમ તમારે અમારે ત્યાં રહેવામાં કંઇઃ અડચણ જેવું છે કે ?

મુનશીજીના આ ઉત્તેજક, ઉત્સાહપ્રેરક શબ્દોએ, મારા સર્વથા નિરાશ અંતઃકરણમાં આશાનું એક ઝાંખું ચિત્ર ખડું કરી દીધું. મેં વિનીત ભાવે, દીન વદને અને વચને કહ્યુંઃ-" મહાશય ! હું એક માતૃ પિતૃ વિહિન નિરાશ્રયિ અનાથ બ્રાહ્મણ છું. આપ મને કૃપયા આશ્રય દેશો, તો આપના હાથે તો એક ધર્મ કાર્ય થયું ગણાશે. અરેરે ! હું દુર્ભાગી છું કે, મારૂં આ અસાર સંસારમાં હવે કોઈ પણ ન રહ્યું. " આમ કહેતાં મારૂં હૃદય ભરાઈ આવતાં નેત્રો અશ્રુપ્લાવિત્ થઇ ગયાં.

" ધીરજ રાખો. રડો નહિ વિશ્વેશ! કાંઇ ચિંતા નહિ. તમે અમારે ત્યાં રહેશો તો તમને કોઈ પણ પ્રકારે ઉણું આવવા નહિ દઇયે.

" **उदार चरितानांतु वसुधैव कुटुम्बकम्** ॥ ના સૂત્રાર્થને સિદ્ધ કરતા, આ સાક્ષાત્ ધર્માવતારને જોઇને મનમાં મનમાંજ હું તેમને સહ-સ્ત્રાવધિ ધન્યવાદ આપવા લાગ્યો. એમના પ્રતિ મને ભાક્તભાવ ઉત્પન્ન થયો. ને પ્રવાસ દરમ્યાન મેં નિઃસંકોચપણે મારી વિપદ્ગ્રસ્ત આત્મકથા ધીરે ધીરે તેમને બધીયે સંભળાવી દીધી.

" કંઈ ચિંતા નહિ વિશ્વેશ ! તમે જરાયે ગભરાશો નહિ. " મારી આત્મકથની સંપૂર્ણ સાંભળી લીધા પછી મુનશીજીયે માયા ભર્યા શબ્દોથી

મને આશ્વાસન આપ્યું. થોડીવાર પછી તેઓ તો સુઇ ગયા, પણ મને તો અસ્વસ્થ દશામાં જરાયે ઉંઘ ન આવીને આખી રાત જાગતોજ પડયો રહ્યો.

" મળસ્કે મુનશીજી તો વ્હેલાજ જાગી ઉઠયા, અને મારી સામે જોઇને પૂછ્યું:—

" કેમ વિશ્વેશ ! તમે જાગોછો કે ?

" મેં કહ્યું—" હાજી, આખી રાતમાં જરાવાર પણ આંખ વિંચાઇ નથી.

" વાતવાતમાં ટ્રેન મુંબાઇના જન કોલાહલથી ગાજતા ગ્રાન્ટરોડ સ્ટેશનમાં દાખલ થઇ ગઇ. નોકરોએ ડબામાંથી સરસામાન બહાર કાઢયો. અમે પણ નીચે ઉતર્યા. અને સ્ટેશનપરથી બહાર જવાને હજી તો જરા આગળ વધ્યા કે, એક પંદર સોળ વર્ષનો કિશોરવયસ્ક સુન્દર છોકરો હર્ષભેર દોડી આવીને મુનશીજીના ચરણમાં આવી પડયો. અને હસતાં હસતાં કહ્યું " કાકાજી ! આવી પહોંચ્યા કે ?

" મુનશીજીએ પ્રેમ પૂર્વક, છોકરાને માથે માયાથી હાથ ફેરવતાં આશીર્વાદ દેતાં કહ્યું:—કેમ આવ્યો કે બેટા ! ખુશી મજામાં છોને ? ઘરમાંતો બધાં કુશળ છેને ?

" હાજી, સૌ કોઈ તમારી વાટ જોઇને બેઠાં છે.

" અમે ત્રણે જણ તરતજ સ્ટેશનથી બહાર આવ્યા કે પગથીયાં પાસેજ એક સુરતી ભાણીયાએ " છલામ છેઠજી " કરી હાથ ઉંચો કર્યો, ને તરતજ એક સુન્દર લેન્ડાનું બારણું ઉઘાડી નાંખ્યું. અમે ત્રણે જણ અંદર ગોઠવાયા ને ગાડી ઘર ભણી ઘંટીનો ટૂં—ટૂં—ટૂં, ! અવાજ સંભળાવતી આગળ વધવા લાગી.

" ગાડીમાં બેઠે બેઠે, " મુનશીજીએ પેલા છોકરાનું મને ઓળખાણ આપતાં હસીને કહ્યું:—જુઓ ! વિશ્વેશ ! આ મારો ભત્રીજો છોટુ.

જરા હસીને—" માત્ર, " હાજી. " કહી હું મનમાં વિચારવા લાગ્યો:—કે, ખરેખર ! મુનશીજી છે તો મોટા માણસ. ધનવાન હઈ, દયા અને સુહૃદતાના સેવક છે. " આવા ઉદાર ગૃહસ્થે, મને જો આ અવદશામાં આશ્રય ન આપ્યો હત તો મારૂં આજે જગતમાં બીજું બેલી પણ કોણ થાત ? નિ:સંશય, " સંસારમાં આદર્શ બડભાગી મનુષ્ય તો તેજ છે કે, જેનાપર લક્ષ્મી અને સરસ્વતિ, ઉભય દેવિઓની અમી ઝરણી દૃષ્ટિ હોય, તેનું પ્રત્યક્ષ પ્રમાણ, આ મુનશીજી છે. પ્રભો ! ભગવન ! " અશરણ શરણ મુનશીજીનું સદા સર્વથા કલ્યાણ કરો. મારી વિચારમાળા અધવચજ અટકી પડી, કારણ ગાડી એક ભવ્ય બે માળના બંગલા આગળ

કમ્પાઉન્ડના પ્રવેશ દ્વાર આગળ આવી ઊભી.

“ અમે બધા નીચે ઉતર્યા. અને સેવક વર્ગનો સત્કાર સ્વિકારતા, ઠેઠ બંગલાના અંતર્ભાગમાં આવી પહોંચ્યા. ત્યાં પહોંચતાંજ મુનશીજીએ મારૂં ઓળખાણ આપતાં છોટુને હસતાં હસતાં કહ્યું:–જો છોટુ ! આમનું નામ છે, વિશ્વેશ ! અને વળી આપણે નમન કરવા યોગ્ય વિદ્વાન બ્રાહ્મણ છે. તેઓ હવે આપણે ત્યાંજ રહેશે. તું એમને મોટાભાઈ સમાન ગણી એમની સર્વ રીતે સેવા સુશ્રુષા કરતો રહેજે હોંકે ?

“ ઘણું સારૂં ” પૂજ્ય બ્રાહ્મણના બ્રાહ્મણને વળી પાછા ભણેલા ગણેલા, પણ હું તો એમનું તમારા કહેવા પ્રમાણે મોટાભાઈ સરખુંજ માન રાખીશ. કાકા !

“ આટલું કહી મુનશીજી તો ચાલ્યા ગયા. અને છોટુ મારો હાથ પકડી એક સુસજ્જિત મોટા ખંડમા તેડી ગયો. ત્યાં અમે વિદ્યાભ્યાસની વાતો કરતા કરતા ભોજન સમયે છૂટા પડયા. અહો ! “ વિચિત્રતા વિશ્વપતિની ભાસે ” અર્થાત્ વિધિનું અગમ્ય વૈચિત્ર્ય, મને આ સ્થળે સહજ આજેજ સમજાયું. મેં મનમાંજ કહ્યું–વાહ ! ભગવન ! આ અકલ્પનીય સુખાનુયોગ પણ તારીજ કૃપાનું પરિણામ !

## દર્શન ૩ જું.

### — મુનશીજીનું ગૃહમંડળ—



હું હજી તો વિચાર વશ તેજ ખંડમાં બેઠો હતો, ત્યાં મુનશીજી આવી પહોંચ્યા, અને મારી સામે જોઇને કહ્યું. “ આવો ! વિશ્વેશ ! દિવસ બહુ ચઢી ગયો છે. તમે સ્નાન સન્ધ્યા કરીને ઝટ પરવારો.

“ હાજી, તેમજ કરૂંછું, કહીને હું ત્યાંથી ઉઠી ઊભો થયો.

“ મુનશીજીએ પાછું કહ્યું–“ તમારે અહીં હાથે રાંધવા કરવાની કડાકૂટ કરવી નહિ પડે સમજ્યા ? અમારે અહીં બ્રાહ્મણ રસોઇઓ છે. એટલે તમે નિત્ય કર્મથી નિવૃત્ત થતાં ઝટ જમવાને બેસીજજો.

આટલું કહી મુનશીજી ત્યાંથી ચાલ્યા ગયા. અને છોટુ, "ચાલો વિશ્વેશભાઇ! આપણે પણ હવે ત્યારે નાહી ધોઈ અને નિત્ય કર્મથી નિવૃત્ત થઇએ" એમ કહી મને પોતાની સાથે સ્નાન ગૃહમાં લઇ ગયો.

"અમે બન્ને થોડી વારે સ્નાન સન્ધ્યાથી પરવાર્યા પછી ઘરના અન્તર્ભાગમાં આવી લાગ્યા. મેં આસપાસ બધે ફરીને જોયું, તો તે ઘણું સ્વચ્છ, અને શ્રીમન્ત કુટુંબની અનેકધા સગવડોથી અનુકૂળ હઈ; સર્વ વિધ વૈભવી સાધનોથી સુશોભિત જણાતું હતું. ફરતા ફરતા અમે ફરી છોટુના અભ્યાસ ગૃહમાં આવી પહોંચ્યા. છોટુએ મને હસીને કહ્યું:—

"વિશ્વેશભાઈ! ' હું ધારૂં છું કે તમને અહીં કોઈ પણ પ્રકારે અગવડ નહિ આવે, છતાંય, તેવું કંઇ જણાય તો મને સહજ સૂચના કરશો એટલે સૌ સારૂં થઈ રહેશે."

"પ્રત્યુત્તરમાં પ્રસન્નતા પૂર્વક હું જરા હસ્યો." એટલામાં એક આધેડ વયની સ્ત્રી અમારે સારૂ કંઇક નાસ્તો અને પાણીના બે લોટા પ્યાલા સાથે લઇ આવી. તેને જોઇને છોટુએ કહ્યું:–" જુઓ કાકીબા! આ મારા "વિશ્વેશભાઈ." મારા કાકાજી કહેતા હતા કે, આજથી હવે તેઓ આપણે ત્યાંજ રહેવાના."

"હું સહજ જ સમજી ગયો કે, એજ "ગૃહદેવિ." મુનશીજીનાં ધર્મપત્નિ હોવાં જોઈએ. તેણે નાસ્તો અને પાણીનાં પાત્રો એક સારપલના નાના ટેબલપર મૂકી દઇ મને પ્રણામ કર્યા. મેં સાદર સત્કાર કરી યોગ્ય આશિર્વાદ દીધો.

"તેણે મને દયા દૃષ્ટિયે જોઇને કહ્યું:–" કેમ બાપુ! તમારે મા બાપ નથી કે?

"ના માજી, મારૂં કોઇપણ નથી.

"મારા આ પ્રત્યુત્તરથી તેને પ્રત્યાઘાત થયો હોય તેમ તેણે શોક-દર્શક શબ્દોથી ફરી મારા સામે જોઇને કહ્યું:–" અરેરે! બિચારા આવા સુન્દર અને સુશીલ છોકરાને, ન્હાનપણથીજ મા બાપ વિનાનો કરી દેવામાં ભગવાને ભલા કાંઈપણ વિચાર નહિ કર્યો હોય!" કંઈ નહિ બાપુ! એને એમજ ગમ્યું'સ્તો: "તમે સુખે અહીં આગળ રહેજો. ભાઇ! જેવો મારો છોટુ તેવાજ આજથી તમે હોં!

"મ્હેં ગદ્ગદ કરુણ મન્દસ્વરે આભાર માનતાં કહ્યું:—" માજી! આ વેળા તો આપજ સાક્ષાત્ અન્નપૂર્ણાસ્વરૂપ મારાં આધારભુત ધર્મ માતા છો.

" ના બાપુ ! હવે તમારે બીજે ક્યાંયે જવાની જરૂર નથી. તમારા બ્રાહ્મણને પનોતે પગલે તો આજે અમારાં આંગણાં પાવન થયાં. હવે જરા નાસ્તો પાણી કરી લ્યો, ત્યાં થોડીવારે રસોઇ પણ તૈયાર થઈ રહેશે. "

" એટલું કહી તેઓ ચાલ્યાં ગયાં; અને અમે પણ નાસ્તાને ન્યાય આપવા બેઠા.

" બીજી બધી બાબત બાજુએ મૂકી, હવે હું પહેલાં મુનસીજીનાં ધર્મ પત્નિનો કંઇક પરિચય આપવો આ સ્થળે ઉચિત ધારૂં છું.

" એમનું વય હશે આશરે છત્રીશેક વર્ષનું. સુડોળ સ્થૂલ ગૌર શરીર, અને રૂપ લાવણ્ય સંતતિને અભાવે આજે પણ કો'ક તરૂણીને લજાવે તેવાં મનોહર લાગતાં હતાં. " કોઇ પણ પ્રકારના કલ્મષથી મુક્ત એમનું ઉદાર મન કુટુંબ વત્સલ પતિવ્રત્ત ધર્મ પરાયણા એક આદર્શ આર્યાના જેવું અત્યન્ત નિર્મળ હઇ, મારા જેવાને સ્વાભાવિક જ " બા " કહીને બોલાવવાની પવિત્ર પ્રેરણા કરાવતું, અને હવે પછીના પ્રસંગોમાં હું તો તેમને " બા " કહીને જ બોલાવવાનો. "

વાતવાતમાં કલાકે'કનો સમય તો સહજમાં વીતી ગયો. તેટલામાં રસોઈ પણ તૈયાર થઇ રહેવા આવતાં રસોઇઆએ અમને જમવા બોલાવ્યા. અમે બન્ને ત્યાંથી ઉઠયા, અને હાથ પગ ધોઇ, ભોજન ગૃહમાં જુદે જુદે પાટલે જમવાને ગોઠવાઇ ગયા. મુનશીજી અમારી પહેલાંજ આવી બેઠા હતા, અને મારી ' બા ' પણ ત્યાં ઉપસ્થિત હતાં.

" રસોઇઓ કોઇ સાઠેક વર્ષનો વયોવૃદ્ધ પણ, સુખી શરીરનો બલિષ્ઠ બ્રાહ્મણ હઇ, રંધવારો છતાંય " બ્રહ્મ તેજના વન્દનીય સાત્વિક વર્ચસ્વનું સ્વલ્પ ભાન કરાવતો હતો.

" વાત વાતમાં હું જાણી શક્યો કે, એને પણ આ જગતમાં બીજું કોઇ નહોતું. અને વીસ પચીસ વર્ષથી આજ ઘરમાં નોકરી કરતાં તેનું આજ વેર સુધીતું ચારિત્ર્ય નિષ્કલંક કહેવાતું.

આ સિવાય ત્યાં બીજી બે રસોઇયણ બ્રાહ્મણી પણ હતી, પણ હજી સુધી મને તેમનાં દર્શન નહોતાં થયાં.

" અમે બધા આનન્દથી રૂચી પૂર્વક જમતા હતા. ત્યાં મારી ધર્મ માતાએ મુનશીજી પ્રતિ જોઇ કરૂણા દ્ર વચને કહ્યું–" જુઓ તો ખરા ! બિચારા આવા સુશીલ અને સોહામણા છોકરાનાં જગતમાં માબાપે ન રહ્યાં"

" જ્યાં પ્રભુનીજ એવી ઇચ્છા ! ત્યાં બીજો ઉપાય શો વારૂ ! માબાપ કાંઇ ચિરકાળ તો કોઈનાં રહ્યાં નથી. ચાલો હવે મારે જરા આજે ઉતાવળ

છે, એટલે હું સૌ પહેલાં જાઉં છું. તમે બધા સુખે જમજો. એટલું કહી તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

"તેમના જવા પછી તરત જ ત્યાં બે સ્ત્રીયો દાખલ થઇ અને આવતાં જ તેઓમાંની એક મારી સામે જોઇને કહ્યું; "હા, એજ! એની જ વાત દીયરજી કરતા હતા. બીજી સ્ત્રીયે કહ્યું:–' અહો હો ! કેવું મનોહર રૂપ છે! જાણે કે કોઈ રાજકુમારજ ન હોય!'

"આ બન્ને યુવતીયો યૌવનના પૂર બહારમાં હતી. તેમાંની એક તો છોટુની વિમાતા, અને બીજી મારી ધર્મ માતાની નાની બ્હેન અર્થાત્ મુનશીજીની સાળી હતી.

"પહેલીનું વય હશે આશરે પચીશેકનું, જ્યારે બીજીનું વીશેક વર્ષની આસપાસ. બંને પરમ લાવણ્યમયી અને ચકોર લાગતી હતી. જો કે તેઓ હતી તો વિધવાઓ, છતાંય તેમણે ધારણ કરેલાં વસ્ત્રાભૂષણો તો તે સ્થિતિથી સર્વથા પ્રતિકૂળ જેવાં ભાસતાં હતાં. માત્ર સૌભાગ્ય તિલક અને નાકની નથનીને અભાવે વૈધવ્ય દશાની આર્ય પરમ્પરા પરાણે જ જળવાઇ રહી હતી. આનાથી અતિરિક્ત બીજું તો બધું સૌભાગ્યવતીઓને જ શોભાવે તેવું હતું.

"એકાએક આ બંને યુવતીઓનાં અજબ રંગઢંગ જોઇ, મારા અંતઃકરણમાં એક પ્રાચીન હિન્દી કવિનું કવિત્ત સ્ફુરી આવ્યું, જે આબાદ એમનેજ લાગુ પડતું હતું:—

"कवित्त"

"जरीदार सारीमें किनारी कामदार टँकी,  
"चोली जर तारीमें दे[illegible] गोल छातीको।  
"नखतें सिखालों बर भूखन सजाती,  
"कोर [illegible] 'लगाती नैन बीच बर: जातीको ॥  
"वाल अठलाती वलखाती लचकाती लङ्क,  
"जोबन ज[illegible]नीमें लुटाती निज थातीको।  
"माँग'बिन सेंदुर सुहाती' पान खाती खूब,  
"क[illegible]बेको 'राँड, कान काटै अहिबाती'को ॥"

"આ બન્ને મંદીક્ષી મનમોહિનીઓનાં નેત્રદ્વય ચંચલ અને ચિત્તા-

ર્ષક હાવભાવથી યુક્ત હઈ, સ્વાધીન–ભાવાપન્નું સ્વાભાવિકજ સમર્થન કરતાં હતાં.

" પોતપોતામાં જ કંઇક ઘુસ પુસ કરતી, અને જાણે કે કેમ મારી આ અવદશાપર અંતઃકરણ પૂર્વક ખેદ પ્રકટ કરવાને આવી હોય, તેવી કૃત્રિમ આશ્વાસક ભાવદર્શી મુખમુદ્રાએ મારા સામે એકી ટશે જોઇ વાતચીતનો પ્રસંગ શોધવા લાગી. પણ મને તો એમના આ અનુચિત આચરણથી સ્વયં લજ્જા ઉત્પન્ન થઇ. અને મ્હેં મનમાંજ વિચાર કર્યો, કે હવે ઝટપટ જમી લઇ અહીંથી પલાયનમ કરી જવામાં જ મારૂં કલ્યાણ છે.

" આ બન્ને રમણીઓને આમ મારા સામે જોતી જોઇ, મારી ધર્મ માતાએ તેમને અનુલક્ષીને કહ્યું:—

" જુઓને બાઇ, આ બિચારા અનાથ છોકરાને અહીં લાવવામાં એમણે કેવું ડહાપણયુક્ત પુણ્યનું કામ કર્યું ? "

" આ સાંભળી એમની ન્હાની બ્હેન કે જેનું નામ " મનોરમા " હતું, તેણે પ્રત્યુત્તર આપ્યો:–" ઘણુંજ સારૂં કર્યું મોટી બ્હેન ! " નિરાશ્રીને આશ્રય આપનારનું ભગવાન પણ ભલું જ કરશે.

" છોટુની બાએ પણ ઠાવકે મ્હોંએ " હાસ્તો, " કહેતાં સાથે સાથે ટેકો આપી દીધો. " અસ્તુ:—

" અમે જમી રહ્યા, એટલે છોટુએ મારો હાથ પકડીને હસતાં હસતાં કહ્યું: ચાલો ! " વિશ્વેશભાઈ, હવે આપણે અહીંથી બહાર જઇયે, કારણ હવે અહીં આ મહિલા મંડળના અસ્સખ્લિત સંભાષણનો પ્રબળ પ્રવાહ વહેવો શરૂ થઈ ચૂકયો છે!

" છોટુની આ હાસ્યજનક ટકોરપર સૌને હસવું આવ્યું. તેમાં મારી બત્રીશી પણ બહાર નીકળી પડી હતી.

" અમે ત્યાંથી ચાલી પાછા તેજ ખંડમાં આવી બેઠા, અને પાન સોપારી ખાતા ખાતા વાતે વળગ્યા. છતાંય મારૂં મન હજીય કંઇક અસ્વસ્થ લાગતું હતું. " ચકોર છોટુ મારો મનોભાવ સમજી ગયો. તેણે જરા ગંભીર ભાવે મને કહ્યું:–" વિશ્વેશભાઇ, તમે જ્યારથી અહીં આવ્યા છો ત્યારથી બહુ જ વિચારવશ રહો છો, પણ તેમ રહેવાની કશી પણ આવશ્યતા મને તો જણાતી નથી. " જુઓને, તમારે માબાપ નથી તો મારે પણ તેવું જ છે નાં ! એટલે કે આપણે બન્ને સામાનાવસ્થામાં છીયે. હું પણ જ્યારે છેક એક વર્ષનું નાનું છૈયું હતો ત્યારે મારી બા મરી ગઈ, એટલે હતભાગ્યે–" માતૃ સ્નેહ " એટલે શું ? એ વાતથી કેવળ અજાણ રહ્યો. અને અધુરામાં પૂરૂં, બે વર્ષથી મારા પિતા પણ પરલો-

ઉદાસી થઇ ગયા છે. આ અકાળ દુઃસહ્ય સંકટથી હું પણ તમારી પેઠે પહેલાં તો બહુજ શોષાવા લાગ્યો. પણ ધીરે ધીરે અંતે બધું દુઃખ વિસારે પડ્યું. મારે તો હવે સર્વસ્વ આ મારાં મા બાપ તુલ્ય કાકાજીને કાકી આ છે. એમના આશ્રયેજ હું આ જગતમાં આજે જીવું છું. એમ કહેવામાં મારો આશય એજ છે, કે તમે પણ હવે વ્યર્થ શોક કરવો મૂકી દો. તમારા આ દુઃખથી તો મારૂં વિસારે પડેલું દુઃખ પણ પાછું સાંભરી આવે છે. મારા કાકાજી ઘણા ઉદાર દિલના સજ્જન છે. તે તમને અહીં લાવ્યા છે, તો કોઇ પણ પ્રકારે તમને ઓછું આવવા નહિ દે, અને પરિણામે સૌ સારૂં થઇ રહેશે."

સમદર્શી છોટુના આ આશ્વાસનથી મારૂં મન પાછું કંઇક સ્વસ્થ થયું. તે વયમાં તો જો કે મારાથીય બે ત્રણ વર્ષ ન્હાનો હતો, તો પણ તેની બાલ બુદ્ધિમાં પ્રૌઢત્વનો પ્રભાવ તરી આવતો હતો. તેની સાર ગર્ભિત વાતો સાંભળી મારી ચિત્ત વૃત્તિની ચંચળતા ઘણે અંશે ઓછી થઈ ગઇ. મેં કહ્યું કેઃ—"છોટુભાઇ! તમારૂં કહેવું સર્વથા સત્ય છે. પણ મારૂં મનોબળજ હમણા હમણા કંઈ એવું તો નિર્બળ થઇ ગયું છે, કે આ બધું સાંભળ્યા સમજ્યા પછી પણ પૂરેપૂરૂં સમાધાન થતું નથી.

"હું સારી રીતે સમજું છું, કે તમારા સિવાય બીજું કોઇ પણ મારૂં શુભેચ્છુ આ સંસારમાં હવે રહ્યું નથી. મારી ઉદાસીનતાથી અલબત્ત તમને બધાંને "સમવેદના"ને ન્યાયે ખરેખરૂં લાગણીપૂર્વકનું દુઃખ થતું હશે જ, પણ આજથી હું પ્રસન્નચિત્ત રહેવાને મારાથી બનતો પ્રયાસ કરી જોઇશ. પછી તો જેવું મારૂં પ્રારબ્ધ!

"મારા આ સમયોચિત પ્રત્યુત્તર પછી છોટુ કંઇ પણ વધારે બોલ્યો નહિ, અને હું એક દૈનિક પત્રના વાંચનમાં પ્રવૃત્ત થયો. જો કે દિવસે સુવાની મને ટેવ તો નહોતી, પણ ગત રાત્રિના અખંડ જાગરણથી આલસ્ય આવી મારી આંખો ઉંઘથી ભરાવા લાગી, તે જોઇ છોટુએ મને કહ્યું, કેઃ—"વિશ્વેશભાઈ, ભલે હવે તમે પેલા પલંગપર જરા આરામ લ્યો, કારણ કે તમને ગઇ રાત્રિનો ઉજાગરો છે.

"આ વાત તો મને પણ ગમી, એટલે હું ત્યાંથી ઉઠયો; અને પલંગમાં જરા આડે પડખે પડયો. પડતાં વેંતજ મારી આંખ મળી ગઇ. કલાકેક પછી જ્યાં જાગીને જોયું તો ત્યાં મારા સિવાય બીજું કોઇ પણ નથી.

"ઘડીયાળમાં જોયું તો લગભગ સાડાચાર થવા આવ્યા હતા. મને

વિચાર આવ્યો, કે આજ તો ખૂબ ઉંઘાયું. " હું ત્યાંથી ઝટ ઉઠયો, અને મોરીપર મ્હોં ધોવાને જતો હતો, એટલામાં તો ઘરમાંનો એક નોકર મારા માટે પાણીનો એક લોટો ભરી લઇ આવ્યો. મ્હોં ધોઇને મેં પાન ખાધું. અને કપડાં પહેરી લઇ ત્યાંથી બહાર આવ્યો. ધીરે ધીરે બે ચાર ખંડ વટાવતો, છેક છેડે આવેલા એક વિશાળ ખંડઆગળ આવી લાગ્યો, કે જે ખંડમાં મુનશીજીના મહેતા મુત્સદ્દીઓ હમેશાં વ્યાપાર વહીવટનો હિસાબ કિતાબ લખ્યા રાખતા.

" મુનશીજી તો આ વેળા ક્યાંક કામ પ્રસંગે બહાર ગયા હતા, પણ તેમના મોટા મુનીમ અને બીજા મહેતાજીઓ નાના મોટા ચોપડા ઉથલાવતા નજરે પડતા હતા.: મુનીમની ગાદી આગળ મ્હેં રૂપાની અને સુવર્ણની મુદ્રાઓની ન્હાની મોટી ઢગલીઓ જોઇ, એટલે એમની જંગમ સમૃદ્ધિ અને લેવડદેવડની સાખ માટે મને સારો મત બંધાયો.

" અહીં આગળ સૌથી પહેલાં તો હું મુખ્ય મુનીમ ભોગીલાલનો કંઇક પરિચય આપવો આવસ્યક સમજું છું. એનું વય લગભગ શેઠજી જેટલું જ હશે. રંગે શાહી જેવો શ્યામ, ચ્હેરો કંઇક આફ્રિકાના સ્વાહિલી લોકને મળતો, નાક ચીનાઓ જેવું ચપટું, આંખો ઠેઠ કપાળે ઉંચે ચઢી ગયેલી, અને શરીરનું કદ અને બાંધો સર્વથા કાઠિયાવાડના કોઇ દંડ કાઠિને પણ ઝાંખાં પાડે એવાં, એકંદરે સર્વ કાંઇ વર્ણસંકર રૂપ રંગનો નરાધમ દેહધારી આ મુનીમ મને પ્રથમ દૃષ્ટિયે જ પિશાચ જેવો લાગતો હતો. એના હાથ નીચેનો નાનો મુનીમ શિવલાલ મને એનાથી ઉલટું, કોઇ ભદ્ર મનુષ્ય જેવો ભાસ્યો. "

" આવું છતાંય મુનીમ ભોગીલાલનું બીજા બધા મહેતાજીઓ કરતાં ઘરમાં સારૂં માન જળવાતું. અને સૌ કોઇને એનામાં જડ અંધ શ્રદ્ધા બેસી ગઇ હતી.

" ઘરની અધિષ્ઠાત્રીદેવિ તો મારી ધર્મ માતા તે સાક્ષાત્ લક્ષ્મ જેવીજ પૂજ્યા હતી. તે સિવાય મુનશીજીની એક વિધવા બ્હેન, તેને વૈધવ્ય પ્રાપ્ત થયા પછી ત્યાંજ રહેતી હતી." " પચાસેકને સીમાડે પહોં ચેલી આ વયોવૃદ્ધ બાઇને ઘરમાંના સૌ કોઇ "જીજી" કહીને બોલાવતા. પણ એનું નામ હતું. " ગંગાબાઇ. " મુનશીજીના સ્વર્ગસ્થ વડીલભાઇ, અર્થાત્ છોટુના પરલોકવાસી પિતાનું નામ કાન્તિલાલ હતું. છોટુની જન્મદાત્ર જનનિના મરણ પછી તેમણે વૃદ્ધાવસ્થામાં બીજું લગ્ન કર્યું, પણ લગ્ન પછી થોડે જ દહાડે તેમનું મૃત્યુ થયું. એમના બીજા લગ્નની સ્ત્રી, છોટુની વિમાતા અને આપણા પરિચયમાં આવી ગયેલી પહેલી બે યુવત

વિધવાઓમાંની એક મોટી " ચંચળા " હતી. અને બીજી નાની કે જેનું નામ " મનોરમા " હતું, તે સંબંધે મુનશીજીની સાળી થતી હતી, તે કાંઇ આપણાથી અજાણ્યું નથી. મુનશીજીનો આ બધો વંશ વિસ્તાર હું છોટુની સહાયતાથી જ જાણી શક્યો. અને તે જાણવાની ખાસ આવશ્યકતા તો એટલા માટે જ છે, કે હવે પછીના મારી આત્મકથાના અર્થાત્ વિશ્વલીલાના પ્રત્યેક પ્રવેશે, આમાનું પ્રત્યેક પાત્ર, પ્રસંગોપાત્ પોતપોતાની ભૂમિકા ભજવતું આપણી રંગભૂમિપર પ્રેક્ષકોની દષ્ટિ મર્યાદામાં આવતું જતું રહેશે.

## —દર્શન ૪ થું.—

### ગુપ્ત રહસ્ય.

" कामान्धो नैव पश्यति ॥

મુંબઇમાં આવ્યા પછી મેં મારા સહાધ્યાયી મિત્ર ચમનને એક કુશળ પત્ર લખવાને વિચાર કર્યો, પણ વળી મનમાં એમ આવ્યું, કે જ્યાં સુધી મારી નિશ્ચિતપણે આ સ્થળે યોગ્ય વ્યવસ્થા થાય નહિ ત્યાં સુધી કોઇને પણ કંઇ લખવાની કશી આવશ્યકતા નથી.

આ પ્રમાણે મારા આશ્રયદાતા મુનશીજીને ત્યાં કોઈ પણ પ્રકારની અન્ય ઉપાધિ સિવાય એક આખું પખવાડિયું આનન્દમંગળમાં વીતી ગયું. મને કોઇ રીતે કંઇ પણ અગવડ નડી નહિ અને ઘરમાંના સૌ કોઈની મારાપર ઠીક કૃપા હતી.

" પહેલે દહાડે જે ખંડમાં મારી ધર્મ માતા " લક્ષ્મી " અમારા માટે નાસ્તો પાણી લઇ આવી હતી, તે ખંડ સ્ત્રીનિવાસના નિકટમાંજ આવેલો હતો; અને તેનો ખાસ ઉપયોગ છોટુના વાંચવા લખવા કે સૂવા ઉઠવાના કાર્ય પરત્વે થતો હતો. મારી પણ ત્યાંજ બેસવા ઉઠવાની વ્યવસ્થા થઇ ગઇ."

" મને એમ લાગે છે, કે હવે હું કંઇક આ સ્થળે છોટુના પ્રસંગમાં થોડુંક લખું ":-

"હું પહેલેથી જ કહી ચૂક્યો છું કે છોટુ પરમ સુશીલ, શાન્ત, ચતુર, બુદ્ધિમાન્ અને સ્વરૂપવાન સુપુત્ર છે. આ વેળા તે મેટ્રીકમાં અભ્યાસ કરતો હતો. તેને ફોટોગ્રાફીનો બહુ શોખ હતો. રાત્રે વાળુ કીધા પછી અમે બન્ને ભાઇઓ અમારા ખંડમાં છેક મધરાત સુધી નિર્દોષ અભ્યાસ વગેરેની વાર્તા કર્યા કરતા, તે વેળા છોટુ તરેહવાર પોતે જ પાડેલી સુન્દર છબીઓ મને બતાવતો, મારી પાસેથી તેના કામની પરિક્ષા કરાવતો, અને મનમાં બહુજ ખુશી થતો. મોડી રાત પછી જ્યારે તે સુઇ રહેતો, ત્યારે હું શાન્ત ચિત્તે મને અનુકૂળ આવે અને રસ પડે તેવું કંઇક વાંચતો; કયારેક તો વાંચતાં વાંચતાં આંખો ઉંઘથી ઝટ ઘેરાઇ જતી, પણ તે જરા વારમાં ઉઘડી જાય, અને કલાકોના કલાક સુધી પલંગમાં આમતેમ પાસાં ફેરવતાં ફેરવતાંયે કેમે કરી ફરી પાંછી મીંચાતી જ નહિ. એટલે હું એમજ આળો-ટતો પથારીમાં વિચારવશ જાગતો પડયો રહેતો."

આ અવસ્થામાં આટલી રાત્રે જ્યારે જગત્ નિદ્રાદેવિને ખોળલે શાન્તપણે નિદ્રાવશ રહેતું, ત્યારે મારી આસપાસમાં ક્યાંક જાણે કે કોઇ કોઇની સાથે ધીરે ધીરે ગુપ્ત ધુસપુસ વાર્તા કરતું હોય તેમ મને લાગી આવતું. આ ચમત્કારથી તો મારી ઉંઘ તદ્દન જ પલાયનમ કરી જતી. રખેને! કોઇ ચોર તો ન હોય! એ ભયથી હું ડરતો. મેં વિચાર કર્યો, કે આટલી મોડી રાતે તે વળી આ શું કૌતુક! જો કોઇ ચોરજ ચોરી કરવા આવ્યાં હોય તો તે આટલીવાર લગણ ધુસપુસ કરતા વૃથા કાલક્ષેપ નજ કરે. આમ ઘણાક દહાડા ચાલ્યું. મેં નિશ્ચય કર્યો, કે આ લોકો ચોર તો નથીજ. કારણ, કે ચોરી તો બહુ જ સાવધાનપણે ગુપ્ત રીતે જરાવારમાંજ થઇ શકે, પણ આંતો રોજનું રોજ આમજ વાતચીતનું પ્રકરણ ચાલુજ હતું. "અસ્તુ". બે ચાર દિવસ વધુ આમજ વીતી ગયા. મેં પણ આ વાત મ્હારા મનમાં જ દાટી દીધી.

"ઉન્હાળો થોડાક દિવસથી બેસી ચૂક્યો હતો. અને આકાશ વાદ-ળાંઓથી સર્વથા આવરાયલું હોવાથી પવનનો ક્યાંયથી પણ સંચાર થવાનો અસંભવ હતો તેવી વેળાયે હું એક રાતે મારા બિછાનામાં આમથી તેમ પાસાં ફેરવતો ઉંઘવાનો મિથ્યા પ્રયત્ન કરી રહ્યો હતો. હવાને અભાવે ઉંઘ આવે જ શેની? આખરે ધામથી હું કંટાળ્યો. અને મારા ખંડનો એક દરવાજો મ્હેં ઉઘાડી નાંખ્યો. સમય લગભગ બે વાગ્યાનો હશે. મેં એક મીણબતી સળગાવીને જોયું તો બિચારો છોટુ પરસેવાથી રેબઝેબ થયેલો પણ શાન્તિથી ઉંઘે છે. હું આશ્ચર્ય પામ્યો, કે આવી અસહ્ય ગર-મીમાં પણ આ ગર્ભશ્રીમન્ત નાજુક પ્રકૃતિનું માણસ નિરાભય શાન્ત

નિદ્રામાં ધસઘસાટ ઘોરે છે ! જે વૈભવી પ્રકૃતિથી સર્વથા પ્રતિકુળ કહેવાય! મેં તેના સુકુમાર શરીરપર દ્રષ્ટિપાત કરતાં સ્વગતજ કહ્યું “ભાગ્યશાળી છોકરું! ખરેખર! મારી નિદ્રાનો લાભ પણ તનેજ મળે છે! ખુશીથી લે! મારે ઇર્ષ્યા કરવાનું કંઈ કારણ નથી.” પણ તેની આવી અઘોર ઉંઘથી હું બીજી રીતે કંઇક અપ્રસન્ન થયો. કારણ તે જ્યારે પણ ઉંઘવાને બિછાને જતો ત્યારે જરાવારમાંજ તેની આંખ મળી જતી, તે તેને સર્વાંગે ઢંઢોળ્યાથી પણ સવાર સુધી ઉઘડતીજ નહિ! એને ભણવામાં પરિશ્રમ તો બહુજ પડતો, અને દિવસે અપવાદ સિવાય કોઇ વેળા પણ તે ઉંઘતો નહિ; એટલે તો બાપડા શ્રમિતને રાતે આવી અઘોર ઉંઘ આવે એમાં એનો વાંક શો વારુ! અસ્તુઃ—

મેં તેની ઉંઘમાં ખલેલ ન કરવાનું ઉચિત ધાર્યું. અને ભીણબતીને ઠારી નાંખી ખંડથી બહાર જરા ફરવા નીકળ્યો. હું અંધારામાં એકલોજ બહારની પરસાળમાં આમતેમ આંટા ફેરા મારતો હતો. ત્યાં એકાએક વીજળીનો ચમકારો થયો. એ ચમકારમાં મેં મારી બાજુપરના ખંડમાંથી એક સ્ત્રીને ઝટપટ બહાર પસાર થતી જોઇ લીધી. હું આશ્ચર્ય દિગ્મૂઢ વિચારવા લાગ્યો કેઃ—આતે વળી “ इदं तृतीयं ” જેવું શું હશે વારુ?

“ એ સ્ત્રીને તો હું પ્રથમ દ્રષ્ટિયેજ ઓળખી ગયો. તે મુનશીજીના ઘરની એક જૂની નોકરાણી હતી, કે જેને ઘરમાંના સૌ કોઇ “ મટુ ”ના નામથી બોલાવતા. એતો જાણે ઠીક, પણ “મટુ” સ્ત્રી શયનાગારમાંથી ચાકર પુરુષવર્ગના સૂવાના ખંડમાં શામાટે ગઇ હશે? શું તેને કોઇ ચાકરથી અનુચિત સંબંધ હશે?

“ હું હજી તો આમ વિચાર કરતો ઊભો હતો, ત્યાં ફરી વિદ્યુત્ ચમકાર થયો. તેના પ્રકાશમાં મેં ઝટ જોઇ લીધું કે મટુ પાછી ઉતાવળે પગલે તેજ શયનાગાર ભણી જતી હતી; પણ આ વેળા તે એકલી નહોતી. પણ તેની પાછળ છદ્મ વેષે કોઈ બીજી પણ વ્યક્તિ ચુપચુપ દબાતે પગલે ચાલી આવતી હતી. તેની ચાલવાની ઢબપરથી તે કોઇ સ્ત્રી નહિ પણ પુરુષ હોવો જોઇએ એમ મ્હેં યોગ્ય અનુમાન કરી લીધું, પણ મ્હોં છૂપાયલું હોવાથી તે કોણ હશે તે નિશ્ચયપૂર્વક કહી શકાતું ન્હોતું.

“ મારી જિજ્ઞાસા આ ઉપરથી સવિશેષ ઉત્તેજિત થઈ, એટલે આ કુતૂહલ જોવાને હું મારા ખંડમાં પાછો આવ્યો. બારણાં વાસી દીધાં અને બીજી તરફની ગેલેરીમાં જઇ બારીમાંની જાળીમાંથી આ બધો ગુપ્ત ભેદ જાણવાને મને કોઇ જોઇ ન શકે તેવી રીતે ઊભો રહ્યો.

“ મ્હેં જોયું તો “ મટુ ” પેલા છદ્મ વેષી વ્યક્તિસહ સ્ત્રીશયનાગા-

રમાં દાખલ થઇ ગઇ. હું તદ્દન નજીકમાંજ ઊભો હતો એટલે એમની વચ્ચે હળવેથી થતી વાતચીત પણ સારી રીતે સાંભળી શક્યો. વાતચીત કરનારાઓમાંના એકના પરિચિત અવાજથી હું સ્તબ્ધ બની ગયો! પ્રિય પાઠક! તારૂં સશંક આતુર હૃદય પણ એ અવાજ કરનાર વ્યક્તિનો પરિચય ઇચ્છે છે ખરૂં ને? લે સાંભળ! ત્યારે! એ બીજું કોઇ પણ નહિ, પણ આપણા સામાન્ય પરિચયમાં એક વેળા આવી ગયેલો દુરાત્મન્, મુખ્ય મુનીમ ભોગીલાલ જ હતો. હું સાશ્ચર્ય શંકિત થઇ વિચારમાં પડયો, કે આટલી મોડી રાત્રે મુનીમજીને સ્ત્રીઓના શયનાગારમાં આમ છૂપાવેષમાં ચોરની પેઠે ઘુસી જવાનું કારણ શું હશે ભલા? અવશ્ય આમાં કાંઇ ગૂઢ રહસ્ય હોવું જોઇયે.

"હું હજી તો વિચારવશ ત્યાંજ ઊભો હતો, તેટલામાં ફરી વિદ્યુત્ ચમકાર થયો અને મદુ તે ખંડમાંથી સાવધાનપૂર્વક ઝટ બહાર નીકળી ગઈ, અને મુનીમજી તો રહ્યા અંદરજ.

"મુનીમ ભોગીલાલ તે ખંડમાં ઘુસ્યો હતો, કે જે ખંડ છોટુની વિમાતા "ચંચળા" નો હતો. પ્રાયઃ તેનો ઉપયોગ સ્વતંત્રપણે તેજ કરતી હતી.

"મને હૃદયમાં :બહુજ દુઃખ ઉત્પન્ન થયું અને ચંચળાપ્રતિ એક પ્રકારની તીવ્ર ઘૃણા છૂટી:—"હાય! દુર્ભાગિની! દુશ્ચરિત્! ચંચળા! તને આ કુકર્મ કરવાનું ક્યાંથી સઝ્યું? હરિ! હરિ! ધર્મ ખરેખર રસાતળે પહોંચ્યો! ચંડાળ! નરાધમ! ભોગીલાલ! પ્રભુ પત્નીની સાથે તારો આ અસહ્ય વ્યવહાર! ધિક્કાર છે સહસ્ત્રાવધિ ત્હને! લુણહરામ! રે નર પિશાચ! જેનાં અન્નોદકથી વર્ષોથી તું આજવેર સુધી પોષાયો છો, તેનો તારાજ હાથે આમ સર્વ નાશ! શિવ! શિવ!

"મ્હેં તો જ્યારથી આ વર્ણસંકર ભોગીલાલને પ્રથમ જોયેલો, ત્યારથીજ તેના માટે મને ઘણોજ ખરાબ મત બંધાઇ ચૂક્યો હતો, તેમાં આ એના અનુચિત વ્યવહારથી તો વધુ પુષ્ટી મળી. અને પાપિષ્ઠા ચંચળાનું પણ કેવું નિંદ્ય સાહસ કુકાર્ય, કે ટુકડાના ખાનાર એક સેવકથી દુરાચારનો તુચ્છ અભિલાષ!

"ચંચળાના આ અધમ સાહસમાં આશ્ચર્ય તો એ હતું, કે પરાયા પુરુષને આટલી મોડી રાત્રે કોઇનો પણ ડર રાખ્યા વિના પોતાના ખંડમાં દાખલ કરી તેનાથી નિર્ભયપણે આજ કેટલાક સમયથી આમ ગુપ્ત વ્યભિચાર કરી રહી હતી.

અરેરે! કળિયુગનો અદ્ભુત મહિમા તો જુઓ કેવો વિચિત્ર છે?

કે માનવ માત્ર તેને આધિન રહી ક્ષણિક સુખને માટે આ લોક અને પરલોકના બન્ને બબ્બાને બગાડતા પોતે કરેલાં કાર્યનું પરિણામ ભૂલેચૂકે પણ નથી જોતા કે નથી સમજતા. " ખરેખર ! કામાન્ધોનાં સાહસ હમેશાં એવાંજ અનુચિત હોય છે !

" અસ્તુ. ધીરે ધીરે હું પાછો મારા રૂમમાં ગયો ને પાછો મ્હારા ખંડમાંથી બહાર આવ્યો. એ વેળા ઝરમર ઝરમર વરસાદ વરસવો શરૂ થઇ ચૂકયો હતો. અને અંધકારનો તો પારજ ન્હોતો; તેથી વળી હળવે હળવે દબાતે ડગલે " ચંચળા " ના " વિલાસીગૃહ " નજીક ગયો. અને બહાર પડતી એક જાળીને પડખે ઊભો રહ્યો. મેં ધાર્યું, કે કામાન્ધ ભોગીલાલ કાળું મોઢું કરી અબઘડી અહીંથી બહાર નીકળવાનો, તેથી તેના જવાના માર્ગપર લક્ષ રહે એવી રીતે તે ખંડના દરવાજાથી જરા દૂર રહ્યો. કે જેથી બહાર જનાર મને જોઇ શકે નહિ. પણ ત્યાં ઊભા રહેવામાં અનેક તર્ક વિતર્ક થવા લાગ્યા. કારણ, કે આવી વેળા ગુપચુપ સંતાઇને આ સ્થાને મને ઊભો રહેલો જોઈ ઘરમાંનું કે બીજું કોઇ મ્હારે માટે શો વિચાર બાંધે ? જોતાંજ કોઇ ચોરના ભયથી કોલાહલ કરી મૂકે તો તો બધો ખેલ બગડી જાય, અને ઉલટું મારી આબરૂના કાંકરા થાય. અને વધારામાં ભર ઊન્હાળાની પાછલી રાત્રે અનિચ્છાયે પણ મારે મેથીપાકનો પ્રસાદ ચાખવો પડે તેનું શું ?

" પણ પાછું પોતાની મેળેજ સમાધાન થઈ ગયું કે,—આપણે ક્યાં કોઇ ચોર છીયે ? વાસ્તવપણે ચોર તો ઘરમાંજ છે, એટલે ન કરે નારાયણ ને કદાચ આ આપત્તિ આપણાપર આકસ્મિક રીતે આવીજ પડે તો આપણે મુદ્દા માલ શીખે નીચ ભોગીલાલને એણે કરેલા કુકર્મનો બદલો ભોગવાવવા બતાવી દેવો. એટલે આપણે તો રહીયે નિર્દોષ, અને વિશેષમાં આ ચોરી પકડવાના અદ્દભુત સાહસની સૌ કોઇ વાહ,! વાહ! અને પ્રશંસા કરે તે વળી જૂદું.

" ગમે તેમ થાવ " હુંતો ત્યાંજ ઊભો રહ્યો. અને આગળ ઉપર શું થાય છે, તે જિજ્ઞાસુપણે જોવા લલચાયો. "

" મેં યુક્તિથી જરા હિમ્મત રાખી જાળીમાંથી ખંડના અંતર્ભાગમાં તીવ્ર દૃષ્ટિપાત કર્યો. અને જોયું તો; વાહ ! વાહ ! અહીં તો નાયક નાયિકાનું અપૂર્વ મિલન થઇ ચૂકયું છે ! વીજળીના દીવાથી કયાંક દીવાળી ન વર્તાય, એ કારણથી તેનો સર્વથા અનાદર કરી તેને ઠેકાણે કાચના પ્યાલામાં એક મોટી મીણબત્તીથી શાન્ત ઝાંખા પ્રકાશનો લાભ લેવાય છે.

"મુનીમ ભોગીલાલ પલંગપર એક મલમલના ઝાલરદાર તકીયાને અઢેલીને આડે પડખે પડયો છે; અને તેનીજ કેડને અઢંગી મોટી વહુ "ચંચળા" પણ મર્યાદહીન અવ્યવસ્થિત દશામાં મદ ભર્યું મંદહાસ્ય કરતી લેટી રહી છે. વાહ! વાહ! અપૂર્વ મિલન! અદ્‌ભુત ભાવ! આશ્ચર્ય સમ્મેલન! " હાય! ધિક્કાર છે! આ અનુચિત દ્દશ્ય જોઇ ક્રોધથી મારૂં સર્વાંગ કંપી ઉઠયું. કિન્તુ આ વેળા હું નિરુપાય હતો.

"એકવાર તો મને એમ વિચાર આવ્યો, કે મારે અહીંથી ચાલ્યા જવું, કારણ કે કોઇના છિદ્રાન્વેષી થવું એ પણ એક પ્રકારનું પાપ છે, પણ પાછો એ વિચાર બદલાયો અને નિશ્ચય કર્યો કે ચાલ જીવ! જરા એ જુગલ જોડીના રસિક વાર્તાલાપ શ્રવણનો પણ લ્હાવ તો લેવો. એટલે હું તો ચુપચાપ ત્યાંજ ઊભો રહ્યો.

"થોડી વાર પછી નાયક ભોગીલાલે નાયિકા ચંચળાને પ્રેમાલિંગન કર્યું: અને તેના રક્ત પ્રવાલ જેવા અધરોષ્ટપર વારંવાર ચુંબન લેતાં લેતાં ચિંતાતુર વદને કહ્યું:—

"વ્હાલી! ચંચળા! ભલા આમને આમ તે કેટલાક દિવસ ચાલશે વારૂ? ચોરની પેઠે આવી વેળા અહીં છૂપાઇને ત્હારે ત્યાં આમ એશ-આરામ ભોગવવામાં કો'કદિ અનર્થ થવાનો સંભવ છે. એટલે એનો કાંઈ સુગમ ઉપાય શોધી કાઢવાની હવે ઘણી જરૂર છે.

"વનવેલીની પેઠે પોતાના જારના વક્ષ શરીરથી વિંટળાયલી જારિણી ચંચળાએ સહજ સ્મિત કરતાં પ્રત્યુત્તર આપ્યો; એ ખરૂં કહોછો વ્હાલા! પણ ગુપ્ત વ્યભિચારમાં હમેશાં એવી આપદાઓની સામે ધીરજથી ટકી રહેવાની જરૂર છે. ભાવિનો ભય મને પણ કો'કદિ ચિંતાતુર કરી દેછે, પણ શું કરૂં? કે તમારી મોહિની માયાએ તો મ્હારાં ધર્મ કર્મ, લાજ આબરૂ સહુ કાંઈ મૂકાવ્યું છે! આજ સુધીમાં મ્હેં મારૂં સર્વસ્વ તમારી સેવામાં, તમારા ચરણોમાં અર્પણ કરી દીધું છે. એટલે હવે કદાપિ કાંઇ ભવિષ્યમાં વિપદ પણ આવી પડે તો આપણે બન્નેએ હરણાની પેઠે એકત્ર અડગપણે ધીરજથી તેવી મુશ્કેલીઓમાંથી બચી જવાનો માર્ગ શોધી કાઢવોજ પડશે. પણ આ વેળા તેવી ચિંતા કરવાનું કંઇ કારણ નથી. પ્રિયતમ! નાહક રંગમાં ભંગ હમણાં શા માટે કરવો જોઇએ? આપત્તિ આવે, વળી જોઈ લઇશું.

"ભોગીલાલ ચંચળાના આ સમયોચિત પ્રત્યુત્તરથી ખુશી થતો બોલ્યો;—" વાહ! વાહ! ચંચળા! ધન્ય છે ત્હારી આવી દૃઢતર પ્રેમ ભાવ-

નાને ! ખરેખર ! ત્હારા માટે હું પણ પ્રાણાર્પણ કરવા જ્યારે જોઈયે ત્યારે તૈયારજ છું. મારી વ્હાલી ! હં, એતો ઠીક પણ ભલા મારી પેલી વાતપર તેં પછી વિચાર કર્યો કે ?

" ચંચળાએ હસતાં હસતાં કહ્યું—" મારા પ્રાણાધાર ! તમને જ્યાં સર્વસ્વ આપી ચૂકી, ત્યાં વળી દશ હજાર રૂપરડીઓ આપવી એતે શી મોટી વાત છે જે ? " તમે જાણો છો જે મરતી વેળાયે મારા સ્વર્ગસ્થ વરે રૂપિઆ પન્દર હજારની નોટો મને ખાનગીમાં સુપ્રત કરી છે. જેમાંથી થોડાક તો હું તમને આગળ આપી ચૂકી છું. થોડાક મેં ખર્ચી નાંખ્યા છે. બાકી રૂપિયા અગિયાર હજાર હવે મારી પાસે રહ્યા છે. જેમાંથી દશહજાર હું તમને આપી દઇશ. પછી કંઇ ? પ્રેમ આગળ પૈસો એતો તુચ્છ વસ્તુ છે વ્હાલા !

ભોગીલાલે તેના બન્ને કોમળ હાથોને પોતાના હાથમાં લઇ પ્રસન્નતાપૂર્વક રહ્યું:-ખરે ! વ્હાલી ! હવે મને ખાત્રી થઇ ચૂકી કે તું કોઇ પણ જાતના કચવાટ વગર તે આપી શકીશ. શું કરૂં, કે હું કેટલીક વ્યાવહારિક આર્થિક અડચણોમાં ગુંચવાયલો છું એટલે જ મારે નિરૂપાય એમ ત્હારી પાસે યાચના કરવી પડે છે ? અને એ પણ ખરૂં, કે આવી વેળા હું ત્હારા સિવાય બીજા કોની પાસે મ્હારા હૃદયની વિટંબના વ્યક્ત કરૂં ભલા ?

" નીચ ભોગીલાલની આવી સ્વાર્થપરાયણ વૃત્તિપર મને ઘણોજ તિરસ્કાર છૂટયો. એ પાજી લૂણહરામ તેની પાસેથી કોઇપણ બ્હાને આટલી મોટી રકમ પડાવવા માગતો હતો. પણ જારિણી ચંચળા પણ હવાઇ ઘોડાપર સ્વાર થઇ કામદેવની કુટીલ જાળમાં આંધળી બની ફસાઈ પડી હતી. એટલે એક પાપાત્માનો પ્રપંચ તેનાથી કયમ સમજાય વારૂ ?"

" તેણે તેને કહ્યું;—મારા પ્રાણ ! તમે કોઈપણ પ્રકારે વ્યર્થ શોચ ન કરો ! ખાત્રી રાખો કે હું અવસ્ય તમને સાહાય્ય આપીશ.

પોતાની વાગ્જાળમાં તેને વધુ જકડતાં તેણે કહ્યું;–" વ્હાલી ચંચળા ! ત્હારાપર કહે કે મને ક્યારે વિશ્વાસ નથી ? આ પહેલાં પણ તેં મને ત્રણેક્વાર ખરે પ્રસંગે સહાયતા આપી છે, જેથી હું આબરૂ ભેર વ્યવહારને સાચવી શક્યો. ભલા ! ભલાંની આવી ભલાઇ તે કોઇવાર ભૂલાય ખરી કે ? જો કે મારે વારે વારે ત્હારી પાસેથી આમ માગવું અઘટીત તો લાગે છે, પણ શું કરૂં ? કે ત્હારા સિવાય મને બીજું કોણ આવા સંકટમાં સાહાય્ય કરનાર હતું ? હવે જો તું એ ત્રણ દહાડામાં તે રકમ નહીં આપ તો જરૂર મારાં ઘરબાર લીલામ થઈ લેણદારો મને બેઆબરૂ કરી મૂકશે. ખરેખર ! આ ઘોર ચિન્તામાંને ચિન્તામાંજ મેં કેટલાક દહાડાથી ખાવું પીવું આનન્દ

કરવો એ સહુને તિલાંજલિ આપી દીધી છે. શું મારો માનસિક વ્યાધિ મારા ચ્હેરા પરથી તને નથી સમજાતો ?

" પ્રપંચી ભોગીલાલની આ કૃત્રિમ કરૂણાજનક વાતો સાંભળી દયાદ્ર શબ્દોમાં ચચળાએ આશ્વાસન આપતાં કહ્યું;—ભોગીલાલ ! મારા ભ્રમર ! તમે વ્યર્થ ગભરાવ છો શા માટે ? મેં તમને અંતઃકરણપૂર્વક ખાત્રી આપી છતાં આમ બૈરાંની પેઠે શોચ તે શો કરો છો ? હું તેટલી રકમ તમને એકાદ બે દહાડામાંજ આપી દઇશ લ્યો હવે પછી કંઇ ? શું કરૂં કે દિવસે સૌ કોઇ મને ઘેરીને આખો વખત રોકી રાખે છે, એટલે જે ખંડમાં મારા દિયરજીથી પણ આજસુધી છૂપી રીતે સાચવી રાખેલું આ નોટોનું બંડલ એક ન્હાની પેટીમાં પડયું છે, તેને ત્યાંથી કાઢી લાવવાનો કોઇ સુયોગ મળતોજ નથી. પણ ચિંતા નહિ, હવે હું કોઇપણ યુક્તિથી સમય સાધી આ રૂપિયા તમને લાવી આપીશ. વળી મારી પાસેથી માગવામાં તમને શરમ તે શાની આવે છે જે ? હું તે કંઇ હવે પરાઈ છું ? તેમ ગણુતા હોતો તમારા મારા પ્રત્યેના પ્રેમમાં એટલી કચાશ તો ખરી હોં કે ?

ભોગીલાલે તેને ચુંબનોથી ગુંગળાવી નાંખતાં હસીને કહ્યું;—નહિ, નહિ, ચંચળા ! તારી મારી વચ્ચે એવો ભેદ તો જરાયે નથી, પણ આતો પૈસાનાં કામ છે, એટલે મારા જીવને કંઇક ઉચાટ થાય એ સ્વાભાવિકજ છે.—પણ તું તેનો કંઇ ઉલટો અર્થ કરી બેસતી નહિ હો ! '

" ચંચળાએ ભોગીલાલના માંસલ ગાલપર હળવે હાથે નાજુકાઇથી એક તમાચો લગાવી જરા મોંનો લટકો કરતાં ટકોરમાં કહ્યુ;—" વાહ રે વાહ ! તમેય લાગો છો તો કોઇ કપટી જેવા હોં ! તમ ભાયડાઓમાં અમ જેવી ભોળી ભામિનીઓને ભોળવવાનું આવી ગોળ ગોળ મીઠી કપટી વાતો પણ એક વશીકરણજ છે ખરૂં કે ?

" એમ કહી તેણે પાનદાનીમાંથી બે બનાવેલાં પાન બીડાં ઉપાડી, તેમાંનું એક જરા હાથની સુન્દર છટાથી તેણે ભોગીલાલના મોઢામાં દાબી દીધું, એટલે ભોગીલાલે પણ તેનુંજ અનુકરણ કરી તેના હાથમાંનું બીજું બીડું તેના વિકસીત ગૌર મુખ કમળમાં પુરુષોચિત શૃંગાર છટાથી મૂકતાં મૂકતાં હસીને કહ્યું;—શું કરૂં ? વ્હાલી ચંચળે ! આજકાલ હું જરા ભ્રમિત જેવો થઇ ગયેલો હોવાથી ક્યારેક ન કહેવાનું ઢંગ ધડા વગરનું કહી નાંખું છું, એટલે મારી ગાંડી ઘેલી વાતોને ગણકારે તો તું જાણે ! ભોળા તો અમારા જેવા ચિંતા ગ્રસ્ત ભ્રમિત હોય તેજ કહેવાય, કે જેઓ તમારા જેવી ચકોર કામણગારી રમણીઓને સ્વાધીન હઈ, હૈયાંસના કંઇ ને કંઇ જે મ્હોંમાં આવ્યું તે ભોળપણમાં ઝટ બરડી નાંખે.



વાહવાહ! એમ છે ત્યારે તો આવી જાઓ જોઇએ! અમેય જાણીએ તો ખરાં કે બ્રાહ્મણનું રાંધેલું બ્રાહ્મણ જ ખાય છે કે કોઇ ભેંસ?

( જુઓ પાનું ૨૯ )

Lakshmi Art, Bombay

" ચાલ ! હવે જવા દે એ બધું ટીખલ, હું જાઉં છું હવે ! આજ વાતોમાંને વાતોમાં ઘણું મોડું થઈ ગયું છે. એમ કહીને તે ઉઠ્યો અને ફરીને ચંચળાને તેણે સ્નેહાલિંગન કરી તેની રજા લઇ શયનાગાર, અર્થાત વિલાસગૃહમાંથી છેક ત્રણેક વાગે બહાર નીકળ્યો અને હું સખેદાશ્ચર્ય આ ઘૃણીત ઘટનાપર અફશોસ કરતો મ્હારા સુવાના ખંડમાં ચાલ્યો ગયો, જોયું તો નિર્દોષ છોટુ હજીયે શાન્તિપૂર્વક ઘસઘસાટ ઊંઘે છે. બિચારા એને શી ખબર કે તેના પોતાના ઘરમાં આજ કેટલાક કાળથી આવો અધમ દુરાચાર ચાલી રહ્યો છે ?

" પવન આવવાને બારણાં ઉઘાડાંજ રહેવા દીધાં કારણ કે હમણાં વરસાદ રહી ગયો હતો, હું મારા પલંગમાં પડ્યો, ને થોડીવારે ગાઢ નિદ્રાધીન થઇ ગયો.



## –દર્શન ૫ મું.



### —નવી આપદા—



स्त्रीणां चरित्रं पुरुषस्य भाग्यं
देवो न जानाति कुतो मनुष्यः ॥



છેક સવા પ્રહર દિવસ ચઢે, મારાથી પહેલાં ઉઠી. " છોટુએ મને ગાઢ નિદ્રામાંથી જગાડ્યો; અને હસતાં હસતાં કહ્યું; " વિશ્વેશભાઇ ! આઠ વાગવા આવ્યા, તોય તમારી ઉંઘ હજી અધુરી રહી ગઇ હોય એમ આંખો પરથી જણાય છે. કેમ વારૂ ? રાતે મોડેથી ઉંઘ્યા હતા કે શું ? ભાઈ ! મારે તો એવી ટેવ પડી ગઈ છે કે, એક વેળા પથારીમાં પડ્યા કે જોતજોતામાં આંખ મળી જાય, પછી પાસે બેસીને ભલેને કોઈ પડઘમ વગાડ્યા કરે તોય તેની કશી અસર થાય નહિ

"તેની આ સરળ વાતથી મને કંઇક હસવું આવ્યું, પણ મેં કંઇ ઉત્તર આપ્યો નહિ. અમે બન્ને ત્યાંથી ઉઠયા, અને શૌચ સ્નાનાદિ કાર્યમાં પ્રવૃત્ત થયા.

"છોટુ તો થોડીવારમાં સ્નાન સન્ધ્યાથી પરવારી કંઇક નાસ્તો પાણી લઇ પોતાના અભ્યાસ ગૃહમાં ચાલ્યો ગયો. તેને નિત્ય (Tution) ટયુશન આપનાર શિક્ષક મહાશય કયારના આવી ગયા હતા. અને મ્હેં પણ નિત્ય કર્મથી નિવૃત્ત થઇ યથારુચી જરા જળપાન કરી લઇ નામ માત્રને માટે તેજ ખંડની એક બારી આગળ 'ઇઝીચેર'માં પડયા રહી પ્રસિદ્ધ અંગ્રેજી દૈનિક પત્ર Bombay Chronicle ઑામ્બૅ ક્રોની કલના વાંચનનો મિથ્યાડમ્બર ધારણ કર્યો. કારણ કે, મારૂં ચિત્ત તો કયાંક દોડાદોડ કરી રહ્યું હતું.

" ગત રાત્રિના મુનીમ ભોગીલાલ અને મોટી વહુ ચંચળાના દુઃખોત્પાદક ઘૃણીત્ દુરાચારે મારૂં મન ચકડોળે ચઢાવી દીધેલું હોવાથી, અને લગભગ આખી રાતના ઉજાગરાથી આજે મારી પ્રકૃતિ કંઇક અસ્વસ્થ લાગતી હતી. એટલે નિશ્ચય કર્યો કે, દિવસે બે ચાર કલાકની આવશ્યક ઉંઘ ખેંચી કાઢવા વિના સ્વસ્થ થવાય તેમ નથી એટલે કે છોટુ જ્યારે જમી કરીને કૅાલેજમાં જશે, ત્યારે આ વિચારને સુગમતાથી આચારમાં મૂકી શકાશે અને હવે પછી હરહંમેશ દિનચર્યાની અનુક્રમણિકામાં આ એક અધિક આવશ્યક ચર્યાનો ઉમેરો કરી તેનું યથાયોગ્ય પાલન કરવામાં આપણું કલ્યાણ છે.

" હું સ્વગત સંતપ્ત થઇ વિચારવા લાગ્યો કે, " અરેરે! બગભક્ત ભોગીલાલ, અને મન્દમતિલી ચંચળાનું આ તે કેવું કુચારિત્ર્ય! હા! સરલ હૃદયના ધર્માત્મા દેવ જેવા મુનશીજીએ પોતાના લાખોના વહીવટનો બધો બોજો કેવળ અન્ધશ્રદ્ધાથી આ વિશ્વાસ ઘાતક! પ્રભુદ્રોહી! નરપિશાચ મુનીમપર મૂકી દેવામાં મહા અનર્થકારક ગંભીર ભૂલ કરી છે! વાહ પ્રભું! આવા કૃતઘ્ન અધમાધમ મુનીમનો નાશ પણ થતો નથી! પણ વાસ્તવપણે વિચાર કરી જોતાં એના નાશમાં ઉણું પણ શું રહ્યું છે? " આગે હાથ પીછે હાથ રક્ષા કરે ગોરખનાથ " જેવી પ્રચલિત્ લોકોક્તિના પ્રત્યક્ષ પ્રમાણરૂપ નિઃસન્તાન મુનીમને, જીવી જીવીને તે જગત્માં હજી કેટલુંક જીવવાનું છે વારૂ? અને બાપિષ્ઠા ચંચળા, આવા ઉત્તમ ખાનદાન કુટુમ્બની કુલ વધુ! શ્રીમાન દીયરના સર્વસ્વની અર્થાત્ આખા ઘરની અધિષ્ઠાત્રી જેવી, અને છોટુ જેવા સર્વગુણ સંપન્ન સુપુત્રની

વિમાતાનું આવું નિંદ્ય કુચારિત્ર્ય ! હરે ! હરે ! અરેરે ! જેને સ્વભાવસિદ્ધ સ્ત્રી જાતિના, અર્થાત્ આદર્શ આર્યાના ગૌરવસ્વરૂપ લાજ, શરમ, ધર્મ, કર્મ કે કુલમર્યાદાનું કશું ભાન નથી તેને તે રમણી કહેવી કે કોઇ રાક્ષસી ! આમાં મુનીમ કરતાં તો ખરી રીતે તેજ અધિક અપરાધિની છે. કારણ કે, તેની ઇચ્છા વિના તેનાથી આવું સાહસ કાર્ય નિડરપણે આમ તેનાજ ઘરમાં કોઇ કાળે પણ થઇ શકે નહિ. અહો ! સ્ત્રીઓનાં ચારિત્ર્ય પણ કેવાં વિચિત્ર હોય છે તેનો મને આજ પ્રત્યક્ષ અનુભવ થાય છે !

" સમય એવો છે કે, મુનીમ ભોગીલાલના પોબારજ પડે છે. પહેલાં પણ એવી જ ઠગ બાજીથી તે ચંચળાને ફોસલાવી બનાવી સેંકડો રૂપીયા સ્વાહા કરી ગયો છે. પણ હવે પછીની હજમ કરી જવાની રકમ ઘણી મોટી હઇ વાત વિચારવા જેવી થઇ પડી છે.

" દશ હજાર રૂપિયા ! અધધ ! જરૂર આ કપટાત્મા એની પાસેથી બે ચાર દહાડામાં કોઇપણ પ્રકારે પડાવી લેવાનો " પણ જારિણી ચંચળાની તિજોરીનું તળીયું આમ ખાનગી રીતે સાફ થઈ જવા પછી; આ સ્વાર્થી શયતાન, " ભ્રમર જેવી રીતે કોમળ કુસુમ કળીમાંથી રસાસ્વાદન લૂંટાઇ રહેતાં, આખરે કૃતઘ્ન થઈ સ્વાર્થ સરે ખાલીખમ જેવી ભોગ્ય વસ્તુનો તિરસ્કાર વા અનાદર કરી ક્યાંક બીજે ઉડી જાય છે; તેમ તે તેનો પરિત્યાગ કરી દેશે ? કે રહ્યાં સહ્યાં રક્તબિન્દુઓ પણ ચૂસી લેવાને પોતાની પાશવ પિપાસાની પ્રવૃત્તિ અંતપર્યંત અવ્યાહત્ જારી રાખશે ? આ એક શંકાસ્પદ વિચારણીય પ્રશ્ન ઊભો થાય છે. " " અસ્તુ " " આ વેળા તો ભોગીલાલને અગિયારમો બૃહસ્પતિ લાભસ્થાનમાં બેઠો હતો. પછી તો પરમાત્મા કરે એ ખરૂં !

" આ વિચારવિવશ દશામાં હાથમાં ઉઘાડી રાખેલા " ક્રોનીકલનો એક પેરેગ્રાફ પણ મારાથી વંચાયો નહિ.

" મુનશીજીના ઘરમાં આજવેર સુધી છૂટથી વાતચીત કરવાનો પ્રસંગ માત્ર એક મને છોટુથી જ હતો, તો તેનેજ તેની માતાનું આ અપવિત્ર પાપપુરાણ હું કેવી રીતે સંભળાવી શકું વારૂ ? " ત્યારે શું આ અનુચિત દુરાચારનો પ્રતિરોધ કરવા મારે કોઈ પ્રકારે પ્રતિકાર અર્થાત્ ઉપાય જ ન કરવો ? " મેં નિશ્ચય કર્યો કે; ઠીક છે વારૂ, હાલ તો જેમ ચાલે છે તેમ ચાલવા દેવું આગળ ઉપર વળી જોઇ લેવાશે, પણ આજથી મુનીમ ભોગીલાલની દરેક હિલચાલ પર સાવધાનપૂર્વક ધ્યાન રાખવાની મને આવશ્યકતા જણાઈ.

" આ વિષયપર વિચાર કરતાં કરતાં લગભગ નવેક થવા આવ્યા. " છોટુ શિક્ષક મહાશયને વિદાય કરી મારી પાસે આવ્યો, અને સહજજ પૂછ્યું;-" " કેમ મોટાભાઇ ! પેપરમાં કંઈ નવા જુની છે કે ?

" પેપરજ નહોતું વાંચ્યું તો પછી જવાબ તે શો આપું ? મારૂં કપાળ ! મેં ટુંકામાંજ પતાવતાં કહ્યું;-છે તો ઘણુંય પણ હમણા તમે ઝટ જમીને કોલેજમાં જાઓ. પેપર વાંચતાંમાં તો તમને મોડું થશે. એટલામાં તો " મટુ " છોટુને જમવા બોલાવવાને અમારા ખંડમાં આવી અને કહ્યું;-" ચાલોની છોટુભાઈ ! રસોઇ તો ક્યારનીય તૈયાર થઇ રહેવા આવી છે. અને મહારાજજી ! ( મને ઉદ્દેશીને તેણે કહ્યું )-તમારે તો આજ હાથે જ રાંધવું પડશે. એનું કારણ હજી હું પૂછું તે પહેલાં તો છોટુએજ આતુરતાથી પૂછ્યું;—કેમ વારૂ ? " ભટ આજ રાંધવા નથી આવ્યા કે ?

" મટુએ કારણ દર્શાવતાં અદબથી ઉત્તર આપ્યો;-" જી, આવીતો ક્યારનાય ગયા છે, પણ આજ એમને શરીરે સારૂં નથી; એટલે આવતાંવેંતજ પણે પરસાળમાં માથે ઓઢીને સૂઇ ગયા છે. કહે છે કે, ડીલમાં ટાઢીયો તાવ ભરાયો છે. એટલે તો માજી પૂછાવે છે કે, મહારાજથી હાથે રાંધવાનું બની શકશે કે કેમ ? કેમકે, એમને આપણું રાંધેલું કામ ન લાગે.

" ત્યારે પેલી બ્રાહ્મણીઓમાંની એક બાઇ આજે હાજર નથી કે ?

" ના જી, એકને તો ચારેક દહાડાથી તેનો ચઢયો પગાર ચૂકવી આપી રજા દઇ દીધી છે, અને બીજીથી ઘરને અડાય એવું નથી.

" વારૂ, ત્યારે તો વિશ્વેશ ભાઇ ! આજ તમે ઠીક સપડાયા હો ! " મટુને સાંભળી લઈ છોટુએ મારી સામે જોઇને જરા વિનોદમાં કહ્યું.

" કુટણી મટુને " જોતાંજ મને એવો તો ક્રોધ ચડયો કે, તેને ત્યાંજ અંબોડેથી ઝાલી રાખી બરડાપર બેચાર પાટુ લગાવી દઉં; પણ આ કવેળા હોવાથી મેં મારી ક્રોધ વૃત્તિને સમયસૂચકતાથી કાબુમાં રાખી અને ટુંકામાંજ ગંભીરતાથી જવાબ આપ્યો; " વારૂ, જા તું માજીને કહે કે આવે છે.

" ઉત્તર મળતાંજ મટુ ત્યાંથી ચાલી ગઇ. અને છોટુ પણ જમવાને જતો રહ્યો. પણ હું તો ત્યાંજ પેલી " અકાણ્ડ તાણ્ડવ રજની લીલા " પર ગંભીરતાથી વિચાર કરતો બેસી રહ્યો.

" થોડીવારે મુનશીજી મારી ખબર અંતર પૂછવાને ત્યાં આવ્યા, અને સામાન્ય વ્યવહારોપયોગી વાતચીત કરી જમ્યા હોવાથી જરા વામ-

કુસ્તી કરવાને પોતાના ખંડમાં ચાલ્યા ગયા તેમ આપણે તો હજી ત્યાંજ આસન લગાવીને બેઠા રહ્યા.

" દશેકને સમયે મટુએ ફરી આવીને કહ્યું;—" મહારાજ, મોટાં માજી આપને અંદર બોલાવે છે "

" નિરુપાય મારે હવે ત્યાંથી ઉઠવું જ પડયું. અને મટુની પાછળ પાછળ ત્યાં જવા લાગ્યો. થોડેક આઘે જતાં પરસાળની પશ્ચિમ બાજુના આજવેર સુધીમાં જોયલા જ નહિ એવા એક નાના ખંડના બારણા આગળ આવી લાગ્યો કે મટુ તો ત્યાંથી વંઝો માપી ગઇ પણ બરાબર બારણાની આગળ જ સ્ત્રીસ્વભાવજન્ય સુન્દર છટાથી પાલવડાનો છેડો પકડી મારી જ માર્ગ પ્રતીક્ષા કરતી ઊભેલી મનોહરી મનોરમાનોજ મંગળાચરણમાં અ-મંગળ મેળાપ થયો.

" મારી ધર્મ માતા લક્ષ્મીની આ નાની બ્હેન મનોરમાને, મારે લોક વ્યવહારને અનુકૂળ થઇ પરાણે જ " માસીબા " નું મોંઘેરૂં માન આપવું પડતું'તું. એટલે મેં નિર્દોષપણે જરા હસીને પૂછ્યું:—

" કેમ માસીબા ! આજ ત્યારે મારે જ રસોઈયા બનવું પડશે કે ?

" તેણે મશ્કરીમાં મલકાતે મુખડે પ્રત્યુત્તર આપ્યો;—"હા, સ્તો. કો'કદિ તમે કરવું પડે. પરાયા હાથે રંધાયલું જમનારને પંડના પરસેવાથી રંધાયલા પદાર્થોમાં કેવીક મીઠાશ આવે છે, તેનો તમને આજે પ્રત્યક્ષ અનુભવ અ-પાવવો છે સમજ્યા ?

આ સમયોચિત ટકોરથી મારાથી ખડખડ હસી જવાયું. મેં કહ્યું:— "માસીબા, એ સ્વયંપાક કરવાનો સિદ્ધાનુભવ તો મને અહીં આગળ આવવા પહેલાં જ પૂરેપૂરો થઇ ગયો છે એટલે એમાં કંઇ કઠીન નવીનતા જેવું મને લાગવાનું નથી.

" મનોરમાએ પાછું કંઇક મરડાટમાં કહ્યું;—" વાહ ! વાહ ! એમ છે ત્યારે તો આવી જાઓ જોઇયે ? અમેય આજે જાણીએ તો ખરાં કે, " બ્રાહ્મણનું રાંધેલું બ્રાહ્મણજ ખાય છે કે, કોઇ ભેંસ !"

" મ્હેં પણ વ્યંગોક્તિમાં તેવુંજ સંભળાવી દીધું:—" એ તો બ્રા-હ્મણે ખાય, ને ભેંસે ખાય. " એમા આશ્ચર્ય શું વારૂ ? તમારા ભટજીનું રાંધેલું ભટજી પોતેય ખાય છે ને તમનેય બધાંને ખવરાવે છે ના ? તેમાં તે વળી વધારે જાણવું તું શું ? કહો જોઇયે ? એ તો તમે ક્યારનાંય જાણી ચૂક્યાં છો; ખરૂંની ?

" ભોળાં બિચારાં માસીબા, મારા આ સચોટ જવાબથી સાવ નિ-રુત્તર; મૂગાં મંતર જેવાં થઇ ગયાં. અને મુશ્કેલીથી માંડ માંડ બોલી શક્યાં:—

" ભાઈ સાહિબ, " તમે ભાયડાઓથી તો હાથ જોડયા. " ભણ્યા ગણ્યા વાતુડા ચતુર ભાયડાઓને તો ભગવાનજ પોંચે. અમે અભણ બૈરાંઓના તે શા બાર ભલા ? " ચાલો હવે ત્યારે ઝટ રાંધવા મંડો. હું તમને ચૂલો સળગાવી દઉં છું. તેટલામાં તમે હાથ પગ ધોઇ તૈયાર થઇ જાઓ.

" હું તો જરાવારમાં જ તૈયાર થઇ ગયો, પણ બિચારી મનોરમાની માથાફોડ ચૂલાથી જ હજી ચાલુ હતી.

" ચોમાસું બેસી ચૂક્યું હતું, અને લાકડાં રાખવાની જગામાં છાપરાંમાંથી વરસાદનું પાણી ગળતું હોવાથી લાકડાં જરા જરા ભીંજાયલાં જણાતાં હતાં. એટલે પછી સળગાવનારને હમેશ કરતાં કંઈક વધારે શ્રમ આપવા વગર તો તે સળગે જ શાનાં ?

" ચૂલો ફૂંકતાં ફૂંકતાં ધુમાડાથી મૃગનયની મનોરમાનાં નેત્રદ્વય હિંગળોક જેવાં લાલચોળ થઇ ગયાં અને નાક ગળવા લાગ્યું, તોય નિષ્ઠુર અગ્નિદેવે પોતાના ખરા સ્વરૂપમાં પ્રકટ થવાની સાફ ના પાડી. " મનોરમાની આ અવદશાપર સહાસ્ય મને દયા આવી એટલે મેં કંઈક ટકોરમાં કહ્યું:-" કેમ ભલા ! આ અનુભવતો તમનેય ભારે પડી ગયેલો લાગે છે કે શું ? તમેય ઘણે દહાડે આજ તજાયલા અજીજ સંબંધીઓના ફરી સહવાસમાં આવતાં સ્નેહાશ્રુઓનો શ્રાવણ ભાદરવો વરસાવતાં લાગોછો ! ઘણું થયું ! છાનાં રહો હવે ! " દાઝ્યાપર ડામ દીધા જેવી આ નિર્દય કટુ વક્રોકિત કોણ જાણે મનોરમા કેમજ ગળી ગઇ, અને ઉલટું હસીને કહેવા લાગી: -" જુઓને ! મૂવાં લાકડાંજ ભીંજાયલાં ! એટલે એમાં મારો તે કંઇ વાંક છે વારૂ ? હવે તો કંઇક સળગવા લાગ્યાં છે. જરીક બેસો તમે. એતો ચંચળા બેને મને કહ્યું કે, વખતે બિશ્વેશ ભાઇને રાંધતાં નય આવડતું હોય, તો તું જરા એમની પાસે રહી ચૂલો ખુલો સળગાવી શરૂ કરી દેજે, અને કેમ રાંધવું તે જરા બતાવજે. પણ તમને તો બધુંય આવડે છે.

" મેં કહ્યું:-ઠીક. પણ રાંધવું છે શું વારૂ ?

" તમને ફાવે તે. અહીં આગળ સાધન સામગ્રી સૌ કાંઇ તૈયાર જ છે.

" ત્યારે રોટલી અને શાક સિવાય મારે બીજું કશું કરવું નથી.

" કેમ વારૂ ? તમારે બ્રાહ્મણને તો ત્રણ ગગાની ( ઘઉં ઘૃત અને ગોળ ) ગળી આરોગ્યવર્દ્ધની પુષ્ટિદાયિની ગોળીયોજ અનુકૂળ થાય તે કાં નથી કરતા ?

" તેટલો સમય નથી. અને ભૂખ પણ બહુ જ કકડીને લાગી છે;

માટે તમે હવે ચૂલાને મૂકી જે કંઈ પણ શાક હોય તે સુધારવા મંડો. અને શેરેક ને આશરે લોટ, ઘી, મરી મસાલો વગેરે ઘરમાંથી લાવી દો.

"લાવે શું ? દૂધ સાકર સુદ્ધાં પહેલેથી જ સૌ લાવી રાખ્યું છે. પણે ચોકખા પાણીનું બેડલું પણ મેં ભરી મૂકયું છે. " મેં જરા હસીને કહ્યું:-" ઓહો ! ત્યારે તમારે તો મારે માટે આજ ઘણો શ્રમ લેવો પડયો છે હો !

" મનોરમાએ અપૂર્વ વિચિત્રભાવથી મારા પ્રતિ અનિમેષ નેત્ર જોઇ રહેતાં મોહક હાસ્યથી પ્રત્યુત્તર આપ્યો:—ઓહો હો ! તમારે માટે શ્રમ ? એ શું કહો છો ? વિશ્વેશ !

" પ્રિય પાઠક ! હાય ! હાય ! આ માર્મિક ઉત્તર તેણે એવો તો અજબ ઢંગથી આપ્યો કે, " મારા હૃદયતન્ત્રીના બધા તારો ઝણઝણી નીકળ્યા ! " હું પહેલેથી જ એના ચંચળ સ્વભાવનો તો તમને પરિચય કરાવી ગયો છું કે, " વિધવા યુવતીયોમાં જે હાવભાવ અનિચ્છનીય, અનાદરણીય હોવા જોઇયે, તે બધાય શોભન લોભનના લલિત ભાવોથી સાલંકૃત્તા " હૃદયંગમા મનોરમા " પરમ લાવણ્યમયી લાગતી હતી. "

" પણ આજ તો એનાં અપૂર્વ અજબ આકર્ષક રંગ ઢંગ હાવ ભાવ કટાક્ષ અને વૃત્તિ ચાંચલ્યાદિ જોઇને હું તો દંગજ થઇ ગયો ! મેં સ્વયં લજ્જિત થઇને કહ્યું:—"માસી, હવે તમે કૃપા કરીને ચૂલાથી જરા આઘાં ખસો એટલે હું તપેલું મૂકું.

" વીશેક વળ ખાઇને મનોરમા ત્યાંથી ઉઠીને મારી સામે જ જરા આઘે બેસી શાક સુધારવા મંડી, અને વાત વાતમાં અકારણ હાસ્ય કરવા લાગી. હું તો તેની આ અપ્રાસંગિક કુચેષ્ટાથી અકળાવા લાગ્યો, અને મનમાં જ કહ્યું કે:-" હવે આ માયાવિની અહીંથી ગચ્છન્તી કરી જાય તો સારૂં.

" પણ આ બલા ત્યાંથી ઊઠે જ શાની ? " હવે તો તે પગ લંબાવીને નિર્લજ્જપણે પાલવવડે જાણી જોઇને જ પોતાને એવી રીતે પવન કરવા લાગી કે, " તેના વસ્ત્રાચ્છાદિત વક્ષઃ સ્થળનું વસ્ત્ર હવામાં ફરફર ઉડતું આઘું પાછું થઇ તેના પ્રતિ જોનારને સ્વાભાવિક જ વિકાર વશ કરી દે.

" નિર્લજ્જ મનોરમા પર મને એટલો તો તિરસ્કાર છૂટયો કે તેની ત્યાં જ ઝાટકણી કાઢી નાખું, પણ શું કરૂં કે, સમય પ્રતિકુળ હતો. " કેમકે એક તો હું હતો જ હતભાગી, બીજું તો પરાયા ઘરનો આશ્રિત, એટલે આવી અવદશામાં એક કુલટા વિધવા સ્ત્રીને એકાંતમાં કંઈ કહેવું કરવું તે કેવળ મારે માટે તો અનર્થકારક જ હતું, " મ્હેં વિચાર્યું કે, " હવે

જોઉં તો ખરો કે, આ કુલટા આમ ક્યાં સુધી દોડે છે?

"પણ મારે ત્યાંથી મારી દૃષ્ટિ ફેરવી લઇ ફરી ચૂલાના કામમાં રોકવી પડી. કારણ કે, આ વ્યર્થ વિચાર નિરીક્ષણ અને સમીક્ષામાં કાળક્ષેપ કરતાં, ભગવાન અગ્નિદેવ કુપિત થઇ અંતર્ધાન થઇ જવાની અણીપર હતા. "મ્હેં પણ મનોરમાની પેઠે ફું ફું કરી ફરી અગ્નિદેવને પ્રસન્ન કરવાનો પ્રયત્ન શરૂ કર્યો, અને એ પરિશ્રમમાં મારી આંખો પણ ધૂમાડાથી અશ્રુ-પાત કરવા લાગી, ફુંકતાં ફુંકતાં મોઢું લાલચોળ થઇ ગયું, અને આખે ડીલે પરસેવાથી રેબઝેબ થઇ ગયો.

"મ્હારા આ હાલ હવાલ જોઇ, મનોરમાએ મારા પ્રતિ એવો તો અદ્દ્ભુત દૃષ્ટિપાત કર્યો કે, ન પૂછો વાત!

"રામ! રામ! મારે તો લજ્જિત થઈ નીચું જોવું પડ્યું.

"તેણે સહાસ્ય ટીકા કરતાં કહ્યું:—" તમેય લાગોછો તો કોઇ અ-ણુસમજ બાળક જેવા! જરીક પેલાં ઝીણાં ઝીણાં છોડીયાંને ધી ચોપ-ડીને પછી ફું ફું કરોને કે ઝટ થાય ભડકો? " એટલુંય જાણતા નથી તો પછી રાંધશો તે કેવી રીતે વારૂ?

"પ્રત્યુત્તરમાં મ્હેં પણ તેવું જ રોકડું પરખાવ્યું—" ભલું, તમે તો જાણતાં'તાં તોય ભૂલ્યાં ને? તો અમે અણસમજ ભૂલીયે એમાં આશ્ચર્ય શું કહો જોઇયે?

"ગમે તેમ પણ મનોરમાની આ યુક્તિમાં સફળતા તો હતી, એટલે મેં તેના કહેવા પ્રમાણે જ કર્યું. હવે સ્વયંપાકનું પ્રાથમિક કાર્ય શરૂ થઇ ચૂક્યું, પણ હું પરસેવાથી રેબઝેબ થઇ ગયલો હતો; એટલે ત્યાંથી જરા દૂર ઊભો રહી પસીનો લૂછવા લાગ્યો. એટલામાં તો માયાવિની મનોરમાએ મારી અડોઅડ આવી જઇ, મારા જમણા હાથને પોતાના ડાબા હાથમાં દાબથી પકડી રાખી પોતાના પાલવથી મારા મોં પરનો પસીનો લૂછતાં લૂછતાં પ્રેમાર્દ્ર લાગણીપૂર્વક કહેવા લાગી. "હાય! હાય! આવું મનોહર સુન્દર મોઢું, જુઓ તો ખરા જરીકમાં કેવું લાલચોળ થઇ ગયું? અરે રે! આં ખોય કેવી ફૂલી ગઇ છે? અને પસીનાનો પણ કંઇ પાર છે? " વારી જાઉં તમારી સોહામણી સૂરતપર વ્હાલા! એમ કરી એકાએક વ્હાલના અવિચાર્યા આવેશમાં " જેમ કન્હૈયાને કંઠે વનમાલા, તેમ મારે કંઠે મોહનમાળાની પેઠે તે લટકી રહી. " હું યુક્તિથી છટકી જઇ જરા દૂર ઊભો રહ્યો, અને લાજનો માર્યો નીચું જોઇ રહ્યો. તે ફરી મારી પાસે આવી, અને મારો હાથ પકડી સ્નેહમાધુર્યથી છલકાતે વચને કહેવા લાગી;—

"વ્હાલા! જરા બોલો તો ખરા?

"મેં કહ્યું":—શું બોલું?

"તમને કેટલાંક વર્ષ થયાં હશે વારૂ?

"આશરે એકવીશેક.

"જરાક મોહક સ્મિત કરતાં મારી સ્તુતિ કરવા લાગી. "વાહ! વાહ! જેવું તમારૂં રૂપ છે, તેવી જ તમારી વાણીમાં પણ મીઠાશ ભરી છે હોં! વિશ્વેશ! વ્હાલા વિશ્વેશ! મ્હારી મદન મૂર્ત્તિ! મને તમારી પ્રિયતમા રતિ રૂપે સ્વીકારોને?

"શરમના સાગરમાં ગોથાં ખાતાં ખાતાં દબાયલા અવાજમાં મેં જવાબ આપ્યો;—"માસી! મનોરમા! આજ તમને શું ભૂત ભરાયું છે? છોડો મારા હાથને! આ તમે શું કરોછો?

"આ સાંભળતાં તો તેના ઉન્માદમાં વધારો થયો. તેણે મારા બન્ને હાથોને અધિક બળપૂર્વક પકડી રાખી એવો તો કામણગારો કટાક્ષ કર્યો કે, મારૂં હૃદય ધડકવા લાગ્યું. મેં જોયું તો તે જે હાવભાવથી મારાપર અચૂક નયનશર છોડી રહી છે; તેમાં લાજ, શરમ, ધર્મ કર્મ સરળતા વા, પવિત્રતાનો લેશ માત્ર પણ અંશ નહોતો, પણ તેને સ્થળે સર્વત્ર, ચાતુર્ય, ચાંચલ્ય, શઠત્વ, કુટિલતા અને કન્દર્પની મોહમયી માદકતા છવરાયલી જણાતી હતી.

"મૃગનયની મનોરમાના આ કર્ણાવલમ્બી તરલ નેત્ર કટાક્ષ હલાહલથી એવાં તો છલાછલ ભરપૂર હતાં, કે જેની વિષમયી અસરથી મને ચારે કોર સર્વથા અન્ધકાર જ પ્રતીત થવા લાગ્યો, અને જાણે કે આખું ભૂમણ્ડલ ફરતું જ ન હોય તેવી ભ્રમણા ઉત્પન્ન થઇ ગઇ.

"મેં મનમાં જ કહ્યું કે, હાય! હાય! આ કુલટાના સર્વાંગે કામાગ્નિ પ્રજ્જ્વલિત્ થઈ રહ્યો છે તે રખેને મને બાળીને ભસ્મ કરી દે! ઓહ! લાજ, ઘૃણા, ક્રોધ અભિમાન અને આંતર્વ્યથાથી મારૂં માથું ફરવા લાગ્યું! હું જોરથી મારા બન્ને હાથ તેના હાથમાંથી છોડવી લઈ, છટકી જઇ જરા દૂર બેસી હવા ખાવા લાગ્યો.

"તોય પાપિણી મનોરમાએ મારો પીછો ન છોડયો. અને મારી પાસે બેસી પોતાના વક્ષઃસ્થળ પરના વસ્ત્રના છેડાથી મને પંખો કરતી હસતાં હસતાં કહેવા લાગી; "કેમ વ્હાલા! તમે આમ તે શો મારો અનાદર કરો છો? શું તમને ગરમી લાગે છે! લ્યો હું તમને હવા કરવા લાગું.

"મહા મુશ્કેલીએ ગંભીરતા ધારણ કરી મેં કહ્યું:—"મનોરમા!

હું તો તમને " **માસીબા** " કરી બોલાવું છું, છતાંય તમે મને આવું અયોગ્ય સંબોધન કરો છો એ શું ? તમે આ બધું શું કરવા બેઠાં છો તેનું તમને ભાન છે કે ?

" આ સાંભળી તેણે મારી દાઢી પકડી નિર્લજ્જ જવાબ આપ્યો;– " જુઓ વિશ્વેશ ! બીજાંની સમક્ષ તમે મને ગમે તેમ કહીને બોલાવજો, પણ આમ એકાંતમાં જો આજપછી કોઇ દિ પણ મને ' **માસી** ' કહી બોલાવશો તો તમને મારો તેના સમ છે. તમે તો બ્રાહ્મણ છો, અને અમે રહ્યાં વાણીયા ! એવી વિવર્ણ જાતિમાં તમારી હું માસીજ ક્યાંથી ફૂટી નીકળી ભલા ? વળી આપણે બન્ને રહ્યાં જુવાન ! એટલે સમાનાવસ્થામાં તમારી મારી વચ્ચે એવો સંબંધ જ અસંગત લાગે છે. આ આખા ઘરમાં હું તમને સૌથી અધિક ચાહું છું. મારા પ્રાણાધાર ! મને જ્યારથી તમારાં મોહન દર્શન થયાં છે, ત્યારથી જ " **ન જાણે નારાયણ** " હું તમારી પૂંઠે સાવ સ્નેહઘેલી થઈ ફરું છું ! હવે જો તમે મારો અનાદર, તિરસ્કાર કરશો તો, હું મારા જીવના સમ ખાઇને કહું છું કે, **વ્હાલા !** મારે નક્કી આત્મઘાત કરવો પડશે ને તેનું બધું પાપ તમને લાગશે હોં !

" કાપાર્ત્તા મનોરમાના મનોરથ રહસ્યથી હું સ્વગતજ શોચ કરવા લાગ્યો કે,–શું ધર્માવતાર મુનશીજીના ઘરમાં આ રાક્ષસી મારો સર્વ નાશ કરવાને આવી છે ? શિવ ! શિવ ! સ્ત્રીઓનાં ચારિત્ર્ય પણ કેવાં અપરિજ્ઞાત અને ભયંકર હોય છે ? " આ અભાગિની બાલ્યાવસ્થામાંજ વૈધવ્યને પ્રાપ્ત થતાં હવે યૌવનાવસ્થામાં પાપગરિતા, થાય એમાં આશ્ચર્ય શું છે વારૂ ?

આર્ય વિધવાઓનાં આવા અધમાચરણોથી જ સુધારક હિન્દુ સમાજમાં આજકાલ જ્યાં જુઓ ત્યાં " **વિધવા વિવાહ** " વ્યવહાર ચાલુ કરવાનો ભીષણ કોલાહલ થઇ રહ્યો છે, હિન્દુ બાળવિધવાઓના હાડપિંજરમાં વર્ષોથી ઘર કરી બેઠેલા ભયંકર વ્યભિચાર રોગ નિવારણનો કોઇ બીજો ઉપાય જ નથી કે ? હરિ ! હરિ !

" અરે ! શું આવી પાપીયસી વિધવાઓના મનમાં પાપાચરણ કરતાં કોઇ દિ કંઇ ભયજ ઉત્પન્ન નહિ થતો હોય કે ? આ પાપ કાર્યનું પરિણામ અંતે અનર્થકારક નિવડશે ! સખેદાશ્ચર્ય તો એ જ છે કે;—" **પાપનું પ્રત્યક્ષ પરિણામ જોતાં છતાંય, પાપીઓ તો જેમ** " વિષ્ટાના કીડા નિરંતર વિષ્ઠામાં જ રહેવાની ક્ષુદ્ર ઇચ્છા રાખે છે " તેમ તેઓ પાપના જ પંકમાં પડી રહેવામાં પોતાનું જીવન સાર્થક્ય માની લેછે. ખરૂં છે " " **પાપીઓનાં પાપમય હૃદય, સદા સર્વથા હિતાહિતના જ્ઞાનથી શૂન્ય શુદ્ધ અન્ધકારથી જ આવરાઇ ગયેલાં હોય છે.** " .

"મને ચુપચાપ વિચારવશ ઊભેલો જોઇ મનોરમાએ ફરીને કહ્યું:— "જુઓ વિશ્વેશ! મેં મારા મનની બધી માર્મિક વાત તમને કહી દીધી છે. હવે તમે મારા પર દયા કરો અને મારો મનોરથ પૂર્ણ કરો. અરે! તમે માત્ર હમણા 'હા, પાડો તોય ઘણું છે. હું ભાવિ આશામાંને આશામાં જ સંતોષ માની લઇશ. જુઓ! આ વેળા અહીં આગળ કોઇ પણ જણાતું નથી, અને કોઇના આવવાનો પણ સંભવ નથી. અરે આવો સુયોગ આપણા હાથમાંથી ન જવા દો! વ્હાલા! અને હસીને મારાથી માત્ર બે મીઠી વાતો તો કરો! હું તમારે શરણે તમારા ચરણમાં મારૂં માથું મૂકીને માત્ર તમારી મીઠી નજરની ભીખ માગું છું! મારી આ સ્નેહભીક્ષાને કૃપા કરીને અનાદર ન કરતાં વ્હાલથી "મારી વ્હાલી" કહી હૃદયાલિંગન આપો! મારા જીવનને સફળ કરો!

"તેની આ કામ વ્યાકુળતા જોઇ થોડીવાર સુધી તો હું અવાક્ જડ ભરતની પેઠે તેની સામે ટગર ટગર જોતો ઉભો રહ્યો, પણ આખરે મૌન્ય ભંગ કરતાં મેં કહ્યું:—"મનોરમા!" મારી મિથ્યા આશાનો તમે સર્વથા ત્યાગ કરી દો! મારાથી તમારો મનોરથ પૂરો થઇ શકે તેમ નથી. અરેરે! તમે કરવા ઇચ્છતા આવા ઘોરતમ પાપનું પરિણામ શું આવશે તે તમે જાણો છો કે? જરા સ્વસ્થ થઇ શાન્તિપૂર્વક વિચાર કરો.

"તેણે ભયભીતપણે પ્રત્યુત્તર આપ્યોઃ–વિશ્વેશ! હું તે બધુંય જાણું છું! સારી રીતે સમજું છું! પણ જુઓને મુવું મનજ માનતું નથી ને' પ્રિયતમ! હું તમને મારા પ્રાણથી પણ અધિક પ્રિય માનું છું. અરેરે! તમે મારી સુખાશાપર નાહક કારમી છરી ન મૂકો! કૃપા કરો! આટલા બધા ક્રૂર ન થાવ! અરેરે! તમે એટલુંય જોતા નથી કે, હું તમારે માટે કેટલી બધી તલપાપડ થઇ રહી છું તે? વ્હાલા! હું તમારીજ છું! અને તમારે પગે પડું છું! મને આશા ભરીને આમ ભગ્નાશ ન કરો!

"એટલું કહી તે અભાગિની મારા પગમાં આવી પડી. મેં જરા આઘે હઠી જઇને કહ્યું:—"મનોરમા! આતે તમે શું કરવા બેઠાં છો" જાણતાં નથી કે આપણને આમ એકાંતમાં કોઈ જોશે જાણશે કે સાંભળશે તો તેનું પરિણામ ભલું બુરૂં આવશે! મને લાગે છે કે, તમારૂં કામાન્ધ મન સર્વત્ર અજ્ઞાનથીજ આવરાઇ ગયેલુ છે! કહો કે, મારા જેવા નિરાધાર ગરીબ બ્રાહ્મણને આવા પાપાચારમાં પ્રવૃત્ત થવા લલચાવવો તે તમને લાયક છે કે? હુંતો તમને મારી "માસીજ" સમજુંછું. અને તેજ પ્રમાણે આજવેર સુધી તમારાથી વર્ત્યો છું. તોય તમે મને આમ અઘટિત સંબોધને બોલાવો છો એ અતિ ખેદ જનક છે!

" તેણે કંઇક સકોપ પ્રત્યુત્તર આપ્યો: " માસી તો જે થતી હોય તે થાય. હું કંઇ તમારી સંબંધે સાચી માસી ન કહેવાઉં સમજ્યા ? હવે પછી જો તમે મને માસી કરી બોલાવશો તો હું ત્યાં જ મરીશ. પ્રિય ! તમે તો મારા પ્રાણાધાર ! ને હું તમારા પગની રજ ! તમે તો મારા માથાના મુગટ ! આંખોના તારા ! ચિત્તના ચોર ! અને જીવન સર્વસ્વના ધન છો ! ભલા તમે આટલા બધા બીહો છો શાને વારૂ ? તમે અહીં આગળ આ કાર્ય કરતાં ડરતા હો, તો ચાલો આપણે બન્ને કોઇ દૂર દેશાવરમાં ચાલી જઇ, ત્યાંજ ચાર આંખ મેળવી સુખી જીવન ગાળીયે. " પરદેશમાં પછી કોનો ડર છે ? હું કાંઇ સાવ એવી રાંકડી નથી હોં ! આઠેક હજારનું ઘરેણું છે તે વેચી વટાવીને તેમાંથી તમને ફાવે તે ધંધો રોજગાર કરજો. " રળજો અને રંગરાગનોય સુખાનુભવ લેતા રહેજો ! કેમ ! હવે તમને એમાં કંઇ અડચણ જેવું લાગે છે ?

" ધનથી મારા મનને લોભવનારી તેની આ ક્ષુલ્લક વાત સાંભળી મેં કંઇક ક્રોધથી કહ્યું:–" છટ ! મનોરમા ! તમે આતે કેવી મૂર્ખાઈ ભરેલી વાત કરો છો ? ખરેખર ! હું તમને આજવેર સુધી તો કોઈ શાણી સ્ત્રી સમજતો હતો, પણ હવે મને સમજાય છે કે, તમારા જેવી મૂર્ખી, નિર્લજ્જ અને કુલટા કામની, જગતભરમાં બીજે ક્યાંય નહિ હોય ! બસ ! હવે હું તમને કહી દઉંછું કે, તમારે ફરીને મારી પાસે આવી અઘટીત વાત ન કરવી. તે છતાંય જો તમે દુરાગ્રહ કરશો તો તેમાં તમારૂં સર્વથા અકલ્યાણ છે એ યાદ રાખજો. શું મારા સિવાય તમને બીજું કોઇ રણ જગતમાં જડતું નથી કે, તમે મારૂંજ સત્યાનાશ કાઢવા તલ્પી રહ્યાં છો ? "પરંતુ આ શું ? હે ભગવન્ ! મારા આવા અસહ્ય તિરસ્કારથી પણ તેને લજ્જા વા સંકોચની લગારે અસર થઇ જણાઈ નહિ ! પણ એ તો ઉલટી વધારે નફ્ટ થઇને મને કહેવા લાગી;–" વ્હાલા વિશ્વેશ ! તમે નાહક શા માટે મારા નાજુક કાળજાંને નસ્તર મારી રહ્યા છો ? અરેરે ! જે તમને પ્રાણથી પણ અધિક પ્રિય માને છે, તેના પરજ આમ નિષ્ઠુર થઇ ગળી બ્હાર કરો છો ? એ તે ક્યાંનો ન્યાય ભલા ? " વારૂ, તમને યોગ્ય લાગે તેમ કરો ! હું તો તમારે ખાતર લોક પરલોક ધર્મ કર્મ, સર્વનો પરિત્યાગ કરી દઈશ ! તમારા પ્રેમને ખાતર મારા પ્રાણને પણ તૃણવત્ ગણીશ, પણ આ ભવમાં તો તમને "મારા" કરવા સિવાય હુંય ઝંપ વાળીને બેસીશ નહીં એ પણ ધ્યાનમાં રાખજો.

" જો હું તમને અંતઃકરણપૂર્વક ચાહતીજ હઇશ તો તો અવશ્ય

તમેય એક દિ મને હ્હાતાં શીખશો ! કારણ "પ્રેમ" એકાંગી કદિ પણ હોઇ શકે નહિ." એક હાથે ક્યાંય તાળી પડતી તમે સાંભળી છે કે? કદિ નહિ.

"વળી તમે વાત વાતમાં જે ધર્મને વૃથા કુટી મારો છો, તે ધર્મ પણ પ્રેમથી ક્યાં ખાલી છે ? પણ વાસ્તવિક રીતે તો "સંસાર ભરમાં" સાચો અને શ્રેષ્ઠ ધર્મ કેવળ એક પ્રેમજ છે" મને એક મહાત્માનું આ પ્રસંગનેજ અનુકુળ એવું એક પ્રમાણ સાંભરે છે કેઃ—

"લોક વેદ મરજાદ સબ
"લાજકાજ સન્દેહ,
"દેત બહાએ પ્રેમકરિ
બિધિ નિષેધકો નેહ.

"સમજ્યા મારા પ્રિય પંડિતવર્ય ? હવે કૃપા કરી ને આવો, અને આનન્દથી આ તમારી સ્નેહઘેલી દાસીનો સ્વીકાર કરો !

"એટલું કહી તે આવેગ પૂર્ણ બારણે જઇ આમતેમ ચોપાસ જોવા લાગી કે, કોઇ આ તરફ આવતું નથી ને ! "પ્રિય પાઠક ! બસ ! હવે તે કોઇ ગાંડી! ઉન્માદિની પેઠે દોડી આવીને મને પ્રેમપૂર્વક બાઝી પડી ! અને ઘેલીતૂર વ્યાકુળ ભાવે મારા પ્રતિથી પ્રેમાલિંગનની આશાભરી સ્નેહાળ દૃષ્ટિયે જોવા લાગી.

"પણ મેં તેને તરછોડી કાઢી, અને ક્રોધથી ભૂત બની જઇને કઠોર શબ્દોમાં કહ્યું;–

"બસ ખબરદાર ! મનોરમા ! હવે તમે શાન્ત થાવ ! અને અહીંથી એકદમ ચાલ્યાં જાવ ! નહિ તો હું હમણાજ "લક્ષ્મીબાને બોલાવી તેને તમારી આ અકાણ્ડ સ્નેહલીલાનો સાક્ષાત્કાર કરાવી દઇશ; સમજ્યાં કે ?

"મારી આ ધમકીથી કંઇક ભયભીત થઇ તેણે દબાયલે અવાજે કહ્યું;–વિશ્વેશ ! તમે આટલા બધા અકારણ રોષે ન ભરાતાં મારૂં કહ્યું માનો. તમને મારા જીવના સમ છે કે, તમે પણ મને હૃદયપૂર્વક ચાહો ! હું જીવનભર તમારી દાસી થઇને રહીશ. પ્રિયતમ ! હું તમારા પ્રેમને ખાતર મારા પ્રાણ પાથરીશ, તમારા સુખે સુખી અને તમારા દુઃખે દુઃખી રહી સહજીવન ગાળીશ. વ્હાલા ! તમારા પગે કાંટો વાગશે તો હું મારા દાંતથી તે બહાર ખેંચી કાઢીશ, તમને પરસેવો વળશે ત્યાં હું મારૂં રક્ત વહેવરાવીશ, પણ મને આમ છેક નિરાશ ન કરો મારા પ્રાણાધાર !

"હું તમારા જીવના સમ ખાઇને કહું છે કે, "હું આજ વેર સુધી કેવળ નિષ્પાપ છું." "આઠ વર્ષની અણસમજ અવસ્થામાં હું વિધવા થઈ. તે પછી થોડા સમયમાંજ મારાં સાસુ સસરો સ્વર્ગે સીધાવ્યાં. અને દિયર દેરાણીએએ મારો નિરાદર કર્યો, એટલે મોટી બ્હેને મને

અહીં લાવી રાખી. પિયરીઆમાં પણ આજે કોઇ ન મળે. હું જ્યારે બાર વર્ષની હતી ત્યારે અહીં આવી છું તે દિવસથી આજ સુધી કોઇ પણ પરપુરૂષને મેં અંગળી સુદ્ધાં મારે શરીરે અડવા દીધી નથી. પણ જ્યારથી મેં તમને જોયા છે ત્યારથી જ કોણ જાણે મારૂં મન ચકડોળે ચઢી ગયું છે! માટે મને, નિરપરાધિનીને, કાલાવાલા કરીને કહું છું કે આમ સાવ નિરાશ ન કરો.

"એટલું કહી તે મારા બન્ને પગનાં પોતાનું માથું મૂકી મન્દમન્દ કરૂણ રૂદન કરવા લાગી. મ્હેં તો જાણે તેની આ પાપપૂર્ણ આત્મકથા સાંભળી જ ન હોય તેમ રૂક્ષ ભાવથી કહ્યું:-" મનોરમા! હુ હજીય તમને કહું છું કે મારાથી કંઇ પણ બની શકે તેમ નથી. તમે તમારૂં કાળું મોઢું લઇને હવે ઝટ અહીંથી બહાર ચાલ્યાં જાવ, નહિ તો હવે હું ખરેખર "બા"ને બોલાવું છું.

"મારો આ અંતિમ નિશ્ચયાત્મક જવાબ સાંભળી તે "પુચ્છવિમર્દિતા સર્પિણીની પેઠે વળ ખાઇ ઉઠીને ઉભી થઇ ગઇ, અને સરોષ મારી સામે ધ્રુરકતી કહેવા લાગી:—" તો શું તમે કોઇ પણ પ્રકારે મારૂં કહ્યું નહિ કરો એમ કે?

"મેં તિરસ્કાર પૂર્વક પૂર્વવત પ્રત્યુત્તર આપ્યો, નહિ! કોઇ દિવ નહિ! તમારા જેવી કુલટા કામિનીઓ, ગૃહસ્થના ઘરમાં રહેવાને જ બિલકુલ નાલાયક છે. "ક્યાં તમે વેશ્યાથી પણ અધમાધમા વેશ્યા! અને ક્યાં હું કર્મનિષ્ઠ ધર્મપ્રિય બ્રાહ્મણ! છેક જમીન આસમાન જેવડું અંતર! બસ! હમણાં જ ચાલ્યાં જાવ અહિંથી! પ્રાણાન્તે પણ તમારા તુચ્છ પ્રેમનો મારાથી સ્વીકાર થઇ શકે તેમ નથી.

"હવે તેણે કંઇક આંખ ફેરવીને સગર્વ કહ્યું:—" એમ છે કે? જો જો! ત્યારે હવે! મારા આ હડહડતા અપમાનનો તમને કેવો બદલો મળે છે તે! એટલું કહી તે ક્રોધમાંજ ત્યંથી ચાલી ગઇ.

"એની આંખોમાંના ઉગ્ર ક્રોધાગ્નિથી એક વારનો હુંય " બળી જઇશ કે શું" એ ભયથી ધ્રુજી ઉઠયો! બીજું તો કાંઇ નહિ, પણ મેં મનમાંજ વિચાર કર્યો કેઃ—આ પાપિષ્ઠા, કયાંક ષટ્યન્ત્ર રચી મારા વર્તમાન સુખનો વૈરભાવે નાશ ન કરી નાંખે તો સારૂં. "આજથી તે મારી ઘોર શત્રુ થઈ ચૂકી હતી. વળી પાછો મારા મનમાં શંકાસ્પદ પ્રશ્ન ઉપસ્થિત થયો કે, તે મને શું કરી શકે એમ છે" હું કેવળ આ વિષયમાં નિર્દોષ છું. તો પછી મારે શા માટે એનો ડર રાખવો જોઇયે વારૂ? છતાંય ન કરે નારાયણ ને મારાપર આ અણધાર્યો વજ્રપાત આવીજ પડે તો પછી આપણે અહીંથી ઉચાળા ઉપાડી બીજે ક્યાંક ચાલ્યા જઇશું એટલુંજનાં? ઇશ્વરની એવીજ ઇચ્છા હશે તો આપણાથી કાંઇ તેનો અવરોધ થઇ શકે

તેમ છે? પણ મને અટલ શ્રદ્ધા છે કે; "જે વ્યક્તિ ધર્મપથથી વિચલિત નથી થતી, તેનો વિનાશજ અસંભવનીય છે." એ નિર્વિવાદ છે. અસ્તુ." મેં ઝટપટ લોટ બાંધી રોટલી વણી નાંખી.

મનોરમા અને મારા આ મિથ્યાવાદમાં મેં ચૂલે ચઢાવેલું શાક વગર જોયે તપાસે ઇશ્વર કૃપાથી તૈયાર થઈ ગયું હતું. મેં લોઢી ચૂલાપર મૂકી રોટલીઓ શેકી કાઢી, અને ત્યારપછી એક નાના તપેલામાં શેરેક દૂધ હતું તેમાં સાકર નાંખી ઉનું કરી નીચે ઉતારી લીધું. થયું. બીજું શું જોઈતું 'તું.' હું જમવા બેઠો. અને થોડીવારમાં જમી પરવારી બધું ત્યાંજ રહેવા દઈ મારા ખંડ તરફ ચાલ્યો. થોડેક જતાં ચંચળા સામે મળી ગઇ તેણે મને હસીને પૂછ્યું;—કેમ વિશ્વેશ ! જમી લીધું કે મેં કહ્યું " હાજી."

" તમને રાંધવામાં આજ બહુ શ્રમ પડયો હશે!"

ના, ના, મારે એનો અભ્યાસ જ છે. પછી શ્રમ શેનો?

" આવો ! આવો ! હવે નિરાંતે પાન બાન ખાઓ " એમ કહી તે મને પોતાના ખંડમાં તેડી ગઈ અને એક આરામ ખુરશીમાં બેસાડયો. અને પાનદાનીમાંથી પહેલેથી જ બનાવી રાખેલું કેળના પાંદડાંનું એક પડીકું આપતાં આપતાં કહ્યું.

" લ્યો! તમે જ્યારે તમારા ખંડમાં એકલા હો ત્યારે આ પડીકું ઉઘાડીને જોશો તો તમને કંઈક એવી વસ્તુ જણાશે જેનો યોગ્ય જવાબ તમારે આપવો છે. તે ભૂલશો નહિ. એમ કહી તેણે ત્રીજું પાન પોતાને હાથે બનાવી મને ત્યાંજ ખાવાને આપ્યું. પાંચેક મિનિટ પછી હું ત્યાંથી ઊઠયો અને મારા ખંડમાં આવ્યો.

" આ વેળા ત્યાં હું એકલો જ હતો, એટલે કુતૂહલથી મ્હેં ચંચળાએ આપેલું પેલું પડીકું ઉઘાડીને જોયું તો, અહો! શું આશ્ચર્ય ! તેમાંથી સોના-રૂપાના વરખ ચઢાવેલાં આશરે વીશેક બીડાં અને એક પત્ર નજરે પડયાં!

" મેં આતુરતાથી પ્રથમ તો પેલો પત્ર ઉઘાડીને વાંચ્યો તો તેમાં નીચે પ્રમાણે લખાયલું હતું.

" પ્રિય વિશ્વેશ !

" આજ મનોરમાના ખંડમાં બનેલી ઘટનાથી હું અજાણી નથી. ગભરાશો નહિ. હું તમારી શુભેચ્છુ સહાયકા તમારે પડખે રહીશ. કો કો ' દિ રાતે આવશ્યક પ્રસંગે હું તમને મદુને કહી મારી પાસે બોલાવતી રહીશ. તમે નિઃસંકોચ તેની સાથે ત્યાં ચાલ્યા આવજો. ત્યાં આવ્યા પછી જ તમને ખાત્રી થશે કે, તમારી સહાયકા તમારૂં કેટલું બધું ભલું ઇચ્છે છે ! પત્ર વાંચી લીધા બાદ બાળી મૂકજો. પણ કોઈને હાથ ન ચડે તેની સંભાળ રાખજો.

પાન તો તમારે ખાવા માટે આપેલાં છે. " અસ્તુ " શુભેચ્છુ
લી. તમારીજ
" ચંચળા "
ના પ્રણામ.—

" આ પત્ર વાંચી રહ્યા પછી ખરેખર હું બહુ ગભરાવા લાગ્યો, અને વિચાર કર્યો કે, હજી તો હમણાજ એક બલામાંથી માંડમાંડ છૂટયો, ત્યાં આ બીજી વળી ક્યાંથી માથે આવી પડી ? શું ચંચળાએ પણ મારો શિકાર કરવા ધાર્યો કે કેમ ? શિવ ! શિવ ! આ મોહમયી મુંબાઇ તો ખરેખર "ગૌડ બંગાળ" જેવો જાદુગરો પ્રદેશ લાગે છે! અસ્તુ.

" મેં પાનનાં બીડાં મારા કોટના ગજવામાં સેરવી દીધાં. અને પેલા પત્રને બાળી ન નાંખતાં, બહુજ સંભાળથી મારા ટ્રન્કમાં સાચવી રાખ્યો; એટલા માટેજ કે, કોઇક કાળે તે બચાવના સાધનરુપે ઉપયોગી થઈ પડે.

" આટલું થયા પછી હું જરા વામકુક્ષી કરવાને મારા પલંગમાં આડે પડખે પડયો, ત્યાં મટુ મારા ખંડના દરવાજા પાસેથી જાણી જોઇને જરાક હસતી ચાલી ગઈ.

" મટુનું વય હશે. આશરે ત્રીશેક વર્ષનું. તે જેટલી બહાર દેખાતી હતી. તેનાથી બેવડી અંદર ઊંડી લાગતી હતી. એનાં સામાન્યતઃ રૂપરંગ સુઘડતા અને વાણીની મીઠાશ એટલાં વાનાં શ્રીમંતવર્ગમાં એનો પગ પેસારો કરાવવામાં સહાયભૂત થઈ પડયાં લાગતાં હતાં

મોટાંઓના ઘરમાં સૌ કોઇનાં પ્રીતિપાત્ર થવાનો સચોટ પ્રયોગ તે સારી રીતે જાણતી હતી, અને મુનશીજીના ઘરમાં તેવા પ્રયોગને આચારમાં મૂકતાં ધારવા કરતાં વધારે સફળતા મેળવતી હતી.

" આખરે આમ વિચાર કરતાં કરતાં મને ઊંઘ આવી ગઇ. તે છેક છોટુ એ કોલેજમાંથી ઘેર આવતાં મને જગાડયો ત્યારે જ પૂરી થઇ. છોટુએ મને જગાડયા પછી સહજ હાસ્યમાં કહ્યું;–મોટાભાઇ ! તમેય આજ કાલ ઊંઘનો ઠીક લાભ લેતા જણાઓ છો હો !

" મેં પણ ટોળમાંજ ઉત્તર આપ્યો—" હા 'સ્તો ! તેમાં પૂછવું ' તું શું વળી ? કંઇ કામકાજ ન હોય તો પછી એમ જ થાય.

" થોડીવાર વિનોદવાર્તાલાપ કર્યા પછી અમે બન્ને મિત્રો ગાડી જોડાવી ચોપાટીપર ફરવાને ચાલ્યા ગયા, તે આઠેકને સુમારે વાળુ વેળા પાછા ઘેર આવ્યા. મને ભૂખ તો નહોતી છતાંય છોટુના આગ્રહથી થોડું ઊનું કરેલું દૂધ પી લીધું. ઇશ્વર કૃપાથી બીજે જ દહાડે ભટજીને સારૂં થઇ રહેતાં હું રાંધવાની ફકાકૂટથી મુક્ત થયો.

# દર્શન ૬ ઠું.



## —નોટ !—



આમને આમ બે દહાડા વધુ વીતી ગયા. પાઠકોને ફરી જણાવવાની કંઇ જરૂર નથી કે, જ્યારથી ચંચળા અને મનોરમાનું ધૃણીત્ કુચારિત્ર્ય મારા જોવામાંઆવ્યું, ત્યારથી મારૂં સ્વસ્થ હૃદય મારા આશ્રયદાતા, પાલક પિતા મુનશીજીના ભર્યાભાદર્યા ઘરમાં ભવિષ્યમાં કંઇક વિપરીત થવાની સંભવનીય કુશંકાઓથી પાછું અસ્વસ્થ થતું લાગ્યું. અને વળી અધુરામાં પૂરૂં મારા વર્તમાન સુખનું દીર્ઘાયુષ્ય પણ તે ઘડીથી જ જાણે કે ઉત્તરોત્તર ઓછું થવા માંડ્યું હોય એવા સંભ્રમે, મારા આશા ભર્યા ભાવિ અરુણોદયનું ક્ષિતિજ અકલ્પનીય નિરાશાની ઘનત્તર કાલિમાથી ઘેરાયલું સર્વથા ભયાનકજ ભાસવા લાગ્યું. અસ્તુ.

"એક દહાડે પાછલી રાતે એકાએક મારી ઊંઘ ઉડી ગઇ. પ્રભાત સમય સમજી પથારીનો પરિત્યાગ કરી હું બહાર આવ્યો, સ્વચ્છાકાશમાં તારામંડળ પ્રતિ દૃષ્ટિપાત્ કરતાં પ્રતીત થયું કે, હજી તો રાત બે ઘડી બાકી છે, એટલે આલસ્ય ઉડાડવાને બે ઘડી અહીં બગીચામાં જ આમતેમ લટાર મારવાની ઇચ્છાથી બંગલાના પરસાળ પાસેના પગથીયેથી ઉતરવા લાગ્યો. ભાગ્યે જ બે ચાર પગથીયાં ઉતર્યો હઇશ, તેટલામાં મારા પગથી ઠોકરાઇને કાગળનું એક બંડલ છેક છેલ્લે પગથીયે જઇ પહોંચ્યું. મેં તે ઉપાડી લીધું, અને સાશ્ચર્ય "એ શું હશે ?"એવી અધીર જીજ્ઞાસાથી માગ ખંડમાં ઝટ પાછો ફરી મીણબત્તીના પ્રકાશમાં બંડલને ઉઘાડીને જોયું તો તેમાંથી હજાર હજારની દશ નોટો મળી આવી. હું ઉંડા વિચારમાં પડી જઇ મારા મનને જ પૂછવા લાગ્યો કે, આ અહીં ક્યાંથી આવી વારૂ ?"

"ક્ષણેક પછી મને એકાએક ચંચળા અને ભોગીલાલનો પેલી રજનીચર્યાનો પ્રસંગ સ્ફુરી આવ્યો, અને મેં યોગ્ય તર્ક કર્યો કે, નિઃશંક પોતાના વચનાનુસાર તે રકમ ચંચળાએ તો ભોગીલાલને સુપ્રત કરી દીધી'તી પણ દુર્ભાગ્યેઃતેણે અસાવધપણે રસ્તે જ આમ પડવા દીધી હોવી

જોઇયે ! અહા હા ! નમકહરામ નીચ ભોગીલાલના હાથમાં સહજજ આવી ગયેલું આ ધર્મધન, આમ અણધાર્યું મારે હાથ આવી ચઢ્યું જાણી હું અતિ આનન્દ મગ્ન થયો. અને પેલી નોટોને સાવધાનીપૂર્વક મારા ન્હાના ટ્રન્કમાં છુપાવી દીધી. ત્યાં સુધીય આળસુ છોટુની અઘોર નિદ્રાનો અવધિ દેખાતો નહોતો. " મીણબત્તીને ઠારી નાંખી પલંગમાં પડયાં પડયાં પાસાં ફેરવતાં હું વિચાર કરવા લાગ્યો કે, " સારૂં થયું, જે યુક્તિથી ધુર્ત્ત ભોગીલાલ પાપિષ્ઠા ચંચળા પાસેથી આટલું બધું ધન હાથ કરી લેવામાં ફાવ્યો હતો, તે આખરે સર્વથા નિષ્ફળ થઇ ગઇ. જો કે ચંચળાએ તો વગર વિચાર્યે પોતાના સર્વસ્વનો અધર્મપંથે અપવ્યય કરી દીધો હતો, પણ પુણ્યાત્મા મુનશીજીના ધર્મપ્રભાવે વા કોઇ દૈવી સંકેતથી આમ અણધાર્યો અવરોધ થયો; અને આ ધર્મધન દુરાત્મન્ અધર્મી ભોગીલાલને હાથે ચઢ્યું પણ આમ અદ્‌ભુત રીતે સલામત મારે સ્વાધીન રહ્યું. કૃતઘ્ની મુનીમથી હવે આ ગુમાવેલા ધનની શોધ થઇ શકે તેમ નહોતું, કારણ કે, " ગુપ્ત પ્રેમના ગુપ્તોપહારને કેમ પ્રકટ કરી શકાય વારૂ ? " મજા તો એ હતી કે, ક્રમભ્રષ્ટ મુનીમ જ્યારે શુદ્ધિમાં આવી પોતાને આવી અવદશામાં મૂકાયલો જોશે, ત્યારે તેનું કલંકિત નિષ્તેજ કાળું મોઢું જોવા જેવું થઇ પડશે ! મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, આ સ્નાનના સમાચાર તે પોતાની પ્રિયતમા ચંચળાને પણ વિદિત કરી હવે કંઈ દાંદો કહાડી શકે એવો સંભવ નહોતો. કારણ એટલુંજ કે, અધમાધમા પણ ચકોર ચંચળાને તેની આવી શંકાસ્પદ વાતમાં, હવે શ્રદ્ધા જ શાની રહે ?

" ભલા દશ હજાર રૂપિયા તે કાંઇ નાની સૂની વાત છે જે આમ સહજમાં ગુમાવી દેવાય વારૂ ? અને તે પણ જમાનાના ખાધેલ પાખંડી મુનીમના હાથમાંથી ! કેવળ અસંભવનીય ! ". અસ્તુ " ગમે તેમ થાવ, હું તો પલંગમાં પડ્યો પડ્યો જ નિશ્ચય પર આવી ગયો કે, આપણે આજ છોટુની પહેલાં તો ઉઠવું જ નહિ.

" વાસ્તવપણે આ દશહજાર રૂપિયાનો લાયક માલિક તો મારો ભોળો મિત્ર છોટુજ હતો, હમણાં તો નહિ પણ અનુકુળ પ્રસંગે આ બધું અ- વ્યાજુ અનામત ધન, હું તેના ખરા અધિકારીને સ્વાધીનકરી ધર્મ સંકટ કહો કે, કર્તવ્ય તેનાથી આખરે અણીશુદ્ધ મુક્ત થઇ જઇશ.

" હવે જોવું રહ્યું, તું " આ પતિત પ્રિયતમ અને પતિતા પ્રિયત- માના પાપ પ્રણયનું અંતિમ પરિણામ ! " " સવાર થતાં ઘરનો કામદાર

વર્ગ પોતપોતાને કામે વળગ્યો. પણ હું તો નકલી નિદ્રાનો ડોળ કરી હજી સુધી પથારીમાં જ પડયો રહ્યો'તો. સાતેકને સુમારે છોટુ ઉઠ્યો, અને મને ખૂબ જોરથી જગાડવાને ઢંઢોળવા લાગ્યો, હું જાગતો'તો, પણ નહકનાં નખરાં કરી આંખો ચોળતો ચોળતો મહા મહેનતે આખરે જાગૃત થયો.

છોટુએ મને મજાકમાં હસતાં હસતાં કહ્યું;—વાહ ! ભાઈ વાહ ! "તમેય ભગવતિ નિદ્રાદેવિના પરમ ઉપાસક લાગો છો !

" મેં પણ ટોળમાંજ પ્રત્યુત્તર આપ્યો;—" આશ્ચર્ય છે ! છોટુભાઇ, કે રાત આમ જલદી જ પૂરી થઇ ગઇ. ઘડીક પહેલાં તો મારી આંખ મળી હતી.

" મારી આ વાતથી છોટુથી હસી જવાયું. અને તે મારો હાથ પકડી બહાર લઇ ગયો. દશેક મીનિટ સુધી અમે બંને બગીચામાં આમતેમ ફર્યા, અને ત્યાર પછી આન્હિક કાર્યમાં પ્રવૃત્ત થયા. છોટુ કર્મ કાણ્ડથી પરવાર્યા પછી શિક્ષક મહાશયની પાસે ભણવા ચાલ્યો ગયો, અને હું વહીવટીખાતાના ખંડ તરફ વળ્યો. જોયું તો ગાદી તકીયે પડે પડે મુનીમ ભોગીલાલ કોઇ ઉંડા વિચારમાં ગરકાવ થયેલો ઉદાસીન ખિન્ન હૃદયથી મન્દ નિઃશ્વાસપર નિઃશ્વાસ નાંખતો જણાયો. હું તો એ અભાગ્યાની ઉદાસીનતાથી અવગાત હતો, એટલે મેં સ્વગતજ કહ્યું;—એટમજી, ખોવાયલી નોટોના પડીકા પર હાય શોષ કરી રહ્યા છો ! તેના વિલાયલા વદનની ઝાંખી માત્ર કરી હું ત્યાંથી પાછો ફર્યો, પણ સારૂં થયું કે શોક સાગરમાં ગોથાં ખાતા અભાગ્યા ભોગીલાલે મને જોયો નહિ.

" તે આખો દહાડો મને એક વર્ષ જેટલો લાંબો થઈ પડેલો લાગ્યો. કેમકે, મનમાં એમ થતું'તું કે. કયારે રાત પડે અને આ લંપટ યુગલની " રજનિ લીલા " નાં નયનાનન્દક પુનઃ દર્શન થાય !

" ડોળા તણાવી તણાવી આખરે સન્ધ્યા દેવિએ દયા તો કરી. એટલે વાળુ કરી આતુર હૃદયે હું મારા ખંડમાં આવી પલંગમાં પડયો. આમ સમી સાંજેજ મને પથારીવશ થયેલો જોઇ છોટુએ મને હસીને કહ્યું;—" કેમ વિશ્વેશભાઈ ! "આજ તો અત્યારના નિદ્રાદેવિનું આવાહન કરી રહ્યા છો ?

" શું કરૂં ત્યારે ? " અત્યાર લગણ તો હું કોઇ દિ' પણ પૂરેપૂરૂં ઉંઘી શકયો નથી, એટલે આજે તો જલદી સૂઇ જવાની ઇચ્છા છે ભાઇ ! " મેં પણ સત્યાસત્ય મિશ્રિત પ્રત્યુત્તર આપ્યો.

" તેણે કંઇક વધારે છૂટથી ટોળમાં કહ્યું;—" ત્યારે તો આજથી તમને વિશ્વેશને બદલે " મુચકુન્દ " ભાઇ કહીને બોલાવવા પડશે !

" મેં ખડખડાટ હસી દઇને ઉત્તર આપ્યો—" ઠીક ભાઇ, ત્યારે " કુંભકર્ણ " કહી બોલાવવામાં પણ શો વાંધો છે વારૂ ? પણ કૃપા કરી આજ તો મને ઇચ્છાપૂર્વક ભરપૂર પેટે સૂવા દેજો.

લગભગ નવેક વાગ્યા લગણુ તો આમ વિનોદાત્મક અમારા બંને વચ્ચેનો સંવાદ ચાલ્યો હશે, પણ ત્યારપછી " છોટુ પોતાની પથારીમાં પડયો. થયું, પડતાં વેંતજ તેનાં નસ્કોરાં જોરથી ઘોરવાં લાગ્યાં. અને મેં પણ દીવો ઠારી નાંખી દરવાજા ઉઘાડાજ રહેવા દઇ પર્યંકશય્યાનો આશ્રય લીધો.

" પાસાં બદલતાં બદલતાં મારૂં સર્વાંગ પાકેલાં ગુમડાંની પેઠે દુખવા આવ્યું, પણ કોણ જાણે કયા અપરાધે નિદ્રાદેવિએ કોપાયમાન થઇ મારાથી રૂસણાં લીધાં'તાં. !

" મધરાત વીતતાં એકનો સમય થયો. મને આભાસ થયો કે, કોઇક ચંચળાના ખંડમાં વિદ્યુત્ વેગે ઘુસી ગયું.

" હું ઝટ ઉઠયો, અને દબાતે ડગલે મારા ખંડથી બહાર આવી ચંચળાના " વિલાસગૃહ "ની તેજ બારી આગળ લપાઇને ક્ષણેક ઉભો રહ્યો, આ વેળા સુપ્ત જગત્માં સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય વ્યાપ્ત હઇ અંધકારનો પારાવાર હતો. " મારી તીક્ષ્ણ આંખોએ જરીકમાં જોઇ લીધું કે, આવનાર વ્યક્તિ અધમ ભોગીલાલ જ હતી, અને તે ગ્લાનીયુક્ત અવનત મ્હોડે પલંગમાં લમણે હાથ દઈ બેઠો હતો. " ચંચળા તેની સામે જ તેના ઉતરેલા ચ્હેરા પ્રતિ સખેદાશ્ચર્ય ટીકી ટીકીને જોઇ રહી હતી !

" થોડીવારે મૌન ભંગ કરતાં ચંચળાએ ભોગીલાલનો રોમ યુક્ત કાળો કઠોર હાથ પોતાના કોમળ કરમાં લઇ સ્નેહથી પૂછ્યું:—" કેમ રમણ ! આજ આટલા બધા તે શા ઉંડા વિચારમાં છો કે,મારા સામુંય જોતા નથી?

" તેણે મન્દ નિઃશ્વાસ નાંખતાં ઉત્તર આપ્યોઃ—અફસોસ ! " શું કહું મારૂં કપાળ ? ચંચળે ! ખરેખર હું એક અભાગ્યો મનુષ્ય છું.

" કેમ વારૂ " વળી શું થયું ? કહો તો ખરા. તેણે જરાક ગભરાઇને પૂછ્યું. ફરી નિઃશ્વાસપર નિઃશ્વાસ નાંખતાં તેણે મન્દ ઉત્તર આપ્યો;" અરેરે ! કહેવા જેવું જ શું રહ્યું છે કે તને કહી દઉં ?

" એવું તે શું છે જે મને પણ ન કહેવાય ?

વળી જ ઉંડી ગંભીરતાથી તેણે દયાજનક શબ્દોમાં ઉત્તર આપ્યોઃ—

"વ્હાલી ! પેલું નોટોનું બંડલ હાથમાંથી ક્યાંક પડી ગયું. ગભરાટમાં ઉજળી પૂણી જેવી થઇ ગયલી ચંચળાએ કહ્યુંઃ–" હૅં ! એ શું કહો છો? ક્યારે અને ક્યાં પડી ગઈ? તમે ભૂલમાં કોઇને હિસાબમાં આપી તો નથી દીધીને? " ના, ના, એવી તે કંઇ ભૂલ હોય? કોણ જાણે કેમ થયું તે સુદ્દલે સમજાતું નથી? તે રાતે મેં હમેશ કરતાં કંઈક વધારે અને જલદ દ્રાક્ષાસવ ઢીંચેલો હોવાથી તારી પાસેથી જતાં જતાં બે ચાર વાર રસ્તે બથડયો હઇશ, એટલે એ અરસામાંજ મારી બેભાન દશામાં ક્યાંક પડયું લાગે છે.

બીજે દહાડે સવારના નિશો ઉતરતાં જ મને યાદ આવ્યું એટલે મેં મારા ગજવામાં આમ તેમ સઘળે તપાસી જોયું પણ તેનો પત્તો જ લાગ્યો નહિ.

" ચંચળા આ સ્નાનના સમાચારથી માથું કુટવા લાગી. અને ગભરાટમાં શંકાશીલા થઇ કહેવા લાગી;–" હાય ! હાય ! આવડી બધી મોટી રકમ તમે સહજમાંજ ખોહી નાંખી, એ અજબ વાત સુવું મારૂં મન તે ભલા માનેજ શાનું? તમારા જેવા વ્યવહારકુશળ ચાલાક માણસ પણ જ્યારે આવી ગંભીર ભૂલ કરી નાંખે તો પછી થયું ! " ગઇ વસ્તુ પાછી મળવાની હોય તો તે પહેલે ખોવાયજ શાને? એતો હવે સવારના જે વ્હેલું ઉઠયું હશે તેનેજ હાથે ચડી હોવી જોઇયે. બિચારાના અહોભાગ્ય કે, વિના પરિશ્રમેજ તેને આટલો બધો દલ્લો સહજજ આમ પ્રાપ્ત થઇ ગયો !

" ચંચળાની આ વાત સાંભળી થોડીવાર તો ભોગીલાલ અવાક્ જેવો થઇ રહ્યો, પણ બે ચાર મિનીટ પછી તેનો હાથ પકડી ખિન્ન વદને દીન થઇને કહેવા લાગ્યોઃ—

વ્હાલી ! ત્હારી આવી શંકાશીલ વાતથી તો મારા પર એમ આરોપ સાબીત થઇ જાય છે કે, મેં જાણી જોઇને જ લુચ્ચાઇથી આ પૈસા પચાવી પાડયા. અને હવે કેવળ કપટથી આમ બ્હાનુંજ કાઢું છું;

ચંચળા—મને આશ્ચર્ય તો એજ થાય છે કે, તમે મારી પાસે તે રાતે જ્યારે આવેલા ત્યારે તમારી રીતભાત પરથી તમે ઘણું પીધેલા હશો,એ એમ મને લાગ્યુંજ નહોતું ! છતાંય આવેળા કારણમાં તમે તમારી બેભાન દશા દર્શાવો છો ! એમાં મારે શું સાચું માનવું વારૂ ?

ભોગીલાલ—" ત્યારે શું હું ખોટું બોલું છું કે ?

ચંચળા—" ખેર ! થયું મિથ્યા થવાનું નથી. સાચું જાૂઠું તો પ્રભુ

જાણે ! પણ આવડી બધી મોટી રકમ કે, જે મેં વર્ષોથી પ્રાણુની પેઠે આટલે વેર સાચવી રાખ્યા'તી તે આ દહાડા જોવાને માટેજ ?

" સ્વાર્થી ભોગીલાલે પણ બળાપો કરતાં કહ્યું;—ચંચળા ! કહો ? એમાં મારો શો દોષ ?

" ફરી મુદ્દાની વાત પર આવી જતાં ધુર્ત્ત ભોગીલાલે દયામણે મ્હોડે કહ્યું—"પણ હવે રૂપિયા વગર મારી આબરૂ બચવી મુસ્કેલ છે તેનું શું ?

ચંચળા—મારાથી શું થાય હવે ? મારૂં જે કંઇ હતું તે તો મેં તમને બધુંય સોંપી દીધું. હવે શું રહ્યું છે બાકી કે તે તમને દઇ શકું ?

ભોગીલાલ—કેમ ? હજીય ત્હારી પાસે રૂપિયા હજારેક તો છે. તે સિવાય પંદરથી વીસ હજારનું તો ત્હારૂં ઘરેણુંહોવું જોઇએ. વળી સવાસેંક રુપિયા તો તને દરમાસે હાથ ખર્ચીના મળે છે તેનું શું ?

ભોગીલાલની આ છેલ્લા પાટલાની વાતપરથી ચંચળાએ કંઇક કચવાટથી કહ્યું-સાંભળો ! એ બધાંનો હું તમને હિસાબ કરી બતાવું." જાણે કે રહ્યા સહ્યા એક હજારને તો હવે મારાથી મારી સલામતી ખાતર જરાય અડાય એમ નથી. અને ઘરેણું ગાંઠું કે જે ઘરમાંના કોઇથી પણ અજાણ્યું નથી; તે તો તમને આપી શકાય જ નહિ. એટલુંજ નહિ, પણ સૌ કોઇને ખબર છે કે, મારૂં રહ્યું સહ્યું ઘરેણુંગાંઠું હવે છોટુની વહુ માટે મેં સંઘરી રાખ્યું છે. થયું. હવે રહી મને દરમાસે મળતા રૂપીયા સવાસેંની વાત. જુઓ તેમાંથી અર્ધાક તો હું છોટુને જ હાથખર્ચીને માટે આપી દઉં છું. ગમે તેમ પણ તે મારૂં છોરું'સ્તો. બાકી રહ્યામાંથી મારૂં પોતાનું પણ કંઇકિ ખરૂંને ? કહો હવે તમને ખાત્રી થઇ હશે કે મારી પાસે તમને આપવા જેવું કંઈ પણ બાકી રહ્યું નથી.

" ભોગીલાલે કૃત્રિમ ગભરાટથી કહ્યું:—ત્યારે તું કહે જોઇયે કે, મારે મારી આબરૂ હવે કેવી રીતે બચાવવી ?

ચંચળા—" હવે તો હું લાચાર છું ત્યારે !

" તેનો આ સુકો જવાબ સાંભળી થોડીક વાર તો તે મૂગો મંતર જેવો થઇ ગયો, પણ પછી નવીજ આસાભરી યુક્તિથી કહ્યું:—" વ્હાલી ચંચળા ! આ વેળા મારો એક પ્રસંગ તું સંભાળી લે તોતો મારૂં કામ થઇ જાય.

" ચંચળાએ આતુરતાથી પૂછયું: —" તે શું વારૂ ?

" ભોગીલાલે જરીક હસીને કહ્યું:—" એજ કે, " મનોરમાથી મારો મેળાપ કરાવીદે.

" લંપટ ભોગીલાલની આવી પામરવૃત્તિ જોઇને ચંચળાએ મોઢું ઉતારી નાંખતાં છણકો કરીને કંઇક તોછડો જવાબ આપ્યો:—" છિઃ છિઃ આટલા દહાડા રહીને ફરી તેજ વાત મારી પાસે લાવ્યા કે ? શું તમે મને કોઇ કુટણી સમજો છો ?

" તેણે નફટ થઈ હસીને જવાબ આપ્યો:—તેમાં તને વાંધો શો છે વારૂ ?

" તેણે પણ તેવીજ તિરસ્કરણીય નફટાઇથી રોકડું પરખાવ્યું:— " વારૂ ? તમેય મારે માટે કોઇ બીજા રસિક " છેલબટાઉ " લાવી દોને ? તમને એમાં હરકત શી છે ?

" તેણે શરમથી ફિક્કો ફચ થઇ જતાં માંડ માંડ જવાબ આપ્યો:— " પણ પ્યારી ! કહે જોઇએ ત્યારે હવે બીજો ઉપાય શો વારૂ ? " રૂપિયા તો જોઇશેજને ?

ચંચળા—" તે ખરૂં ! ભલા રૂપિયા તે કોને ન જોઇયે જે ? જુઓ બાપડી મનોરમા તો બેન અને બનેવીના આશરે લચકા ધાન પર જીવન નભાવી રહી છે.

" ભોગીલાલ—' તુ ભૂલે છે ચંચળા ! એની પાસે પણ હજારોનું ઘરેણું છે. તે હું જાણું છું. તું એને સાવ રાંકડી બાંકડી સમજતી ના હો !

" ચંચળા એ આશ્ચર્યશંકિત થઇને પૂછ્યું:—" એની પાસેના ઘરેણાંની તમને કયાંથી ખબર ?

ભોગીલાલે ખડખડાટ હસી દઇને કહ્યું:—" ભોળી ? મને તો આખા જગતનાં કાળાં ધોળાંની ખબર હોય છે ! પણ શું કરૂં કે, ત્હારા ડરથીજ આજ સુધી હું મનોરમાને મારે સ્વાધીન ન કરી શકયો.

" ચંચળાએ હવે ખરા સ્વરૂપમાં આવી જઇને સગર્વ ઉત્તર આપ્યો:— " તમેય મને છેક ભોળી બાળી સમજતા ના હોં ! હુંય કંઇક જાણું છું. "પરણ્યા ન હઇશું તો પરણેલાંની પાટે તો જરૂર બેઠાં હઇશું " સમજ્યા મારા ચતુર સુજાણ મુનીમજી ! મટુને લાલચ આપી મનોરમાને વશ કરવાની તમારી યુક્તિ મારાથી અજાણી નથી હો !

" ભેદ ખુલ્લો થઈ જતાં ચાલાક ભોગીલાલે ફેરવી બાંધ્યું:—" ગમે તેમ, તોય મટુતો ત્હારીજ સાધેલી ના ? ત્હારી આજ્ઞા વિના તે મારૂં કામ કરેજ શાનું વારૂ ?

" ચંચળાએ પાખંડી પ્રિયતમે વખાણ્યાથી કંઈક ફુલાઇને કહ્યું—" હાસ્તો, એમાં નવાઈ શી વારૂ ? "તાકાદ શી છે તેની કે,........મારી મરજી સિવાય તે છીંક પણ ખાઇ શકે ? મારી મરજીથી વિરૂદ્ધ વર્તનારને તો હું લાત મારીને ઘરમંથી બહાર કહાડી મૂકું સમજ્યા ?

ભોગીલાલ—" પણ મેં સાંભળ્યું છે કે તે પેલા વિશ્વેશ પર લટુ થઇ રહ્યો છે !

" પ્રિય પાઠક ! આ ભયંકર તોપના ધડાકાથી મારૂં સર્વાંગ ધ્રુજી ઉઠયું. બીજું તો કંઇ નહિ, પણ કદાચ આ વાતથી ચંચળાને મારે માટે બૂરો મત બંધાય તો ઘણું ખોટું થયું કહેવાય.

ચંચળાએ અધીરી બનીને પૂછ્યું:—તમને આ વાત કોણે કહી ?

ભોગીલાલ—" ઘરમાંના કોઇએ પણ.

ચંચળાએ ગંભીરતાથી ઉત્તર આપ્યો. " ઠીક છે, એ હરામજાદી વાતુડી મટુને તો હું જોઇ લઇશ હવે.

" ભોગીલાલે ગભરાઇને કહ્યું—ના ! ના ! તું મટુને કંઇયે કહેતી નહિ વળી. એણે બિચારીએ મને કંઈ પણ કહ્યું નથી.

ચંચળા—ત્યારે, એના વગર બીજા કોઇથી પણ અમારા ઘરનો ગુહ્ય ભેદ જાણી શકાય તેમ નથી.

ભોગીલાલ—મેં તો માત્ર અનુમાનથી જ આ વાત ત્હને કહી નાંખી છે.

ચંચળાએ દુભાતે દિલે કહ્યું:—" બળ્યું તમારૂં અનુમાન ! કો'કનો પાટલા ઓચ્છવ ક્યાંક ન થઇ જાય તેની સંભાળ રાખજો.

ભોગીલાલે તેની સામેજ બરોબર મીટ માંડીને જોઈ રહેતાં કહ્યું—" પણ ચંચળા ! પેલા નવા આવેલા વિશ્વેશનું નામ લેતાં જ તનેય આવો ઉત્પાત શાથી થઇ આવે છે વારૂ ? અરે ! મારૂં ચાલતું હોય તો તો એ બદમાસને હું ઘડીક પણ અહીં રહેવા ન દઉં.

ચંચળાએ સરોષ પ્રશ્ન કર્યો:—કેમ ? એ બિચારે તમારૂં શું બગાડ્યું છે જે ?

વાહરે ! બિચારાની દયા ખાતાં ને આટલો બધો પક્ષપાત કરતાં મને સમજાય છે કે, તુંય ક્યાંક તેની સોહામણી સુરતપર બલિહાર થઈ ગયલી લાગે છે !

" વગર ફીએ મારા તરફની દલીલ પૂર્વક વકીલાત કરતી ચંચળાને

જોઈ હું આશ્ચર્ય દિગ્મૂઢ થઈ ગયો. અને મનમાંજ ઘોળી ઘોળી વિચારવા લાગ્યો કે, આમાં આનો આશય શો હોવો જોઇયે ? હશે !

મારા વિરુદ્ધની ભોગીલાલની આ વાત સાંભળી ચંચળાએ વિફરેલી વાઘણની પેઠે છેડાઇ જઇને કહ્યું:—"ખબરદાર ! એના સંબંધમાં હવે જો કંઇ વધુ બોલ્યા છોતો!

એતો " જેની આંખમાં કમળો હોય તે જગત સમસ્ત ને પીળુંજ દેખે. " તમે પણ તેવાજ નાલાયક ઇર્ષાળુ જણાવ છો! બસ! તમારો મારો સંબંધ તમારી આવી ધૃષ્ટતાથી આજેજ પૂરો થાય છે—" ચાલ્યા જાવ અહીંથી હવે !

" ઉગ્ર સ્વરૂપા ચંડિકા ચંચળાના દુસહ્ય તાપથી તત્ક્ષણ તો ભોગીલાલ કંઇક ઝાંખો પડી ગયો. પણ સમયસૂચકતાથી હિમત રાખી; આ હડહડતા અપમાનમાં વિષ છતાંય અમૃતની પેઠે ગળી જઇ, મહા પ્રયત્ને માંડ માંડ પોતાના વાણીમાધુર્યના અદભુત્ વશીકરણથી આખરે તેને વશ કરી શકયો, અને આજવેર સુધી તેના પર અજમાવેલાજ નહિ એવા એક નિંદનીય નવા પ્રયોગનો તેણે પ્રારંભ કર્યો. પોતાના ઓવરકોટના ગજવામાંથી તેણે એક પ્રવાહી પદાર્થનું અર્ધીયું ( અર્ધો બાટલો ) બહાર કાઢ્યું. જેને જોતાંજ હુ જાણી ગયો કે, તે કોઇ માદક દારૂજ હતો.

" પોતાના વાક્ચાતુર્યમાં પશ્ચાતાપનો વિનિમય કરી ભ્રષ્ટાત્મન ભોગીલાલે પ્રિયતમા ચંચળાને ઉદ્દેશીને કહ્યું:—જોને વ્હાલી! હવે ગત્ વાતનો શોચ કરવો કેવળ વૃથા છે. નાહકનો આપણ બન્નેને સંતાપ થયો. નોટો તો મળવાની હશે તો મળી રહેશે. આપણા પ્રારબ્ધનું હશે તો તે કયાંય જવાનું નથી. તો પછી આટલો બધો હાય શોષ શાને કરવો વારૂ ? ઓહ ! આ રકઝકમાં મારૂં તો માથું ધગધગી આવ્યું. અને તુંય આ સંતાપથી પાણી પાણી થઇ ગઇ છો:

" ચાલ હવે બળ્યાં કાળજાને કંઈક ટાઢાં કરિયે. જો આ ઉત્તમોત્તમ સ્ફુર્ત્તિદાયક સોગંધિક દેશી દ્રવ્યોથી વૈદકીય પદ્ધતિથી તૈયાર કરેલો મધુર દ્રાક્ષાસવ છે. લાવ જોઇયે બે એક પ્યાલા.

" રોષમદિત્તા શાન્ત ચંચળાએ શંકિત થઇને પૂછ્યું:—" તમને મારા જીવના સમ છે, ખરૂં કહેજો કે, આ દારૂતો ન હોયને ?

" નારે ના, દારૂ તે કયાંય આવા રંગનો બનતો હશે ? એતો શુદ્ધ વૈષ્ણવોને પણ પીવા લાયક દ્રાક્ષાસવજ છે. " તે રાત્રે ભૂલથી કંઈક વધારે લેવાઈ જવાથી જ તો આ મોકાણ મંડાણી નાં !

ચંચળા—" ત્યારે શું એ તમારા દ્રાક્ષાસવના પીવાથી માણસને નિશો ચઢતો હશે ?

ભોગીલાલ—એના પ્રમાણથી બહાર જઇયે તોજ તેવું થાય.

ચંચળા—તો પછી જાણી જોઇને વધારે શા માટે લીધો ? જે આમ બેભાન બની હજારોનું નુકસાન કર્યું ?

ભોગીલાલે ગંભીર થઇ સમયોચિત બચાવ કર્યો;—" જો ને વ્હાલી ! "મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. " તેમાં મારી તો આખી જીંદગીમાં આ પહેલીજ ગંભીર ભૂલ થઇ. ઠોકર વગર માણસ ઘડાતુંજ નથી. એટલે મને તો આ ભૂલે નવો અને પાકો પાઠ શીખવી દીધો. અને તે હવે જીવન ભરમાં ભૂલાય તેમ નથી.

" દારૂના રૂપરંગ અને દુર્ગુણોથી અનભિજ્ઞ ચંચળાએ મુનીમના યુક્તિવાદમાં ફસી જઇ તરતજ બે કાચના પ્યાલા લાવી એક નાના સ્ટુલપર મૂક્યા. એટલે ભોગીલાલે બાટલાનું મ્હોડું ખોલી તેમાંનો પ્રવાહી પદાર્થથી બંને પ્યાલાને કાંઠાપૂર ભરી દીધા અને તેમાંના એકને પોતાના હાથમાં ઉપાડી લઇ ભોળી બિચારી ચંચળાને સામે કરતાં સ્તુતિદાયક આડંબરી પ્રેમાળ શબ્દોમાં કહેવા લાગ્યોઃ-" મ્હારી મીઠી મધુરી ચંચળ ! જો," જેમ આ મધુર દ્રાક્ષાસવ, સ્નેહીજનોની આધિવ્યાધિ અને ઉપાધિઓનું ઉન્મૂલન કરી સર્વથા શાન્તિ આપે છે; તેમ પ્રિયતમે ! " તું મારા જીવન સર્વસ્વની શાન્તિ સ્વરૂપા, પૂજનીય પ્રણયની પ્રત્યક્ષ મૂર્ત્તિરૂપ છો. પ્રિયે ! અને અહો-નિશ એવીજ રીતે હું ત્હારો દાસાનુદાસ ત્હારી સાથે જ રહી ત્હારૂં ધ્યાન ગાન કરતો રહું એજ પરમકૃપાળુ પરમાત્માને મારી અંતઃકરણની શુદ્ધ પ્રાર્થના છે. તેની સાક્ષીમાં અહો ! દેવતાઓને પણ દુર્લભ એવો આ મૃત્યુ લોકનો સુધારસ તને સ્નેહપૂર્વક આદર કરૂં છું. મને આશા છે કે તું તેનો નિરાદર તો નહિજ કરે.

" પાખંડી ભોગીલાલના કૃત્રીમ પણ અસરકારક સ્નેહાળ શબ્દોથી વશીભૂત થઇ "વ્હાલ ઘેલી" ચંચળાએ તેના હાથમાંનો પ્યાલો પોતાના હાથમાં લઇ વિનયપૂર્વક પ્રત્યુત્તર આપ્યો;-વ્હાલા ! આ તુચ્છ દાસીને એટલી બધી ઉંચે ન ચઢાવો ! હું તો તમારી સેવિકા, તમારા પગની રજ માત્ર, તમારો ભૂલે ચૂકે પણ કંઇ અપરાધ વા નિરાદર થઇ ગયો હોય તો કૃપા કરીને ક્ષમા કરજો. લ્યો ! પહેલાં હું જ મ્હારે હાથે તમારા પ્રત્યેના મ્હારા પ્રેમના પુરસ્કાર રૂપે આ સુધારસનું સ્નેહપૂર્વક પાન કરાવું. તમારી પહેલાં મારાથી કયમ પી શકાય વારૂ?

"એમ કહી પ્રસન્નવદને તે પ્યાલો તો તેણે પ્રેમપૂર્વક અંધશ્રદ્ધાથી પોતાના માની લીધેલા પાખંડી અને પાપાત્મન્ પ્રિયતમને પાઈ દીધો. થયું તેવાજ ભાવથી ભ્રષ્ટ ભોગીલાલે જીવનભરમાં આખર સુધી સ્વપ્ને પણ નહિ જોયલા કે જાણેલા એવા માદક મદ્યનો અપવિત્ર પ્રવાહ પ્રેમાંધિની ચંચળાને ગળે વહેવરાવી દઇ તેને ધર્મભ્રષ્ટા કરી.

" પ્રિયપાઠક! આવા ભ્રષ્ટાચારથી મને કેટલું બધું દુઃખ પ્રાપ્ત થયું હશે તેની કલ્પના તમારે જ કરી લેવાની છે ! અરેરે ! મહા કવિ " માઘ " આવા અધમાધમોને માટે સાચુંજ કહે છે કેઃ—नास्ति भ्रष्टविचारः ॥ " અર્થાત્ ભ્રષ્ટ થયેલાંઓને વળી સારાસારના વિચાર તે શા વારૂ ?

સુરાદેવિનો રીતસર સત્કાર કરી લીધા પછી ભાન ભૂલી ચંચળાને બીજી રીતે ભોળવી પોતાના એશો આરામના માર્ગને બિલકુલ જ નિષ્કંટક કરી નાંખનારા એક ભગીરથ પ્રયત્નનો પ્રારંભ કર્યોઃ—

ભોગીલાલઃ—" ચંચળે ! વ્હાલી ચંચળે ! જો તું એક અતિ અગત્યનું કામ કરે, તો ત્હારા મારા સુખનો સૂર્યાસ્તજ કોઇદિ' ન થાય.

"ચંચળાએ આતુરતાથી પૂછ્યું;—" તે શું વળી ?

તેણે નિષ્ઠુર થઇને જવાબ આપ્યોઃ—" એજ કે, એક વેળાતો આપણી સલામતી ખાતર " છોટુને કોઇપણ ભોગે કયાંક દૂર કરવો. એટલે પછી મુનશીજીને ટાળવા એ કંઇ મોટી વાત નથી સમજી કે ?

આ અસહ્ય વજ્રપાતથી કોમળાંગી ચંચળા સર્વાંગે કંપી ઉઠી. તેણે કાને હાથ દઇ ભાનમાં આવી જઈ ધ્રુજતે હોઠે જવાબ આપ્યોઃ—ના ! ના ! એવું નિર્દય અને અતિ નિંદ્ય કાર્ય મારાથી કોઇપણ કાળે કરી શકાશે નહિ ! ગમેતેમ તોય હું તેની સાવકી " મા " ગણાઉં. છતાંય મને તે પ્રાણથી પણ અધિક પ્રિય છે ! તમારા જેવા ક્રૂર હૃદયના મારાથી તો ન થવાય. હું પહેલેથી જો આવું જાણતે તો કોઇદિ પણ તમારામાં આમ સાવ આંધળી ભીંત જેવી ન બની જતે. નહિ ! નહિ ! હવે હું નાક સુધી ઘોરતમ એવાં રૈ રૈ નરકમાં ડૂબકી મારતાં ઇશ્વરથી ડરૂં છું.

" હાય ! હાય ! આ નર પિશાચ મુનીમની પાપલાલસાનો તો ક્યાંય પાર " જણાતો નહોતો ! મને ભય લાગ્યો કે, શું આ અસુર, દેવતા જેવા મુનશીજીના સ્વર્ગસદનને સ્મશાન બનાવવા ઇચ્છે છે ? " અસહ્ય ! કેવળ અસહ્ય ! તેના આ ઘોર અપરાધની હવે મારાથી ક્ષમા આપી શકાય એવું રહ્યુંજ નહોતું. હદ થઇ ! અરેરે ! આતો ચંચળામાં રહ્યા સહ્યા સદ્વૃત્તિના

અંકુરોનેય સર્વથા જડ મૂળથી ઉખેડી નાંખવાની તીવ્રેચ્છા કરી રહ્યો છે ! ખરેખર હવે આ અત્યાચારને અટકાવવાનો કોઇપણ ઉપાય શીઘ્ર શોધી કાઢવો જોઇએ. નહિ તો મહા અનર્થ થશે. બસ, દારૂના નિશામાં આ ચકચૂર જીવાત્માઓને ચૈતરણીમાં તરતાં રહેવા દઇ, હું ત્યાંથી મારા ખંડમાં પાછો આવ્યો, અને આ વિષયપર ગંભીર વિચાર કરતાં કરતાં આખરે નિદ્રાધીન થયો. દરમ્યાન સમયમાં "લંપટ ભોગીલાલ, ચંચળાના "વિલાસ ગૃહ" માંથી ક્યારે ચાલ્યો ગયો હશે તે હું જાણી શકયો નહિ.





# —દર્શન ૭ મું.—

## * ફરી તેજ બલા. ! *



હું સુઇ તો રહ્યો'તો, પણ માનસિક ચિંતાના બોજાથી ભલી ભાત તો નજ ઊંઘી શકયો. અને સ્વપ્નમાં પણ મુનીમ ભોગીલાલ અને ચંચળાના કુત્સિત્ ચારિત્ર્યનું દશ્ય જોવા લાગ્યો. "આ સ્વપ્ન દશ્યમાં હું જરા જરા વારમાં ઉશ્કેરાઈ જતો; અને સંતપ્ત થઇ જતો; અને સંતપ્ત થઇ સ્વગતજ કહેતો;—"અરેરે! મારી નજર આગળજ એક કુલવધૂ પોતાના ઉપપતિ (યાર)થી યથેચ્છ વિહાર કરે, અને હું તેનો દ્રષ્ટા ચુપચાપ રહી આ બધું મૂંગે મ્હોડે સહન કરતો જોઇ રહું એ હવે મ્હારાથી નહિ બની શકે. ત્યારે હવે એનો શો ઉપાય કરવો વારૂ? કે જેથી આ બન્ને પાપાત્મનોને તેમનાં પાપાચરણોની યોગ્યશિક્ષા મળી જાય? બહુ વિચાર કરતાં કરતાં આમાં મને "મનોરમાની સહાયતાની ઘણી જરૂર જણાઇ પરંતુ તેને તો મેં જાતેજ છંછેડી દીધી'તી એટલે તે હવે મને આ કાર્યમાં અનુમત થાય કે કેમ એ એક શંકા હતી!

"પણુ કોઈ દૈવિશક્તિ! જાણે કે, મારૂં ઉપહાસ્ય કરીને એમ કહેતી હોયને—રે મૂર્ખ હતાશ તે શેનો થાય છે? સંભવ છે કે—જ્યાંસુધી મનોરમાનો પૂર્વ મનોરથ અદ્યાવધિ અતૃપ્ત છે, ત્યાંસુધી તેની કનેથી કંઈપણ કામ કાઢી લેવું સહજ શકય છે. અસ્તુ.

" આવી અવસ્થામાં હું તેને જરાક મીઠી મધુરી આશા ભરી નજરથી જોતો રહીશ તો, નિઃશંક મારૂં અવિશિષ્ટ કાર્ય તેના દ્વારા ફળીભૂત થશે. નીતિશાસ્ત્ર પણ એમજ કહે છે કે;—' **शठे शाठयं समाचरेत्,** ' એટલે કે, " સુકાર્યની સફળતા માટે આવું કરવામાં કંઈ દોષ નહિ. " ભય માત્ર એટલોજ રહે છે કે, મારા આ અદ્ભુત પરિવર્તનથી, કામાર્ત્તા મનોરમા, મને વશ કરવાને હવે પછી અનેકાનેક પ્રપંચ કરશે. પણ ચિંતા નહિ મારા કાર્યની સમાપ્તિ પછી ફરી તેને અંગૂઠો દેખાડી હું તેનાથી અલગ થઇ જઇશ.

" મારા આ યુક્તિવાદપર મને પોતાને પણ હસવું આવી ગયું. મેં વિચાર કર્યો કે, તે દિવસના તિરસ્કાર પછી નથી તે ફરી મને એકાંતમાં મળતી અથવા તો મળવાની ઇચ્છાય બતાવતી. તોપછી હું તેને કેવી રીતે ફરી છટકાંમાં સપડાવી શકીશ ? ઠીક વારૂ ! કમારેક તો ફરી એવોજ પ્રસંગ આવી જવાનો. નિદાન એમજ રાત વીતી ગઇ અને પ્રાતઃકાળ થયો. આ. મને આમ કેટલાક દહાડા નિકળી ગયા; દરમ્યાન સમયમાં કાંઇ નવીન ઘટના તો જાણે ન બની.

" એક દિવસે બપોરના જમી જુઠીને પરવાર્યા પછી હું મારા ખંડના બારણા આગળ સહજજ ઊભો હતો, ત્યાં એકાએક મનોરમા કોણ જાણે કયાંથી આવી ચઢી ! અમારા બે સિવાય ત્યાં તે વેળા કોઇ ત્રીજું નહોતું. એટલે, બસ, અમારે નિઃસંકોચ " તારા મૈત્રક " થઇ ગયું ! મેં જાણી જોઇને જરાક સ્મિત કર્યું, તે સાશ્ચર્ય વિચારમાં તો પડી ગઇ હશે કેઃ— " પંડિતજી ઠેકાણે આવી ગયા કે શું ? " તેણે શોધક દૃષ્ટિથી મારા મ્હોડા સામું તીવ્રતાથી ઘડીક જોયા કર્યું એટલે મેં ફરી કંઇક માર્મિક અને મોહક બદ્ધ ઓષ્ઠમાં મન્દ મન્દ હસી દઇ પ્રતિશોધનો પ્રયોગ શરૂ કર્યો. અને પરિણામની આતુરતાથી રાહ જોવા લાગ્યો; " હૃદયમાં તો એમજ ફટપટ થતુંતું કે,:—અરેરે ! " મેં આ માનસ—પાપ પણ શા માટે કર્યું વારૂ ? અને કંઇક એવો પણ ડર લાગતો'તો કે, જો મનોરમા મારાથી ખરેખરજ અપ્રસન્ન થઇ હશે, તો તે મારી આજની અપ્રાસંગિક કુચેષ્ટાથી કુપિત થઈ કયાંક નાહકનો કોલાહલ કરી મૂકશે ! ખેર ! " જે થવું હોય તે થાવ. " જો મારૂં હૃદય જ નિષ્કલંક છે તો પછી ડર શાનો ?

" પણ એટલામાં મને યાદ આવ્યું કે, અરે ! મારા ટ્રન્કની ચાવી હું ત્યાં ભોંયપરજ ભૂલી આવ્યો છું. એટલે ઝટ અંદર ચાલ્યો ગયો. પાઠકોને સ્મરણમાં હશે કે, એ ભેદી " ટ્રન્ક " કેવા જાદુથી ભર્યો હતો ? ચાવીને ભોંયપર શોધતાં શોધતાં મેં પીઠ ફેરવીને જોયું તો "માસી મનોરમા "મારી પાછળજ આવી ઊભાં છે ! તેણે દમામમાંજ મને ઉદ્દેશીને કહ્યુંઃ-"વિશ્વેશ ! " મને જોઇને તમે હસ્યા કેમ વારૂ ?

હસવાનું પણ "લાઈસન્સ" મેળવવું જોઇયે કે ? કોઇને સહજ હસવું હોય તો તે ન હસી શકે ?

"તેણે દુભાતા દિલથી ઉત્તર આપ્યોઃ—પ્રિયવિશ્વેશ ! ! કહો જોઇયે ? આ અભાગિનીને રોવરાવવામાં તમને શું હાંસલ થતું હશે ? મને એમ

લાગે છે કે, કંઇક હાંસલ હશે ત્યારેજ તો રંકને રોવરાવીને પોતે આમ સુખે હસોછોને?

" વિશ્વેશ! વહાલા વિશ્વેશ! ખરેખર! તમારૂં હૃદય "દધીચિ" ના હાડકાંનું બનેલું લાગે છે હો!

" પહેલાંના જેવાજ તેના રંગઢંગ જોઇ, ક્ષણિક તો મેં લાજના માર્યા નીચું જોયું, પણ સમયસૂચકતાથી તરતજ લાજને તિલાંજલિ દઈ, "સ્વકાર્ય સાધનને નિમિત્ત કરતાં સમયોચિત્ નમ્ર ઉત્તર આપ્યો:— "મનોરમા! ક્ષમા કરો મારા અપરાધની. જાણે અજાણે મારાથી તમારૂં દિલ દુભવાઇ ગયું. હવે ગઈ ગુજરી ભૂલી જશો કે?

" ભગ્નાશ મનોરમાનું કૂણું વિકારી હૃદય આશાથી ફરી મયુરીની પેઠે થન થન નૃત્ય કરવા લાગ્યું. તે પ્રેમાળ વાણીથી કહેવા લાગી. "પ્રિયતમ! એતો બધુંય ભૂલી જવાય, પણ તમારી જગન્મોહિની મનહર "મૂર્તિ" તો પ્રાણાન્તે પણ મારાથી ન ભૂલાય હોં! વ્હાલા! હું એટલુંજ ઇચ્છું છું કે, તમે અહોનિશ મારાથી આમજ પ્રસન્નવદને સ્મિતયુક્ત મીઠું મધુરૂં બોલ્યાં કરો! અહોહો! હું એટલામાંજ "મારૂં અહો ભાગ્ય માનીશ." એનાથી અદકું શું વારૂ? કિન્તુ, મારાપર કૃપા કરી મારી આશા પૂરી મને તમારાં પવિત્ર ચરણોમાં સ્થાન આપો તો હું જીવનભર તમારી દાસી થઈ રહી તમારી આજ્ઞાનુસાર તમે જેમ કહેશો તેમ કરીશ. વ્હાલમ! આજથી તમે જ મારા મુકટમણિ! તમેજ મારા હૃદયવલ્લભ! તમેજ મારા આત્મારામ! તમેજ મારી જપમાળા! અર્થાત્ તમેજ મારૂં સર્વસ્વ છો! હૃદયવલ્લભ હું તમારા ચરણોમાં પડી પ્રાર્થના કરૂં છું કે; મને તમારી પ્રિયતમા! વલ્લભા ગણી મારો ઉદ્ધાર કરો! એમ કહી તે મારા ચરણોમાં આવી પડી. ભયથી કંપતા હાથે મેં તેને ઉઠાડીને બેઠી કરતાં કહ્યું.–છિ: છિ: શું તમે આવાંજ પ્રેમોન્માદિની થઈ ગયાં છો કે, સારાસાર વા સમયાસમયનું. ભાન ન રહે? "જો આ વેળા અહીં આગળ કોઇ આવી ચઢે અને આ દૃસ્ય જુએ તો, તમારૂં તો ભલા ઠીક, પણ મારે તો બેઆબરૂ થઇ અહીંથી પલાયનમ્ કરી ક્યાંક આપઘાત કરવો પડે. તે જાણો છો? માટે હવે ઝટપટ અહીંથી ચાલ્યાં જાવ તમને અહીં કોઇ જોશે જાણશે તો બહુ ખોટું થશે સમજ્યાં?

" મારો ગોળી બ્હાર અચુક અને આબાદ હતો એટલે તેની કાતિલ અસર તેને તરતજ વર્તાવા લાગી. તેણે આમ તેમ ગભરાટમાં જોઇને જવાબ આપ્યો:—"તમારૂં કહેવું ખરૂં છે વિશ્વેશ! હું સાવ ' ઘેલીતૂર " થઈ ગઇ છું! લ્યો! ત્યારે હવે જાઉંછું હોં!

" એમ કહી તેણે પોતાના પાલવડાને છેડે બાંધેલી મારી પેલી ટ્રન્કની ચાવી, જેને શોધવાને હું મારા ખંડમાં પાછો ફર્યો'તો; તેજ વેળા મનોરમાએ ત્યાં પ્રવેશ કરી, મારી નજર ચૂકવી યુક્તિથી તે ચાવી તેણે સંતાડી દઇ મને ઉપરોક્ત વાતચીતના પ્રસંગમાં રોકી રાખ્યો. તેજ ચાવી હમણાં તેણે પાછી સોંપતાં મને હસીને કહ્યું:—"તમેય મારી પેઠે સાનભાન ભૂલ્યા લાગો છો કે શું ? કે આમ અગત્યની ચીજ જ્યાં ત્યાં નાંખી દો છો વારૂ ? મેં સહેજ શંકાશીલ થઇને પૂછ્યું—''પણ તમારે મારી ચાવી આમ સંતાડી રાખવાને કારણ શું ભલા ?

મનોરમા—" કારણ વગર તો કાર્ય હોઇજ ન શકે પંડિતજી ! " તેણે સગર્વ હાથનો અભિનય કરતાં કહ્યું:—"કદાચ મારી દૃષ્ટિથી તે ચાવી" તમારી હૃદય મંજુષાના રૂદ્ધ દ્વારને ખોલી નાંખવાનું અગત્યનું સાધન થઈ પડે. હવે સમજ્યાને ?

" તેના નિર્દોષ ખુલાસાથી અને ચાવીની પુનઃ પ્રાપ્તીથી હું ઘણોજ ખુશી થયો. અને ત્યાર પછી તેને વિદાય કરી બારણાં ઉઘાડાં જ રહેવા દઇ પલંગમાં જરા આડે પડખે પડયો.



# દર્શન ૮ મું.

## — જુગલ કોણ? —



એકાએક મારી ઉંઘ ઉડી ગઈ. ઘડીયાળમાં જોયું તો પોણા પ્રણેક થવા આવ્યા છે, હું ઉઠીને બેઠો થયો, અને મનમાંજ કહેવા લાગ્યોઃ—" સારૂં થયું કે, આજ છોટુના મેહણા ટોણાથી બચી જવાયું. માળીને બગીચાને પાણી પાતો જોઇ એક પાકેલું પોપયું લાવવાને આજ્ઞા કરી તેને રીતસર ન્યાય આપી લીધા બાદ હું મારા ખંડમાંથી બહાર નીકળી દફતરી ખાતા તરફ જતો હતો, ત્યાં મારી ડાબી બાજુની એક નાની ઓરડીમાં મારી અણચિંતી નજર પડી; જોયું તો મુનીમ ભોગીલાલ કોઇ અજાણ્યા જેવા દેખાતા માણસથી હળવે હળવે કંઇક ખાનગી વાતચીત કરી રહ્યો છે, મને તો ઇચ્છા થઇ કે, બાજુમાંજ ક્યાંક લપાઇને તેમની સઘળી ખાનગી વાતચીત સાંભળી લઉં, પણ તેમ થવું અશક્ય થઇ પડયું. કેમકે ચોર મુનીમની ચકોર આંખે હું ચઢી ચૂક્યો હતો, એટલે મેં તેજ ઓરડીમાં બેધડક પ્રવેશ કર્યો.

" મને આમ છાતીપર આવી ઊભેલો જોઇને તેઓ બન્ને ચુપચાપ થઇ ગયા. અને નેત્રપલ્લવી અર્થાત આંખના ઇસારાથીજ આપસમાં કંઇક સંકેત કરી લીધો.

આ પ્રકારાન્તરથી હું સહજ સમજી ગયો કે, દાળમાં કંઇક કાળું ધોળું તો ખરૂંજ! પણ દુર્ભાગ્યે મારા અનામન્ત્રિત્ આકસ્મિક આગમનથી બિચારાઓને વિઘ્ન આવી પડયું! કદાચ હું ત્યાંથી ચાલ્યો પણ જતે, પણ કોણ જાણે શા કારણે મારાથી પાસેજ પડેલી એક ભાંગી તૂટી ખુરશીમાં બેસી જવાયું. અને ગ્રાહકોથી અનાદર પામેલું એક જૂનું પૂરાણું સાપ્તાહિક અંગ્રેજી પત્ર જે મારા પગ પાસેજ પડયું'તું તે ઉપાડી વાંચવા લાગ્યો. છતાંય કાન મન અને આંખોએ વારેવારે નવાં અડપલાં કરવાં માંડયા.

" આખરે વાર્તાલાપના વિષયને યુક્તિથી ફેરવી નાંખતાં ભોગીલાલે પેલા અજાણ્યા માણસને ઉદ્દેશીને કહ્યું:—" જો જુગલ! ત્હારે માટે હવે હું ઉતાવળેજ કંઇ યોગ્ય વ્યવસ્થા કરવાના વિચારમાં છું. નચિંત રહે. હવે જવું

હોય તો જા ભલે પ્રસંગોપાત જરૂર પડે બોલાવું ત્યારે ફરી આવજે. જો, એક ખાસ ભલામણ કરૂં છું કે, "મારૂં સોંપેલું કામ જેટલું પ્રમાણિકપણે સારૂં કરી શકીશ તેટલુંજ તારૂં ભવિષ્ય ઉજળું સમજજે.

તેણે ભોગીલાલને સાંભળી લીધા પછી મારી તરફ આંખ ફેરવી જરીક સ્થિર કરી "સાહેબજી" કરતાં તેને પ્રત્યુત્તર આપ્યોઃ—"બહુ સારૂં સાહેબ! આપની ઇચ્છા પ્રમાણેજ સૌ સારૂં થઇ રહેશે. પણ એટલું તો તમેય ધ્યાનમાં રાખજો કે, અમેય મશહુર મુંબાઈ શહેરના આન્ટરોડિયા શરાફ! સદ્‌ગૃહસ્થ છઇયે. એટલે કે, અમારાથી વિશ્વાસઘાત કરનારને તો અમે આકાશ પાતાળમાંથી પણ શોધી કાઢી પળ વારમાંજ પાયમાલ કરી શકીએ.

ભોગીલાલે કંઇક ભયમિશ્રિત્ કૃત્રિમ હસી દેતાં કહ્યુંઃ—"તું ગાંડો તો નથી થઇ ગયો જુગલ! મારા જેવા શાહ વેપારીથી તે કદિ વચનભંગ થવાય વારૂ? આ બાબતનો તો તું જરાય અંદેશો કરીશ નહિ.

"જુગલ સાહેબજી કરી ચાલતો થયો, પણ જતાં જતાં તે મારી તરફ તીવ્ર દૃષ્ટિપાત કર્યા વગર રહ્યો નહિ.

"તેના જવા પછી ભોગીલાલે મને હસીને પૂછયું–કેમ વિશ્વેશ ભાઇ! શેઠજીને ત્યાં રહેવા કરવાંનુ તો બરાબર ફાવે છે ને? તમને તો ખૂબ મજા પડતી હશે હોં!

વાતવાતમાં વ્યંગોક્તિથી તેણે મને ટોણો તો ઠીક માર્યો, પણ મેં પણ મોં તોડ તેવોજ જવાબ દીધોઃ—'વાહ! વાહ! આના કરતાં વિશેષ મોજ બીજે આનન્દ ન મળે ક્યાં મળવાની હતી? મુનશીજીના સ્વર્ગભવનમાં જેને આનન્દ ન મળે તેને તો અભાગ્યોજ જાણવો." આ મોઘમમારથી તેનો ચ્હેરો ઉતરી ગયો, પણ હૃદયવ્યથાને હૃદયમાંજ દાટી દઇ તેણે ફરી કહ્યુંઃ—

"ભાઇ વિશ્વેશ! "ખરેખર તમે કોઈ સંતોષી જીવ લાગો છો! ઘર માંનાં સૌ કોઇ તમારી તારીફ કરે છે; એટલુંજ નહિ પણ બધાંજ કંઇ અજબ પક્ષપાતથી તમારાપર પ્રેમ રાખે છે!

પ્રિયપાઠક! આ એક મર્મદાયક બીજો ટોણો હતો, તેનો તરતબુદ્ધિથી તેવોજ ઉત્તર દેતાં દેતાં મેં કંઈક ગંભીરતાથી કહ્યુંઃ—"માફ કરજો સાહેબ! તેટલી બધી તારીફ અને પ્રેમને લાયક પાત્ર તો હું ત્યારેજ ગણાઇશ કે, જ્યારે મહાનુભાવ રાજા જેવા મુનશીજીના દેવદરબારમાં ધોળે દહાડે ચારે કોમ છવાઇ ગયેલા ઘોરતમ અન્ધકારનો સર્વથા નાશ કરીશ, બાકી હાલ હું કેટલાકને કંટક જેવોય લાગું છું.

આ સંદિગ્ધ ઉત્તરથી નીચ ભોગીલાલનું રહ્યું સહ્યું નૂર પણ જતું રહ્યું. અને તેણે તરતજ ત્યાંથી ચાલતી પકડી.

" હું તો ત્યાંજ બેસી રહી ગંભીરતાથી વિચાર કરવા લાગ્યો કે, વળી અધુરામાં પૂરૂં આ તે શું નવીન હોવું જોઇયે ? પ્રમાણિકતાનું પુતળું ! આ રમતારામ ભૂત જેવા જુગલકિશોરભાઇ તે કોણ હશે વારૂ ? કમબખ્તના અલખામણા અને ભયંકર ચ્હેરાપરથી અને તોછડા વાણીવ્યવહારથી તે કોઇ પાકો બદમાશ વર્ત્તાઇ આવે છે.

વિચાર કરતાં કરતાં વ્યાકુળ ચિત્તે મેં એક તર્ક એવો કર્યો કે, કદાચ ફંદી ભોગીલાલ આ લફંગા માણસની સહાયતાથી મારો અને બિચારા છોટુનો ક્યાંક ઘાટ ઘડી નાંખવાની પેરવીમાં તો ન હોય ?

આખરે તર્કમન્થનમાંથી આવું તત્વ નવનીત તારવી લઇ મેં સંતોષ માન્યો કે, પાપાત્મન્ ભોગીલાલ ! બેટા ! ભૂલતો નહિ કે તું જે પાતળમાં જમે છે તેમાં તારે હાથેજ કાણું પાડી રહ્યો છે. હવે તું પણ જોઇ લેજે કે હુંય છઠ્ઠીનું ધાવણ ફરી ત્હારે મ્હોડે લાવું છું કે નહિ. મેં નિશ્ચય કર્યો કે હવે મારે કોઈ પ્રકારે પણ છોટુને આ ભાવિ ભયથી બચી જવાને સવેળાની સૂચના આપી સાવધ કરી દેવો પણ એને સાવધ કરવો કેવી રીતે તે એક મોટી મુંઝવણ હતી ? શાન્તિથી ખૂબ વિચાર્યા પછી આખરે એ મુંઝવણનો અંત આવતાં એક ઉપાય સુઝી આવ્યો તે એજ કે એક વેલા તો તેને તેની વિમાતાના આ વ્યભિચાર વ્યવહારનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરાવવો.

" શિવ ! શિવ ! આ અનુચિત્ ઉપાયના વિચાર માત્રથીજ મારૂં હૃદય અસહ્ય દુઃખથી જીર્ણ વિદીર્ણ થવા લાગ્યું, અને સંતાપથી સ્વગતજ બોલાઇ ગયું:—" અરેરે ! કોમળ હૃદયના સુકુમાર છોટુના કમનીય સ્કન્ધપર મારા દેખતાંજ આવો કઠોર કુઠારાઘાત થવા દેવો એ કેવું અક્ષમ્ય નિર્દયત્વ !

નિદાન આ બધી અગમ્ય ગડમથલમાં ઘણો સમય વીતી જતાં કાંઈ કંઇ નિર્ણયાત્મક પરિણામ તો ન આવ્યું અને રાત પડી ગઇ. છોટુ બહા-રથી આવી ગયો હતો, એટલે બન્ને ભાઇઓ સાથેજ વાળુ કરી અમારા ખંડમાં આવ્યા. અને સામાન્ય વાર્ત્તાલાપ પછી છોટુને સૂઇ જવાનું કહી હું એક અંગ્રેજી પુસ્તક લઇ મારા પલંગ પાસેની બારી આગળ આરામ ખુરશીમાં પડયો પડયો મીણબતીના મન્દ શાન્ત પ્રકાશમાં વાંચવા લાગ્યો.

# —દર્શન ૯ મું.—

## —ગુપ્ત લિપિ—



છોટુ તો પલંગમાં પડતાં વારજ સૂઇ ગયો, પણ મારે મનોરમાને સાધનભૂત બનાવી મુનીમ ભોગીલાલના સંબંધમાં ઘટતો બંદોબસ્ત કરવો હતો એટલે પુસ્તકને બાજુએ મૂકી તેનાજ વિચાર કરવા લાગ્યો. લગભગ પોણાઆઠકનો સમય થયો હશે, ત્યાં માળીએ મારા ખંડમાં પ્રવેશ કર્યો. અને અદબથી સલામ કરીને કહ્યું:સાહેબ ! શેઠ, આપને હમણાંજ બોલાવે છે.

" મુનશીજીની સાથે મારે પ્રણામ આશીર્વાદનો વ્યવહાર તો નિત્ય નિયમ જેવો હતો. પણ કારણસર તેમના બોલાવવા વિના હું કદી પણ તેમની કને જતો નહોતો. મને લાગ્યું કે કાંઈ જરૂરી કામવગર આવી વેળા તેઓ મને ન બોલાવે એટલે માથે ટોપી ઘાલી શાલ ઓઢી તેની સાથેજ હું ત્યાં જવા તૈયાર થઇ ગયો. પણ મનમાં અનેકાનેક તર્ક થવા લાગ્યા કે મારી આમ અણુચિંતી હાજરીની તેમને શી જરૂર પડી ? વળી ક્યાંક વેતરાયું તો નહિ હોય ? અથવા તો ચાડીયા મુનીમે મારા સંબંધમાં તેમની આગળ કંઇ ચાડી ચુગલી ખાધી હશે વારૂ ?

" અસ્તુ, જે કંઇપણ હશે તે જોયું જશે, આમ વિચાર કરતો કરતો હું તે ખંડના દ્વાર આગળ આવી પહોંચ્યો, કે જ્યાં મુનશીજી, વિચારવિવશ દશામાં આતુરતાથી મારીજ વાટ જોતા બેઠા હતા.

" મને આવેલો જોઇ પોતાની પાસેજ પડેલી એક ખુરશીમાં બેસી જવાની તેમણે ઇસારત કરી અને આસપાસ દૃષ્ટિપાત કરી ધીમે સ્વરે ગંભીરતાથી કહ્યું:—"વિશ્વેશ ! તમે એક દહાડાને માટે અમદાવાદ જઇ શકશો કે?

મેં વિનયપૂર્વક પ્રત્યુત્તર આપ્યો:—" જી, આપની આજ્ઞાનુસાર જેમ કહો તેમ કરવાને તૈયારજ છું " જવાબથી સંતોષ પામી એક સીલબંધ પરબીડીઊં મારા હાથમાં આપતાં તેમણે ફરી કહ્યું:—" આપણી ગાડી તૈયાર છે. ઝટ કપડાં પહેરી ત્યારે હમણે સ્ટેશનપર જાઓ અને તે તરફની પહેલીજ ટ્રેનમાં ઉપડી જાઓ. ત્યાં સ્ટેશન પરથી ભાડેનો ટાંગો કરી ક્યાંય વખત ન વીતાડતાં સીધાજ વૈદ્ય ગંગાધર આચાર્યને ઘેર ઉતરી પડજો.

" આચાર્ય મહાશય વૈદ્ય તરીકે અમદાવાદ શહેરમાં ઘણા મશહુર

છે. એટલે ટાંગાવાળાને તેનું નામ આપશો તો વગર અડચણે પરભાર્યા તમે ત્યાંજ પહોંચશો તેમણે એક બસ્ટ ફોટો કહાડીને મને દેખાડ્યો અને કહ્યું:—"જોઇ લો આ તે માણસનો ફોટોગ્રાફ ! ક્યાંક ભૂલ થાપ ન ખાઇ જાવ. " બસ તમારે ત્યાં જઇને આ અગત્યનો પત્ર ખાનગીમાં તેને આપી દેવો. અને જમી જુઠીને પરવાર્યા પછીકંઇપણ જવાબ લખી આપે તે લઇને તમારે તરત પાછા ફરવું. ઘણું કરીને તો તમને વખતે ફાસ્ટ યા ગુજરાત મેલ મળી શકશે તેમાંજ આવતા રહેજો. હું અહીં ગ્રાન્ટરોડને સ્ટેશને તમને લેવાને ગાડી મોકલાવું છું. ઘેર આગળ આવો કે પહેલે આજ ખંડમાં મને મળી જવામાં પ્રમાદ કરશો નહિ. સમજ્યાને ? જાઓ ઝટ કરો " હું ઝટપટ કપડાં પહેરી ફરી તેજ ખંડમાં આવ્યો, અને જવાની આજ્ઞા માગી " જી, હું જાઉં છું ત્યારે " વારૂ, વહેલા વળજો. રૂપીયા દશ દશની ત્રણ નોટો કહાડી મારા હાથમાં આપતાં તેમણે મારા પ્રત્યેનાં ઉંડી દાઝ અને વિશ્વાસથી કહ્યું:—" જુઓ વિશ્વેશ ! તમારામાં મને સંપૂર્ણ વિશ્વાસ છે એટલેજ તમને આ અતિ અગત્યનું કામ કોઇપણ પ્રકારના સંકોચ વિના સોંપી દેવાનું સાહસ કરૂં છું અને સાથે સાથે એટલું પણ કહી દેવું આવશ્યક સમજું છું કે, આ વાત મારા તમારા કે વૈદ્યરાજ સિવાયના બીજા કોઇપણ પરાયા માણસને કાને ન જવી જોઇએ.

" મેં નોટ અને પેલા પત્રને સંભાળથી વાસકુટના ગજવામાં સેરવી દેતાં વિશ્વસનીય ઉત્તર આપ્યો:—" એ બાબતથી આપ નચિંત રહો. મારા અન્નદાતાના કાર્યમાં પ્રાણાન્તે પણ વિશ્વાસઘાતી ન થવાય એવું પરમકૃપાળુ પરમાત્મા મને પવિત્ર અને ઉચ્ચ આત્મબળ આપો.

મુનશીજી—" તમે જો આ કામનો બોજો તમારા પર ઉઠાવી ન લીધો હત, તો તો અવસ્ય મારે પોતાનેજ ત્યાં જવું પડત. બીજું : હું કે, તમારા ઉદ્દેશાનુસાર ત્રીજા વર્ગની ટીકીટ ન લેતાં બીજા વર્ગમાંજ પ્રવાસ કરજો. કરકસર કે કંજુસાઇને હ્રદયમાં સ્થાન આપવાનો આ અવસર ન હોય હોં !

" જેવી આજ્ઞા. " એટલું કહી હું ત્યાંથી બહાર આવી ગાડીમાં બેસી ગયો. ધણીના કામમાં તે વળી ઢીલ હોય ! એવી અટલ માન્યતાથી વફાદાર ભાણીયાએ પોતાના ભાઇબંધની વાયુ વેગી ગતિથી ગાડીને જરાવારમાંજ વેળાસર સ્ટેશને પહોંચાડી દીધી.

" ગાડીમાંથી ઉતરી પડી મેં ઝટપટ બીજા વર્ગની ટીકીટ ખરીદી લીધી કે ટ્રેન સ્ટેશનના પ્લેટ ફોમ માં ધીરે ધીરે દાખલ થઇ.

× × × ×

સવારના સાતેકને સુમારે હું અમદાવાદ આવી પહોંચ્યો. અને એક ટાંગો ભાડે લઇ ટાંગાવાળાને આચાર્યને ત્યાં લઇ જવાને આજ્ઞા આપી.

" મુનશીજીના કથનાનુસાર વૈદ્યરાજ શહેરમાં બહુ જાણીતા હોવાથી વિના પરિશ્રમે ટાંગાવાળાએ મને તેમના ઘર આગળ આવી ઉતાર્યો. ભાડું ચૂકવી દઇ મેં વૈદ્યરાજને આંગણે પ્રવેશ કર્યો. તે વેળા વૈદ્યરાજ કોઈ જંગલી ઝાડપાલાનો સ્વરસ કહડાવવાની પ્રવૃત્તિમાં પોતાના એક નોકર આગળ ઉઘાડા ડીલે ઊભા હતા.

" વયોવૃદ્ધ વંદનીય આચાર્યને મેં પ્રણામ કર્યા અને પેલો પત્ર તેમના હાથમાં આપ્યો.

"પરબીડીયાને ત્યાંજ ઉઘાડી પત્ર વાંચી લીધા બાદ તેમણે મને કહ્યું:" તમારે પ્રત્યુત્તર લઇ તરતજ પાછા ફરવું છે કેમ વારૂ ?

મેં કહ્યું-" હા "

" ઠીક ત્યારે, તમે નાહી ધોઇ જમી પરવારી લ્યો ત્યાંસુધીમાં હુ ઉત્તર લખી નાંખુંછું. " એમ મને કહી ઘરમાંના બીજા નોકરને બોલાવી તેમણે મારે માટે યોગ્ય વ્યવસ્થા કરવાની આજ્ઞા આપી દીધી.

હું જરીક થાક ઉતારવા બેઠો તેટલામાંતો પેલા નોકરે મારા માટે સ્નાનગૃહમાં ઉષ્ણ જળની ત્રાંબાકુંડી મોરીપર ભરીને રાખી દીધી. મોરીની પાળપર એક સ્વદેશી 'બાર સોપ' નો સફેદ સૂકો નાનો કટકો અને ખીંટીપર ગાન્ધીજીના આશ્રમમાં વણાયલાં સ્વદેશી સુતરનાં વજનમાં ભારે અને કંઇક રફ ( Rough ) જેવાં લાગતાં ધોતીયું અને ટુવાલ મારી સેવામાં હાજર કરી દીધાં.

હું ન્હાવા બેઠો અને આખે ડીલે ખુબ સાબુ ચોળી શ્રમિત અને પ્રસ્વેદયુક્ત શરીરને સ્વચ્છ અને હલકું કરી નાંખ્યું. પણ કમબખ્ત સ્વદેશી સાબુમાં ભૂલથી કે પછી કોણ જાણે કેવી રીતે 'કોસ્ટીક' ખાર એટલો બધો મેળવાયલો હતો કે તેનો સ્પર્શ થતાંની સાથેજ સર્વાંગ ચમચમી નીકળ્યું અને બહુજ દાહ થવા લાગ્યો. એ ચર્મ દાહની દુસહ્ય વ્યથાથી ક્ષણિક તો આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. અને મહોડેથી સીત્કાર નીકળી ગયા. બીજાજ ખોઇ દેતાં હું બબડવા લાગ્યો: " ઓય તારીનું ભલું થાય રે સ્વદેશી ! તેં તો ભારે કરી ! પહેલે જ સપાટે અદ્ભુત ચમત્કાર બતાવી દીધો ! મેં તો તેના ચમત્કારને ત્યાંજ નવગજના નમસ્કાર કરી દીધા. અને નિશ્ચય કર્યો કે સદા સર્વદા સ્વદેશી સાબુથી સફેદીયા થઇ ફરનારા સદ્ગૃહસ્થોનું એક શિષ્ટ ડેપ્યુટેશન એ સોપફેક્ટરીના સંચાલકો પાસે સગવડે રવાને કરી તેમના કારખાનામાં બનતા આ ચમત્કારી બારની બનાવટમાં

ઘટતો સુધારો વધારો કરાવવાની નમ્ર અરજી કરવી. અને જરૂર પડે તો આપણે પણ એ ડેપ્યુટેશનમાં જોડાઈ જવું પણ કંઇક લાંબો વિચાર કરી જોતાં પાછળથી મારી ભૂલ સમજાઇ કે આ શરીરના સહવાસમાં આવેલો સાબુ તે કંઇ ન્હાવાનો ન હતો ! પણ એતો કપડાં ધોવાનો સાધારણ બાર-સોપ હતો. એટલે સોપફેકટરી વાળાઓ તો ઝટ દઇને રોકડુંજ પરખાવે કે સાહેબો ! એમાં દોષ કોનો તમારો કે અમારો ? શા માટે અમારા ધોવાના સાબુનો તમે નાહવાના કામમાં ઉપયોગ કર્યો વારૂ ? જો અમારા નાહવાના સુન્દર અને સુગંન્ધદાયક સાબુનો ઘરમાં વપરાશ કરી જોશો તો આપો આપ તેના ગુણની તમને પરિક્ષા થઇ રહેશે અને કોઇને પણ ફરિયાદ કરવાનું પછી કારણજ નહિ રહે. અલબત વાત તો સોલેસોલ આના સાચી. તેમના આ સચોટ બચાવયુક્ત જવાબથી દીવે । જેવે મ્હોડે પાછા ફરવું તેના કરતાં ત્યાં જવુંજ નહિ એ વધારે સારૂં. બારસોપ તો બાપદાદે પ્રસિદ્ધ કુલ છાપે ખરો, છતાંય લોકો તેનો છૂટથી ન્હાતીવેળા આજ વર્ષોથી ઉપયોગ કરે છે. પણ બાપડું સ્વદેશી હજી ઉત્તેજનને અભાવે પોતાના બાહ્યાન્તર સ્વરૂપને રીતસર સુધારી શકતું નથી તેમાં દોષ એનો કે લોકોનો ? થયું. ધોતીયું બદલાવી હું વૈદ્યરાજના ગૃહોપચારગૃહમાં ( Home dispensary ) આવ્યો અને નાનપણથીજ દેશી વૈદાંનો શોખીન હોવાથી ત્યાંની આંતર્-રચનાનું બારીક અવલોકન કરવા લાગ્યો. જોયું તો પશ્ચિમ ભણીના ત્રણેક કબાટોમાં તો કેવળ વિવિધ જાતનાં સૂકાં વનૌષધ વ્યવસ્થિતપણે ગોઠવાયલાં જણાયાં. તેમાંનાં કેટલાક તો દૂરદેશીય અને દુર્લભ જેવા લાગ્યાં. કેટલાંક પાર્વતીય કન્દમૂળ અને જડીબુટ્ટી જેવાં જણાતાં એવાં આજવેર સુધી ભલા ભલા વૈદ્યરાજોથી પણ અપરિજ્ઞાત અણુમોલ રામબાણ જેવાં અકસીર દ્રવ્યો આજકાલના રાપડા ફાટયા લેભાગુ સ્વાર્થી કવિરાજોને જોવા જાણવાની અને આયુર્વેદીય દ્રષ્ટિયે પૃથક્કરણ કરી જડમૂળ ઘાલી બેઠેલા શ્રામસાધ્ય કે અસાધ્ય જેવા રોગોપર એકવાર અજમાવવા અનુભવવા લલચાવે તેવાં હતાં. બીજી બાજુ ઉત્તરાભિમુખ કબાટોમાં મૃતસંજીવની હિરણ્ય ગર્ભરસ, પારદ, અભ્રક, તામ્ર, બંગ, સિન્દુર, અને મકરધ્વજ પૂર્ણ ચન્દ્રોદયાદિ શતમૌલિક માત્રાઓની નાની નાની શીશીઓ તેનાપરના બાળબોધાક્ષરે અંકિત શ્વેત ચીટકી ( Label ) લગાડેલી વાચકોને પોતપોતાના વર્ચસ્વનું યથાર્થ ભાન કરાવતી હતી. દક્ષિણ દિશાની દીવાલમાં જડી લીધેલા એવા ચારેક કબાટોમાં ચૂર્ણો, ગોળીયો, ઘૃત, તેલ, અને અવલેહાદિ તૈયાર સ્થિતીની દવાઓ દષ્ટિગોચર થતી હતી. અને એ ઉપરાંત સર્વ કબાટોના શિરો ભાગે,

સ્વાદીષ્ટ, મુરબ્બા, સુમધુર આસવો, મીઠાં શરબતો, અને ઋતુ ધર્માનુસાર રોગી નિરોગી ઉભયને અનુકૂળ પડે એવાં અનેકાંનેક પાકોની કાચની બરણીઓ ઔષધાલયની શોભામાં અધિકાધિક વૃદ્ધિ કરી રહી હતી. ડમરૂ દોલાદિ અર્ક કહાડવાના વિવિધ મૃતિકાયન્ત્રો પણ પ્રેક્ષક વર્ગને આકર્ષક થઇ પડતાં હતાં. સ્ત્રી રોગી અને ગુહ્યા ચેપી દરદોના દરદીઓને તપાસવાના બન્ને નાના ઓરડા વચ્ચેના એક બહુજ નાના બ્લોકમાં ગોઠવાયલા એક પુરાણા કબાટમાં સર્વ જાતના મલમો, પાટા પીંડી કરવાના ઉપરકરોસહ ચિકિત્સાલયની સર્વ વિધ સંપૂર્ણતાનું યથાયોગ્ય પ્રદર્શન કરાવતાં જણાયાં.

" સમચોરસ વિશાળ ખંડના બરાબર માપની ભારતીય ઇતિહાસપ્રસિદ્ધ શેહેર હૈદરાબાદના જેલખાનાની એક જબરજસ્ત કાબરચિત્રી શેતરંજી પાથરી દેવામાં આવી હતી. અને તેનાપર ખંડને પૂર્વાભિમુખ પશ્ચિમ દીવાલના બે કબાટોના થડ વચ્ચેની પાંચેક ફુટ જગામાં જમીનથી અર્ધોક ફૂટ ઉંચી રૂની ભરેલી એક દળદાર ગાદી અને તકીયો વૈદ્ય મહાશયના આસનને માટે ગોઠવાયલાં હતાં. પાસેજ પાનનો દાબડો અને પીકદાની પડયાં હતાં. આ બધી ચીજને ઝીણી નજરથી જોઇ લીધા પછી મને સહજજ ઉમળકો આવી ગયો કે, અહાહા! ધન્વન્તરી સ્વરૂપ વૈદ્યરાજ આચાર્ય મહાશય જ્યારે આ શુભ્રાસને બેસી તાંબુલ ચાવતા ચાવતા પોતાના રોગીઓની નાડીપરિક્ષા કરતા હશે, ત્યારે ત્યાંનો દેખાવજ કેવો અપૂર્વ લાગતો હશે વારૂ? પણ મને એ અપૂર્વ દશ્ય જોવાનું સૌભાગ્ય પ્રાપ્ત થવું અશક્ય હતું. કારણ દવાખાનાનો સમય હતો સાંજરે ૬ થી ૯ નો. તે પહેલાંતો મારે અહીંથી ઉપડી જવુંતું. ખેર! વળી ક્યારેક બીજીવાર આવવાનો પ્રસંગ પ્રાપ્ત થશે ત્યારે જોઇ લેવાશે.

આમ વિચાર તો હજી તો હું ત્યાંજ ઊભો હતો, તેટલામાં આચાર્ય મહાશયે ત્યાં પ્રવેશ કર્યો અને કહ્યું:—" ભાઇ! જમી લ્યો ત્યારે નહિતો તમારે પછી મોડું થશે.

મેં કહ્યું:—" આપે પ્રત્યુત્તર લખી નાંખ્યો?

તેમણે ઉત્તર આપ્યો:—એતો ક્યારનોય. વારૂ અમારૂં આ દેશી પદ્ધતિનું ઔષધાલય તમને પસંદ પડે છે કે?

મેં કહ્યું:- વાહ વાહ? શી વાત કરવી ભગવન! ભારતવર્ષમાંના સર્વ વૈદ્યરાજો આપની પેઠે આવી પુરાણી વૈદ્યકીય પદ્ધતિના પૂજક બની જાય, તો પાશ્ચાત્ય વૈદ્યાંની આપણને પછી થોડીજ જરૂર પડે.

એટલું કહી હું તેમની સાથે જમવાને ચાલ્યો. એમને પોતાને તો કંઇ

ખાવું નહોતું. તથાપિ મહેમાનના માન ખાતર હું જમી રહ્યો ત્યાંસુધી ત્યાંજ આયુર્વેદીય વાતો કરતા બેસી રહ્યા.થોડીવારે હું જમી પરવાર્યો, અને ઝટ કપડાં પહેરી તૈયાર થઇ ગયો. આચાર્યે પ્રેમથી પાનનું બીડું બનાવી આપ્યું તેનો આદરથી મેં સત્કાર કર્યો.અને પછી ચારેક વાગ્યાને સુમારે વિનયથી કહ્યું:—"મહાત્મન્! હવે પેલો પત્ર આપો તો હું વેળાસર મારે પંથે પડું.

"લ્યો આ રહ્યો સંભાળીને રાખો. મુનશી, અને ઘરમાંના સૌ કોઇને મારા આશીર્વાદ જણાવજો. અને ભાઇ સંભાળીને જજો.

" હું બહાર નીકળ્યો. આચાર્ય થોડેક સુધી મારા હારેહારે વાર્તા કરતા કરતા છેક પોળના મોટા દરવાજા સુધી વળાવવા આવ્યા, ટાંગો તો તેમણે પહેલેથીજ મારે માટે તૈયાર રાખ્યો હતો, એટલે મેં તેમને સાષ્ટાંગ દંડવત્ કરી જવાની આજ્ઞા માગી. તેમણે હસીને માથે હાથ રાખ્યો અને કહ્યું:—આ ટાંગાવાળાને તમે કંઇપણ આપશો નહિ હોં. એ અમારા ઘરનોજ છે.

" વારૂ. જય જય !. કહેતો હું ટાંગામાં ચઢી બેઠો અને આચાર્ય પાછા ઘર તરફ વાળ્યા.

" રસ્તે મને એક વિચાર સ્ફુરી આવ્યો કે, એકવાર મારા હિતેચ્છુ, અધ્યાપક મહાશય, તેમનાં સુશીલ પત્ની અને મારા બાલ સહાધ્યાયી ભાઇ ચમનને મલતો આવું. પણ મુનશીજીની એવી આજ્ઞા હતી કે, પ્રત્યુત્તર મળે ક્યાંય વખત ન ખોતાં તરત પાછા ફરવું, એટલે નિરૂપાય ! વળી આજ ઘણે દહાડે ચમનને મળવા જતાં તે મને ચાર દહાડા રોક્યા વિના જવાજ શાનો દે ? તે પણ વિચારણીય વાત હતી. થયું. વળી ક્યારેક મળી જઇશું.

" હું સ્ટેશન પર આવ્યો. અને ટ્રેનની રાહ જોતો એક બેન્ચપર બેઠો. દશેક મીનિટ પછી ટ્રેન આવી એટલે તેમાં બેસી ગયો.

સવારે સાડા આઠેકને સમયે હું મુંબઈ ઘેર આવ્યો. અને સીધો મુનશીજીની પાસે ચાલ્યો. મારી રાહ જોતા તેઓ ત્યાં બેઠા હતા. મને વેલાસરજ વળી આવેલો જોઇ તેઓ ખુશી થયા. મેં આચાર્યે આપેલો પત્ર તેમના હાથમાં આપ્યો, તેની સાથે તેમણે મને આપેલા રૂ. ૩૦ ત્રીશમાંથી બચેલા પૈસાટકા અને વાટ ખરચના આંકડાની નાની કાપલી પણ રજુ કર્યાં.

" વારૂ હાલ તે તમારી પાસેજ રહેવા દયો. અને જાઓ જમી લ્યો. છોટુએ તમારી ગેરહાજરી બાબત બે ત્રણ વખત મને પૂછ્યું હતું, મેં તેને એવો જવાબ દીધો કે અમદાવાદમાં વિશ્વેશના સગાંસંબંધીમાંથી કોઈક બહુ બીમાર પડી ગયું છે, તેનો તાર હતો, એટલે ઉતાવળેજ તને મળવા

વગર તેઓ ત્યાં રવાના થઈ ગયા. ઘણું કરી કાલ સવાર સુધીમાં તેને જોઇ મળીને પાછા ફરશે એમ કહેતા'તા માટે હવે કદાચ તે તમનેય પૂછે તો મારી વાતનુંજ સમર્થન કરશો. અને આ ગુપ્ત બાબત એને કે ઘરમાંના બીજા કોઇને પણ જણાવશો નહિ.

"બહુ સારું" એટલું કહી હું છોટુની પાસે જતો'તો ત્યાં તો તે મને સામોજ મળ્યો તેણે ગંભીરતાથી પૂછ્યું. "કેમ ક્યારે પાછા વળી આવ્યા? બીમારની તબીયત તો સારી છેને?

" મેં પણ કે'કયું, સ્થિતિ તો ઘણી ભયંકર હતી, પણ હવે કંઈક સુધરતી લાગે છે. દરદી વૈદ્યરાજની યોગ્ય સારવારમાં છે, એટલે બેચાર દહાડે સંપૂર્ણ સુધરી જશે. તમે જમ્યા ?

"ના ના, તમારી રાહ જોતોજ બેઠો છું. ચાલો ત્યારે હવે સાથેજ જમીશું.

જમી પરવાર્યા પછી અમે અમારા ખંડમાં આવ્યા. રાત્રે વાળુ વેળા ઘરમાંના સૌ કોઇએ મારી ગેરહાજરીનું ભાવેકભાવે પણ કારણ પૂછ્યું. તે બધાંને મેં મુનશીજીના કહેવા પ્રમાણેજ યુક્ત ઉત્તર આપી સંતોષ આપ્યો. અને થોડીવાર પછી હું થાકેલો હોવાથી રાત્રે નિદ્રાદેવીને આધીન થયો.



# — દર્શન ૧૦ મું. —

## — પ્રેમ પત્રિકા. —



દિવસના ત્રણેક થવા આવ્યા હતા. ભલા ગ્રીષ્મના ભીષ્મતાપમાં તે ઉંઘ કોને આવે ? હુ ઉઠીને બેઠો થયો. હાથ મ્હોડું ધોઈ અમારા ખંડના ઉપરવાળા એક બીજા ખંડમાં મારૂં એક પુસ્તક રહી ગયું'તું તે ઉપાડવાને ગયો. આ ખંડ ઘણે ભાગે ખાલીજ રહેતો. કોઇવારજ તેનો (Guest House) મેમાનગૃહ તરીકે ઉપયોગ થતો. ખંડનો દરવાજો ખોલી હું અંદર આવ્યો, અને અંદરની બારીઓ પવન આવવાને ખુલ્લી મૂકી દીધી. અને ત્યાંજ એક ખુરસીમાં પડી શાંત ચિત્તે મારૂં એ અપૂર્ણ રહેલું પુસ્તક વાંચવાના વિચારમાં હતો, ત્યાં 'મડુ' એકાએક દાખલ થઇ, અને તેણે મારા નામવાળો એક બંધ કવર મારા હાથમાં આપ્યો.

મેં સહજ પૂછ્યું:—" કેમ મડુ ! કોનો કાગળ લાવી " ? તેણે જરાક હસીને જવાબ આપ્યો:—સાહેબ ! આપનોજ. જરિક ઝટ વાંચીને તેનો ઉત્તર લખી રાખજો, તેટલામાં હું આવું છું." એટલું કહી તે ત્યાંથી ચાલી ગઇ.

" મેં પરબીડીયું ઉઘાડી પત્ર વાંચી જોયો. હાય ! હાય ! એતો અભાગિની મનોરમાનીજ પ્રેમ પત્રિકા હતી. પ્રિયપાઠક ! શું ત્હારે આ પ્રેમપત્રિકાનો મીઠો મધુ ચાખવો છે? વારૂ, ત્યારે ચાખજે હવે.

\+ + + +

" હૃદય વલ્લભ !

" હવે તો હું કોઇ રીતે પણ મ્હારૂં હૃદય સંભાળી શકતી નથી. મારી આવી દયાજનક વિરહાવસ્થામાં તમારા સમાગમ સુખનું સૌભાગ્ય હવે પછી પ્રાપ્ત નહિ થાય તો નક્કી મારી જીવન સન્ધ્યા ભયંકર કાળ રાત્રિમાં ફેરવાઇ જશે. તેનો નિમિત્તરૂપ પાષાણ હૃદયનો મારો વ્હાલો વિશ્વેશજ ગણાશે. પ્રિય પ્રાણાધાર ! શું મુજ રંકની તમને જરાય દયા નથી ? વ્હાલા ! જો હું તમારી જુદાઇની પ્રચન્ડ જ્વાલામાં બળીઝળીને ભસ્મ થઇ જઈશ તો તેનું પાપ તમારે શીરે રહેશે. પ્રિયતમ ! શું સંસારના ઈતિહાસ પૃષ્ઠ પરથી શુદ્ધ પ્રેમનો પ્રભાવશાળી મહિમા ભુંસાઇ ગયો ? વા લુપ્તપ્રાયઃ થઈ

ગયો? શતાબ્ધિથી શું કવિવરોએ મુક્ત કણ્ઠે કવેલા પ્રેમસ્તોત્રો રસ વિહીન થઇ ગયાં? કે કાદમ્બરીકારોની ઉદાત્તપ્રેમ કલ્પનાઓ તે કેવળ કલ્પનાઓજ રહી ગઇ? અથવા તો શું વર્તમાનયુગના પ્રેમોપાસકોએ હવે પછી નિશ્ચયાત્મક એમજ માની લેવું કે, રઘુકુલ તિલક પુણ્યશ્લોક ભગવાન શ્રીરામચંદ્રજીના અનન્ય પરમભક્ત હિન્દી કવિવર ગોસ્વામી તુલસીદાસજીની રામાયણ પ્રસિદ્ધ છન્દ પંક્તિની એક નિમ્ન લિખિત્ ઉક્તિઃ—

" जाकर जापर सत्य सनेहू
"सोतिही मिलहि न कछु सन्देहू

તે પ્રેમ ઘેલડાંઓને બનાવવાની ઉટપુટાંગ અત્યુક્તિપૂર્ણ યુક્તિ માત્રજ હતી? " આત્મન્! તમને મારા જીવના સમ છે કે શા માટે તમે મને આમ સાવ નિષ્ઠુર જેવા થઇ ઉગ્ર વિરહાનલથી બળાવો છો? જો મારા અકાળ મૃત્યુથીજ તમને સુખ પ્રાપ્ત થતું હોય તો, હું તમારે પવિત્ર ચરણે હાથ મૂકીને શુદ્ધ હૃદયપૂર્વક પ્રતિજ્ઞા લઉં છું કે હવે પછી હુ ક્ષણભરનો પણ વિલંબ ન કરતાં તમારે ખાતર આત્માર્પણ કરવાને કટીબદ્ધ થઇ જાઉં. અને પુનર્જન્મે તમનેજ પ્રાપ્ત કરવાની આશાસહ જગતની દૃષ્ટિમર્યાદાથી દૂર રહું. અંતિમ્ એજ પ્રાર્થું છું પ્રાણેશ! કે, આં રંકના સર્વ અપરાધોને ક્ષન્તવ્ય કરી, જીવન ભરમાં એકવાર તો મારી મનોવાંચ્છનાને ફલિતાર્થ કરો. અસ્તુ વિવેકીને વધુ શું લખાય વારૂ?

લી. તમારી પાદરજ પ્રેમોન્માદિની
મનોરમાના પ્રણામ.

આ હૃદયદ્રાવક પત્ર વાંચનથી એકવાર તો મારી રસવૃત્તિ પણ ઉત્તેજિત્ થઈ વિકારની રસદ્ સ્વપ્નસૃષ્ટિમાં નિરંકુશ વિહરવા લાગી. પણ વિદ્યા વિવેકે મારી ભૂલ ભગાવી વચ્ચે અંતરાય પાડી અડગ અવરોધ કરી દીધો. હું અંતર્ગત્ સંતપ્ત થઇ કહેવા લાગ્યોઃ—કે, અભાગિની મનોરમાનો પતિ, જો આજે જગતમાં જીવતો હત, તો તેનાપરજ લખાયલા આવા ભાવાત્મક પત્રોની લેખિકા લલિતા મનોરમાને હું મહાદેવિ શારદા ગણી પવિત્ર પ્રેમપૂર્વક અભિનન્દન કરત પરન્તુ આ વિપરીત પત્રનો મારે પ્રત્યુત્તર શો આપવો? મારે તો એનેજ હથિયાર રૂપ બનાવી નીચ ભોગીલાલનો સર્વ નાશ કરાવવો'તો, ત્યાં એને નારાજ તે કેમ કરાય વારૂ? અને મારે પણ પતંગીયા પેઠે પ્રેમઘેલડા થઇ આ દીપશિખાપર અકારણ સ્વાત્માર્પણ કરી દેવું એ કેવું અપ્રાસંગિક સાહસ માત્રજ કહેવાય? ઠીક છે વારૂ, હાલતો એને

યુક્તિ પ્રયુક્તથી બનાવી ફોસલાવી હાથમાંથી છટકનાતો નજ દેવી જોઇયે.

આ પત્રને પણ પેલા ચંચળાના પત્ર સાથે મેં મારા ટ્રન્કમાં પધરાવી દીધો. અને ફરી પેલું પુસ્તક લઇને વાંચવા બેઠો એટલામાં તો મટુ પાછી ફરી અને હસીને કહેવા લાગીઃ—કેમ સાહેબ! પત્રનો ઉત્તર લખી રાખ્યો કે? મટુને જોઈ હું સકોપ સિંહ ગર્જનાથી ગાજી ઉઠયો.

" કેમરે મટુ! તું મને ગાંડોબાંડો ગણે છે કે શું?

તેણે લેશ માત્ર પણ ન ગભરાતાં ખડખડાટ હસી દઇને જવાબ આપ્યોઃ–માફ કરજો મહેરબાન! "ગામના છૈયાં ને ગાંડાં બનાવે તેતો ડાહ્યાજ કહેવાય એ વડેરાંઓની કહેવત આપના દૃષ્ટાંતથી સાચી ઠરે છે.

" બોલવા ચાલવામાં બહુજ ચબરાક મટુના આ વ્યાજબી ઉત્તરથી મને પણ હસવું આવી ગયું.

મે કહ્યું:—" મટુ! તું જાણુતી નથી કે, મને આવી આવી દોઢ ડાહ્યલી વાતો પર સખ્ત તિરસ્કાર છે. તેણે યુક્તિથી પુનઃ પ્રતિવાદ કરતાં પ્રત્યુત્તર આપ્યોઃ–આપને જે જે વાતનો તિરસ્કાર તેનો જ કોઇકને સર્વથા સ્વીકાર. જગતમાં સૌ કોઇ સરખાં મનનાં તે કેમ હોઇ શકે વારૂ. "

મેં કહ્યું:—" પણ તું તો જાણે છે બધું મટુ! કે હું એક પરાશ્રિત માણુસ છું, અને અહીં આગળ જેના અન્નોદકથી ઇશ્વર કૃપાએ આજવેર સુધી પોષાતો આવું છું. તેનાજ ઘરમાં આવું અતિ નિન્દનીય અધમાચરણ કરી કયા ભવમાં આ કાળા કલંકથી બચી જવાની મિથ્યાશામાં જીવતો રહું? મને સમજાતું નથી કે શા માટે તમો બધાં મારી પાછળ પડી મારા વર્તમાન સુખનો આમ સર્વ નાશ કરવાને તલપી રહ્યાં છો?

તેણે કંઇક ક્ષુભિત્ ભાવે જવાબ આપ્યોઃ—શું કહું મ્હારાજ? હું સારી રીતે સમજું છું કે, આપનામાં એવી અધમાધમ પાપવાસનાનો તલભાર પણ અંશ નથી, પણ મોહઘેલડી મનોરમા તો કોણ જાણે શા કારણુથી આપના પર મરૂં મરૂં થઇ પડી છે! હું તો ચીઠ્ઠીની ચાકરડી છું બાઇ! મારો એમાં કંઈ દોષ છે વારૂ?

" ભલે જાહેર રીતે તેમાં તારો કશોય અપરાધ ન હોય, પણ અંદરખાનેથી તો તું બડી ઉંડી છો તે ત્હારા હલનચલનના આકર્ષક હાવભાવથી જોનારને ઝટ વર્તાઈ આવે છે.

મટુએ જરિક ઝંખવાણી પડી જતાં મન્દ જવાબ દીધોઃ—ઠીક મહેરબાન! આપે ત્યારે મ્હારી આટલા દહાડાના પરિચયમાં લાયક કદર કરી.

" મેં તેની નબળાઇનો કંઇક વધુ લાભ લેતાં દબાવીને પૂછ્યું:-"ખરૂં કહે મંટુ ! મોડી રાતે લપાઇ છૂપાઇને લંપટ ભોગીલાલને તું કોને ત્યાં લઇ જાય છે ?

" ભેદ ફૂટયો જાણી ડરતાં ડરતાં તેણે ઉત્તર આપ્યો:—હેં ! હેં ! એ વળી કયારે ? આપ એ શું કહો છો મહારાજ ?

મેં જરા વધારે ધમકાવવાને કહ્યું:—ચુપ રહે ! ચંડાલિની ! બદમાસ કુટણી ! મારી આગળ જો જરાય જૂઠું બોલી તો ત્હારી જીભ બહાર ખેંચી કહાડીશ સમજી કે ? ખબરદાર ! ત્હારાં, ત્હારી શેઠાણી અને તેના શયતાન સરદાર-ચારનાં સર્વ કાંઇ કાળાં ધોળાં મેં પ્રત્યક્ષ જોયાં છે. હરામખોર ! તારૂં ભલું ઇચ્છતી હોતો હવે આવાં કાળાં કર્મોમાંથી ત્હારો હાથ પાછો ખેંચી લે નહિ તો કૂતરાંને મોતે મરી જઇશ. મને કાંઇ ત્હારી બેશરમી શેઠાણી કે નિમકહરામ મુનીમની પરવાબરવા નથી હો ! એ ભલું યાદ રાખજે !

" મંટુ સાવ લેવાઇ જતાં મારા પગમાં આવી પડી અને કરગરીને કહેવા લાગી:—" મહારાજ, ! કૃપા કરી જો એકવાર તમે મને આમાંથી બચાવી લ્યો, તો તમારે પવિત્ર પગે હાથ મૂકીને આજથી હું પ્રતિજ્ઞા લઉં છું કે, હવે પછી આ કુત્સિત્ ખટપટથી સદા સર્વથા આઘેજ રહીશ, જોઇયે તો ભલે આજેજ મારા શેઠાણી વગર પગારે મને રજા આપી દે તોય તેની દરકાર નથી, પણ આજથી આ કુટણકાર્યને હું આઘેથીજ નવ ગજના નમસ્કાર કરૂં છું.

તેના હૃદયપૂર્વકના પશ્ચાતાપથી મારા મનપર સચોટ છાપ પડી ગઇ એટલે મેં તેને ઉઠાડી ઉભી કરી અને ફરી કહ્યું:—જો મંટુ, હમણાં તારી સમક્ષ વાતો થઇ તે બધી મનમાંજ સમાવી દઇ, ભવિષ્યમાં સારૂં વર્તન રાખતાં શીખીશ તો તારા પ્રત્યે મને કંઇક રહેમદિલી રહેશે, નહિ તો ત્હારી દુર્દશાના દહાડાજ ભરાઇ આવ્યા જાણજે જા હવે ચાલી જા અને ત્હારે કામે વળગ, પણ જો ફરી ફરીને કહું છું કે, ખબરદાર ! આજથી જરાય દગાબાજીના દાવપેચ ખેલવાના પ્રયત્ન કર્યા, તો તારૂં આવી બન્યુંજ જાણજે અને પળ વારમાંજ આ ઘરમાંથી ત્હારો સદાને માટે પગ ટાળી દઇશ પછી તને તારી શેઠાણી કે, પહેલો પાજી શયતાન કોઇપણ બચાવી નહિ શકે.

" આપ મારા પર પુરો વિશ્વાસ રાખો મહારાજ ! પણ ત્યારે મનોરમાને મારે શો જવાબ દેવો વારૂ ?

" તને ફાવે તેમ. મને હવેપછી આ બાબતમાં પૂછપરછ કરવાનું કોઇ દિવસ સાહસ કરીશ નહિ. જા નીકળ અહીંથી.

સલામ કરી મટુએ ત્યાંથી ચાલતી પકડી પણ મને એ હરામજાદી કુટ્ણીના વચનમાં વિશ્વાસજ બંધાતો નહોતો, અને મનમાં ઉલટો વસવસો થવા લાગ્યો કે તેને આ વાતનો કંઇપણ ઇસારો કરવા જેવો નહોતો. કદાચ મનોરમા અને મારા પ્રસંગની વાતપણ તે કોંકને કહી દે તે પણ સંભવિત હતું. પણ ખેર ! જે થયું તે સારાને માટે હું આ આ બધો ભેદ જાણું છું, એ વાતથી ભય પામીને પણ જારિણી ચંચળા જાર કર્મથી ભવિષ્યમાં દૂર રહે અને લંપટ ભોગીલાલનો અસંગત્ સંબંધ છોડી દે તો તે ઘણું સારૂં. કારણ કે બધાંનો ભર્યો ભેદ રહી જાય, અને મારી ઇચ્છાનુસાર થોડે શ્રમેજ બધું શમી જાય; નહિ તો વળી કોઇ બીજા ઉપાયની યોજના કરવી પડશે. પણ પિશાચ ભોગીલાલને આ વાતની ખબર પડતાં મારો ઘોર શત્રુજ થઇ ચૂકયો સમજવો અસ્તુ. હવે જે કંઇપણ બને તે ધીરજથી જોયા કરવું. પણ એક વિચારણીય અતિ અગત્યની વાત એકાએક મારા ધ્યાનમાં આવી ગઇ કે, કદાચ ભોગીલાલને આ વાતની ખબર પડે તો તે નિશ્ચયાત્મક એમજ માની લે કે ત્યારે ખોવાયલી નોટો પણ કદાચ વિશ્વેશને ત્યાં પડી હોય તો ? થયું, તો પછી મારા પેટી પટારાની છૂપી રીતે શોધખોળ થવાનીજ.

નોટો જતી રહે તેની તો કંઇ હરકત નહિ, પણ પેલા ચંચળા અને મનોરમાના મોહકાણીયા પત્રો જો હાથ ચઢે તો તેનો દુરૂપયોગ કરી નીચ ભોગીલાલ મારી દુર્દશા કરી નાંખવામાં જરાય ઢીલ ન કરે અને એને તો નિત્યની પેઠે ઘી કેળાંજ ખાવાનાં રહે તે. હવે ટ્રન્કને અહીંથી તરત ટાળી દઇ કયાંક બીજેજ સ્થળે સુરક્ષિત્ રાખવાની ગોઠવણ કરી નાંખવી જોઇયે.

" વિચાર કર્યો કે કયાં રાખું ? મનોરમાને ત્યાં ? અરે ! ફરી સ્મૃતિપટ પર મનોહરી મનોરમા તરવરવા લાગી !

અહોહો કેવું આશ્ચર્યકારક ! હું તો તેના પ્રતિ ઝાંખીને જોતોય નથી, તથાપિ તે મારા પર પ્રેમથી ઓછી ઓછી થઇ જાય છે ! મને તેની દયા આવી ગઇ. અને તેના ઉદ્ધારનો એક સુગમ ઉપાય સૂઝી આવ્યો. તે એજ કે, જો એની સહાયતાથી મુનીમ ભોગીલાલને મુનશીજીના ઘરમાંથી સદાને માટે પાણીચું પકડાવવામાં ફતેહમંદ થાઉં, તો પછી વ્યભિચારિણી ચંચળાની યારીનું વિપરીત પરિણામ પ્રત્યક્ષ બતાવી દઇ ભાવિ પાપવાસનાઓથી તેને અટકાવી શકું, અને હું પણ હમણા છેવટ સુધી ચારિત્ર્યમાં છું તેવોને તેવોજ અણી શુદ્ધ રહી જાઉં.

ઓહો ! પરમકૃપાળુ પરમાત્મા જો આ મનોવાંચ્છના પૂર્ણ કરે તો પછી મારા પરમાનન્દમાં પૂછવુંજ શું રહે ? જાણે કે સોનું અને સુગન્ધ સાથેજ મળ્યાં હોયની ! એવું લાગે આ ગડમડાધ્યાયમાંજ હજી તો હું ગંભીર વિચારવિવશ ગુંચવાયલો હતો, ત્યાં માળીએ આવીને સલામ કરતાં અદબથી કહ્યું:—સાહેબ ! " કપડાં પહેરીને નીચે પધારો શેઠજી આપની રાહ જુએ છે.

હું ત્યાંથી તરતજ ઉઠયો અને બારણે તાળું વાસી મારા ખંડમાં પાછો આવ્યો. ત્યાંથી કપડાં પહેરી લઇ મુનશીજીના ખંડ તરફ ચાલ્યો ત્યાં આવીને જોયું તો મુનશીજી પોતાના સેવકવર્ગસહ અતિ ઉદાસીન દશામાં ચુપચાપ બેસી રહ્યા છે. હું સાશ્ચર્ય વિચાર કરવા લાગ્યો કે, આનું શું કારણ હશે વારૂ ? બીજા બધાં કરતાં પાપાત્મન્ ભોગીલાલની કૃત્રિમ મુખમુદ્રાયે ઉદાસીનતાનો અતિ અજાયબી ભરેલો ડોળ ધારણ કર્યો'તો. નરી આંખે એના પાખંડનું નિરીક્ષણ કરી જોયું. પણ મને તેમ કરતો જોઇ કુટીલ મુનીમ ક્રોધથી મારા પ્રતિ દાંત કચકચાવવા લાગ્યો. ક્ષણેકનો હુંય ભયભીત થઇ ગયો કે શું આ નર રાક્ષસ મને કાચોને કાચોજ ચાવી જશે કે કેમ ?



# દર્શન ૧૧ મું.

## છોટુ ક્યાં ?



મુનશીજીએ મને બેસવાની ઇસારત કરી, અને આંસુભીની આંખે મારા પ્રતિ જોઇને ગદ્દગદિત્ કરૂણ મન્દસ્વરે કહેવા લાગ્યાઃ–“ વિશ્વેશ ! અબઘડીજ કોલેજથી ખાલી ગાડી પાછી ફરી છે. અને કોલેજ સુધી છોટુની સાથેજ રહેનારો નોકર પણ આવી ગયો છે. કોચમેન અને પેલો નોકર કહે છે કે, છોટુભાઇ જડતા નથી. કોલેજના બધા વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો ત્યાંથી ચાલી ગયા પછી જ્યારે તપાસ કરતાં તેનો પતો ન લાગ્યો, ત્યારે તેઓ બિચારા વિલાયલા વદને ઝટપટ પાછા ફર્યાં અને આ બન્યા બનાવના મને સમાચાર આપ્યા. કહો ભાઈ! હવે એની ક્યાં ક્યાં શોધ કરવી ? તેના જવા આવવાના ઠેકાણાની તમને તો બધી ખબર હશે. ગમે તેમ તોય તે નાદાન છોકરૂં ખરૂં’સ્તો; આ ધાંધલીયું મુંબાઇ શહેર છે, એટલે સંભવ છે કે કદાચ કોઇની સોબતે પણ ચઢયો હોય ! જો કે આટલા વર્ષમાં એના સંબંધમાં આ પહેલોજ પ્રસંગ છે, એટલે મને સ્વાભાવિકજ તરેહવાર તર્ક વિતર્ક ઉત્પન્ન થયા કરે છે. ક્ષણાર્ધ પણ શ્વાસ લીધા સિવાય સામટી રીતે તેમણે મને આ હકીકત કહી લીધી, કે તત્ક્ષણ મારી ક્રોધ ભરી ભયંકર રક્ત દૃષ્ટિ ચંડાળ ભોગીલાલ પર ફરી વળી. અને ચારે આંખ એક થઈ જતાં તેનું કલંકિત કૃષ્ણવદન જોતજોતામાં વિલાઇ ગયું.

આ આકસ્મિક વજ્રાઘાતથી મારૂં સર્વાંગ કંપી ઉઠ્યું. માથે હાથ મૂકી હું ત્યાંજ જડભરત જેવો અવાક્ બની બેસી ગયો, અને ઘણીવાર સુધી તેવી જ વિદશામાં રહ્યો. તેટલામાં દશ બાર નોકરોને ચારેકોર શોધખોળ કરવાને દોડાવ્યા. કોઇક પ્રોફેસરોને ઘેર, તો કોઇક ક્લાસના કોલેજીઅન કંપેનીયનને ત્યાં, કોઇક સર્કસ સીનેમા કે નાટકશાળાઓમાં, તો કોઇક પબ્લીક બાગબગીચાઓ, સમુદ્ર તીરસ્થ હવા ખાવાનાં સ્થળો, ચાહ પાણી પીવાના હોટલો, કે નાતેદાર સગાં સંબંધીઓને ત્યાં રીતસર તપાસ કરતા કરતા આખરે હતાશ થઇ રાતના દશેકને સુમારે ઘેર પાછા ફર્યા અને સમા-

ચાર આખા કે ભાઇનો ક્યાંય પતો લાગતો નથી. એટલામાં તો છોટુના કેટલાક સહપાઠીઓ સાથે પ્રોફેસર સાહેબ પણ ત્યાં આવી પહોંચ્યા. તેઓ માત્ર એટલું જ કહી શકયા કે, એક વાગ્યા સુધી તો તે અમારી સાથે કોલેજમાં જ હતો, ત્યાર પછીનો કયાંઃગયો તેની કશી ખબર નથી.

નિદાન, આ મિત્રમંડળ સમવેદનાથી આશ્વાસન આપતું છેક મોડી રાતે વેરાઈ ગયા બાદ બધી પોલીસ ચોકીઓ, અને રેલ્વે સ્ટેશનોપર તરત જ તાર કરી દેવામાં આવ્યા. અને છોટુના ફોટોગ્રાફ સાથે સ્થાનિક પેપરોમાં જાહેર ખબર પણ છપાવી દીધી.

ઘરમાં સૌ કોઇયે તે દિવસે અન્ન જળનો સર્વથા ત્યાગ કર્યો, અને સર્વત્ર હાહાકાર થઇ ગયો. તેમાંય પ્રેમવત્સલા લક્ષ્મીબા,અને જીજીના આક્રન્દનો તો પાર જ નહોતો. ગમે તેમ તોય ચંચળા પણ અશ્રુભીની આંખે અવનત મ્હોડે કરૂણવિલાપ કરી રહી'તી અને મનોરમાય આ અણચીંતી આફતથી ગભરાઈ ગઇ'તી, એકંદરે સૌ કોઈ સંબંધ પરત્વે થોડે ઘણે અંશે શોકાતુર તો હતાં જ, પણ પાજી ભોગીલાલની આંખોમાં શોકાશ્રુઓનું નામનિશાને નહોતું; તોય વારેવારે સૌના દેખતાં આંખો લુંછી નાખવાનો ડોળ કરતો હતો. પુત્રવત્સલ મુનશીજી તો એક બાળકની પેઠે અવિશ્રાન્ત રોતા કકળતા'તા અને હું પંડે—પણ શું કહું પ્રિય પાઠક! જાણે કે મા જાયા નાના ભાઇનેજ ખોઈ બેઠો હઉં તેવી દયાજનક દુર્દશામાં હૃદયથી તો બધાં કરતાં અધિકાધિક રોઇ રહ્યો, તો, પણ બહારથી નકકર પત્થરનો બની જઇ ધીરજપૂર્વક સ્વગત્ શોચવા લાગ્યો કે, નિર્વિવાદ આ બધું કુટિલ ભોગીલાલ અને પેલા Golden gangeના લોફર જુગલનું કારસ્તાન હોવું જોઇએ. પણ એમાં ચંચળાનો હાથ હશે કે કેમ એ કંઇક ખટકતું હતું. વિચાર કર્યો કે જ્યાં નિર્દોષ બિચારા છોટુના આ હાલ હવાલ થયા, ત્યાં મુનશીજી અને મારી જીંદગીય જોખમભરી સમજવી. આ તો" પાશેરામાં પહેલી પૂણી" જેવો સર્વનાશનો પ્રારંભ માત્ર છે.

મને મારી ભૂલ માટે બહુ પશ્ચાતાપ થવા લાગ્યો કે, રે મુર્ખા! શા માટે તેં છોટુ ને વેળાસર સાવધ કરવામાં વિલંબ કર્યો વારૂ? અસ્તુ, "**गतं न शोचामि**" અર્થાત્ ગઇ વસ્તુનો શોચ ન કરવો નકામો છે,પણ હવે તો આ નર રાક્ષસ મુનીમનો તરતમાં જ ઘાટ ઘડી નાખવો જોઇયે. નહિ તો મુનશીજી અને હું એના ષડયન્ત્રમાં આમ જ ફસાઇ પડવાના.

નિદાન, તે રાત તો છોટુની શોધખોળની દોડધામમાં જ વીતી ગઈ. સવાર થતાં મેં પણ એકાદ બે નોકરોને સાથે લઇ આખા મુંબાઇ શહેરને

તળે ઉપર કરી નાંખ્યું, તોય પરિણામ તો નિરાશામાં જ આવ્યું. પ્રિય પાઠક ! ભલા આ સ્વાર્થી પાપી પેટના યજ્ઞ–કુણ્ડમાં અહોનીશ અન્નજળની આહુતિ આપ્યા વગર તે કાંઈ છુટકો છે ?

બીજે જ દહાડે રાતના અમો સૌએ ઇચ્છા અનિચ્છાએ પણ વાળુ કર્યું. હું જમીને મારા ખંડમાં ચાલ્યો આવ્યો, જો કે આગલી રાતનું અખંડ જાગરણ હતું, તોય અસ્વસ્થ દશામાં મને ઝટઝટ ઊંઘ તો ન આવી; એટલે જાગતો જ પર્યંકમાં પડયો રહ્યો. થોડીવારે કંઇક સાંભળી આવતાં ત્યાંથી ઉઠયો, અને છોટુનાં પુસ્તકોનાં પાનાંઓને ઉલટ પાલટ તપાસવા લાગ્યો,પણ તેમાંથી કંઇ ચીઠી પત્રી જેવું મળ્યું નહિ કે,જેને આધારે જરા આશા બંધાય. ભગ્નાશ થઇ હું અતિવ શોક કરવા લાગ્યો કે અરેરે ! સુકુમાર છોટુની તે બાપડાની હમણા શી દશા હશે ? મિત્ર વિયોગથી હું મગજનું સમધારણ ખોઇ બેઠો, અને ઉશ્કેરાઇ જઇ દિવાનાની પેઠે અસ્વસ્થ ચિત્તે આમ તેમ ખંડમાં સર્વત્ર આંટા ફેરા કરવા લાગ્યો; ત્યાં દીવાલપર ખીંટીએ લટકતા રીવોલ્વરના કેશબાક્સ પર અણધારી મારી નજર પડી. તેને નીચે ઉતારી લઇ ખાલી રીવોલ્વરને બહાર કહાડી ધાંટો પાડીને મેં ભીષ્મપ્રતિજ્ઞા કરી કે, અગર ન કરે નારાયણ ને છોટુનું કંઇપ અનિષ્ટ થાય તો, એક દહાડે આજ રીવોલ્વરથી નરપિશાચ ભોગીલાલને પરલોકનો માર્ગ બતાવી દેવો.

પોતાના ઘરમાં એક રીવોલ્વર રાખવાનો વર્ષોથી મુનશીજીએ સીટી-પોલીસ કમીશનર પાસેથી રીતસર પાસ મેળવ્યો હતો. અને બે ચાર દહાડા ઉપર જ મને બતાવવા માટે છોટુ તે રીવોલ્વર અમારા ખંડમાં લઇ આવ્યો હતો તે હજી સુધી ત્યાં જ રહી ગઇ હતી.

તેને ફરીથી સંભાળપૂર્વક કેસ બાકસમાં મૂકી હું પથારીમાં પડયો, અને છેક મધરાત પછી ઊંઘી ગયો.

# દર્શન ૧૨ મું.

## —વિષમ સમસ્યા—



બીજે જ દહાડે રાતના દોઢેકને સુમારે હું મારા ખંડમાં શાન્તિપૂર્વક ઉંઘતો'તો, ત્યાં બારણાને કોઇ ધીરે ધીરે થપકારવું લાગ્યું. હું જાગી ઉઠયો અને જાણી જોઇને બિછાનામાં જ બેસી રહ્યો. દશેક મીનીટ પર્યંત થપકાર તો ચાલુ જ રહ્યો. એટલે સાશ્ચર્ય ફરીને મેં બારણું ઉઘાડી નાખ્યું અને જોયું તો તો મનોરમાનાં દર્શન થયાં. તે અંદર આવી ધીરેથી બધાં બારી બારણાં બંધ કરી દઇ મને કહેવા લાગી–" જરા દીવો તો કરો, વિશ્વેશ !

કૃષ્ણાભિસારિકા વિધવા મનોરમાનું આ છદ્મ નિશાગમન મને ગમ્યું તો નહિ, પણ તે વિષયમાં વધુ ચોળાચોળ ન કરતાં મીણબત્તીને પ્રકટાવીને માત્ર એટલું જ પૂછ્યું:–" કહો મનોરમા ! આ વેલા અહીં કેમ આવ્યાં વારૂ?

આળસ મરડતાં હસીને તેણે ઉત્તર આપ્યો:–વાહ ! વાહ ! વિનાકારણે આવી વેળા તે કોઇ અહીં આવતું હશે ? વિશ્વેશ ! કહો તો ખરા કે, મારે આ વિરહાનલથી હજી કયાં સુધી બળ્યા કરવું ?

પ્રાણેશ ! હું તો બળ્યાં કાળજાંને ટાઢાં કરવાને જ તમારી પાસે આવી છું હોં. ઘણું થયું, હવે તૂટે ત્યાં તક નાહકનું ન તાણો, અને હસીને મને હૃદયાલિંગન આપો. " હાય ! હાય ! આવી બેશરમી સ્ત્રીતો જગતભરમાં મેં પહેલીંજ વાર ભાળી ! ભગવન્! સમજાતું નથી કે આ અભાગિનીને મારા માટે તે શું ભૂત ભરાયું છે ? ક્ષણેક તો હું સ્તબ્ધ જ થઇ ગયો. પણ થોડીવારે વિચાર સ્ફુર્યો કે આજ તો બૂમો પાડી ઘરમાંના બધાંને બોલાવી આ કુલટાની આબરૂના કાંકરે કાંકરા કરી નાંખું તો કેમ ? પણ સાથે સાથે તેમાં મારી પ્રતિષ્ઠાનો પ્રશ્ન પણ ઊભો થતો' તો ને ?

મને એમ વિચાર વશ ચુપચાપ ઊભેલો જોઇ તેણે ફરીને કહ્યું:—જુઓ વિશ્વેશ ! હવે જો મને નિરાશ કરી તો તમે જાણો ! હું તો જરૂર અહીંજ ઝેર ખાઇને મરવાની.

" માથું ઠેકાણે રાખી મેં ધીરેથી જવાબ દીધો:–મનોરમા ! તમે જરા સંભાળીને ચાલો તો સારૂં. કારણ કે, પાપની વસમીવાટ સદા સર્વથા કાંટાવાળી જ હોય છે. ભલા હું તમને એમ પૂછુંછું કે:–" ક્ષણિક

સુખ લાલસાને ખાતર શામાટે તમે તમારા સતિત્વ રત્નને આમ અગાધ જળમાં ફેંકી દો છો વારૂ ? હજીય વિચારો અને સારા સારનું ન્યાયપુરઃસર તોલ કરી ખાસ મિથ્યાશાનો જીવન ભરને માટે પરિત્યાગ કરી દો.

તેણે તલપાપડ થતાં તરત ઉત્તર આપ્યોઃ—" વિશ્વેશ ! વ્હાલમ્ ! પ્રાણ છૂટે તો છોને હમણાજ છૂટી જાય, પણ તમને, મારા પ્રાણાધારને તો આકાશ પાતાળ એક થઇ જાય તોય છોડી શકાય નહિ.

તેની આ નિશ્ચયાત્મક અડગતાથી હું ગભરાઇ ગયો. જોયું તો તે " ગુરૂત્વાકર્ષણ—અદૃશ્ય શક્તિથી આકર્ષાતી સરકતી સરકતી મારી લગોલગ આવી ગઇ. મેં પાછળ હઠી જઇ બેપરવાઈથી સકોપ પ્રત્યુત્તર આપ્યોઃ " ખબરદાર મનોરમા ! આઘાં રહો. અને બરાબર શુદ્ધિમાં આવી કહુંછું તે શાન્તિપૂર્વક સાંભળી લ્યો." કિન્તુ તે કુલટા મારૂં સાંભળે શાનું ? તે તો ઉલટી ગળે પડી ડસકાં ભરી કહેવા લાગીઃ—" ખરૂં છે વારૂ, પથ્થરને તે પરપીડની ક્યાંથી પરખ હોય ? કવિયો કહે છે કે, " પ્રેમ આંધળો છે." તેમનું આ કવન મારા સંબંધમાં તો અક્ષરશઃ સાચું ઠરે છે, પણ તમારા સંસ્કારી હૃદયમાં તેનો અંશ માત્ર પણ નથી એ જાણી હું અતિ આશ્ચર્ય પામું છું !

મેંઃ—મનોરમા ! એમાં એટલું બધું આશ્ચર્ય પામવા જેવું કંઇ નથી. કારણ, " **પ્રેમ હમેશાં પાત્રાપાત્રના અધિકાર અને સ્થાન પરત્વેજ સુસંગત લાગે છે, પણ વાસનામય પાશવ પ્રવૃત્તિઓને પોષવા વા પ્રોત્સાહિત કરવાના દુરૂપયોગને માટે તો નહિ જ.** "

જો તમે વાસ્તવપણે જરા વિચારી જોશો તો તમને સ્પષ્ટ સમજાશે કે, તમે જેનેપ્રેમ માન્યો છે, તેમાં તો વિશ્વવ્યાપિ દૈવિ પ્રેમ તત્ત્વનો તલભાર પણ અંશ નથી.

**મનોરમા**—"મારા આધિન મત પ્રમાણે તો તમારી પ્રેમ વ્યાખ્યા સર્વથા અમાન્ય અને અસંગત જેવીજ લાગે. કદાચ તમારા જેવા અપવાદરૂપ કોઈ વિરલ મહાત્મન્ મનુકુળમાં જન્મ લઇ સંસ્કારબળે ઉત્તરોત્તર દેવકોટિને પ્રાપ્ત થઇ આ દૈવિ તત્ત્વને જાણતા હોય તો કોણ જાણે ! " તેમ તો તેમ, પણ હવે આ વ્યર્થ વિતંડાવાદને બાજુએ મૂકી, તમારે હાથે થયલી એક ગંભીર ભૂલનો તમારે પશ્ચાતાપ કરવાનો છે, અને ભવિષ્યમાંપરીને તેવું ન બને તેની ઘટતી સંભાળ રાખવી જોઇશે."

તેણે બળાપો કરતાં આતુરતાથી પૂછ્યુંઃ—બળ્યું, એટલું બધું તે શું કાચું કપાયું છે વળી ? કૃપા કરીને કહેશો કે ?

મેં—મટુની સાથે તમારે પેલો પ્રેમ પત્ર મને મોકલવો જોઇતો નહોતો. એ હરામજાદી બડી બદમાસ લાગે છે.

"પોતાની ભૂલનો સોળે સોળ આના સ્વીકાર કરતાં તેણે ઉત્તર આપ્યોઃ—"અલબત્ત ભૂલ તો થઇ, પણ હવે પછી કોઇ દહાડેય એ કુટણીની સાથે ચીઠ્ઠી પત્રિ નહિ મોકલાવું. અને બની બાબતને પેટમાંજ સાચવી રાખવાને સમજાવી દઇશ.

મેં કંઇક નિરાશ થઈ કહ્યું:—તમે ભૂલોછો, એનામાં એ આશા રાખવી બિલકુલ વ્યર્થ છે.

મનોરમા—કેમ વારૂ ?

"પ્રસ્તુત વાર્તાલાપની અન્ય પ્રસંગમાં સંક્રાન્તિ કરી દેતાં મેં તેને નવોજ પ્રશ્ન પૂછયો. "વારૂ, એ વાતનો આટલેજ બંધવાળો, પણ હું તમને કંઇક બીજુંજ પૂછું તેનો યથાયોગ્ય ઉત્તર આપી શકશો કે ?

મનોરમા—શામાટે નહિ ? જે કંઇ પણ પૂછશો તેનો મારી અલ્પ બુદ્ધિ અનુસાર જવાબ દઇશ.

ઠીક, ત્યારે કહો કે, મુનીમ ભોગીલાલના વર્ત્તન સંબંધે તમારો શો અભિપ્રાય છે ?

મારા પહેલેજ પ્રશ્ને તેને ઝાંખી પાડી દીધી. એટલે કંઈક અચકાતાં અચકાતાં સંદિગ્ધ ઉત્તર અપાયો.

"સાવ સારું માણસ તો નહિજ. મને તો એ મુવાનું મ્હોડું જોવુંય ગમતું નથી.

મેં:—તેના પર આટલો બધો અભાવ આવવાનું કંઈ કારણ ?

તેણે ગુસ્સાથી હોઠ કરડતાં ઉત્તર આપ્યોઃ—"એ રોયો વિષય લંપટ કાળીયો એક દહાડે મટુને એમ કહેતો'તો કે, મનોરમાને હું હૃદયપૂર્વક ચાહુંછું, તો તે મનેય તેવીજ રીતે ન ચ્હાઇ શકે કે ?" આ વાત પરથી તો મેં મટુને ત્યાં જ ઉધડી લીધી, અને જીજીનેય કહી દેવાનું સાહસ કરતી'તી, પણ મટુએ રોઇ પડી કાલાવાલા કરીને સમ ખાધા કે, હવે પછી તમારી આગળ એવી વાત કોઇ દિય નહિ કરૂં. તે દિવસથી જ પિટયા ભોગીલાલના નામનાં તો હું છાજીયાં લઉ છું.

પાઠક મહાશય ! મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, તેણે આ વાત સર્વથા સાચી જ કરી હતી. અસ્તુ. મેં ફરી કંઇક ટોળમાં પૂછયું:-તો પછી તમારા

ચાહનારને તમેય શા માટે ચાહતાં નથી ?" આસપાસનો વિચાર કર્યા વગર ઉશ્કેરાઇને તેણે છંછેડાયલી સિંહણની પેઠે ત્રાડ મારતાં ઉત્તર આપ્યોઃ–શું કહો છો વિશ્વેશ ! એ મુવાના અળખામણા મ્હોડાપર કોઇદિ થુકુંય નહિ સમજ્યાને ?

મેં તેને શાન્ત કરતાં તેના જ શબ્દોમાં બાંધી લીધી. "હં ! હવે ઠેકાણે આવ્યાં ખરાં. ત્યારે જુઓ મનોરમા ! મુનીમ તમને પ્રાણાધિક ચાહે છે, છતાંય તમે તો તેને જરાય ચાહતાં નથી; તેવી જ રીતે તમે મને ભલે ને ગમે તેટલાં ચાહતાં હો, તથાપિ હું કંઇ તમને ચાહું છું ?"કહો ત્યારે જ્યાં લગણ સંસારમાં બન્ને પ્રેમીઓ પ્રેમની પરસ્પર તન્મયતાને ન પામે, ત્યાંસુધી પ્રેમના સત્ પરિણામની આશા આકાશ કુસુમવત્ ખરીને ?

" શાસ્ત્રીય આંટીગુટી ઉકેલવાનું સામર્થ્ય બિચારી મનોરમામાં તે ક્યાંથી હોય વારૂ ? નિરૂપાય, આ શાસ્ત્રાર્થમાં પોતાનો પરાજય તેને સ્વીકારવો જ પડયો, એટલું જ નહિ પણ શિષ્યા બની જિજ્ઞાસુપણે પ્રશ્ન પૂછવો પડયોઃ–" ત્યારે કૃપયા સમજાવશો કે પ્રેમની સનાતન સુખ પ્રાપ્તિ કેવી રીતે કરી શકાય ?

મેં:–મનોરમા ! " જ્યારે મનસા વાચા અને કર્મણા સ્નેહ લગ્ન ની સાકાર ગાંઠથી સંકળાયલા માનવ જગતના વિરલ દંપતિ સ્વરૂપ પુણ્યાત્માઓમાં અપ્રતિમ વિશુદ્ધ દૈવિપ્રેમ ભાવનાઓ સદા સર્વથા અવિચ્છિન્નપણે પોષાય છે, ત્યારે જ એવા સનાતન સુખનો સાક્ષાત્કાર કરી શકાય છે. એ સુખાનુયોગ કંઇ બધાંને એટલો જ પ્રાપ્ત થાય છે ? એવી મહત્વાકાંક્ષાને માટે તો વર્ષો પર્યંત્ ઉગ્ર તપસ્યા કરવી જોઇએ સમજ્યાં ?

" આ ઉપદેશનો એના ચંચળ સ્વભાવપર પ્રભાવ પડયો કે નહિ, તે હું નિશ્ચયાત્મક તો નથી કહી શકતો, પણ જેમ " ઉભરાતા દૂધમાં જરા જળનો છંટકાવ કરે ક્ષણિક ઉપશમન થઇ જાય છે, તેમજ તેના સંબંધમાં બન્યું હોય તો તે સંભવિત છે. ઘડીક તો ગંભીર વિચારમાં તે અધોમુખ બેસી રહી, પણ મેં તેને તેવી સ્થિતીમાં વધુ વાર રહેવા દીધી નહિ અને ફરી બીજો પ્રશ્ન કર્યો.

"વારૂ, ત્યારે ચંચળાના ચારિત્ર્ય માટે તમારો શો મત છે મનોરમા!

આ પ્રશ્નથી આશ્ચર્યચકિત, મનોરમાએ મારી સ્હામે જોયું અને હસીને જવાબ આપ્યોઃ–શું કહું ? એનીય મારા જેવીજ વિલક્ષણ દશા છે. એ શું ! તમેય એને નજરમાં રાખી કે ?

મેં તિરસ્કાર પૂર્વક પ્રત્યુત્તર આપ્યોઃ–" છિઃ હું તે કાંઈ એવો

વિષયલંપટ નવરો માણસ છું કે, ગામનાં બૈરાંઓને નજરમાં રાખતો ફરૂં ? એને તો હું માતૃતુલ્યાવંદની યગણું છું.

મનોરમા—"ત્યારે ખરૂં પૂછાવો તો તે પિટયા ભોગીલાલનીજ ભક્તાણી બની ગઇ છે.

મેં—અહોહો આશ્ચર્ય છે મનોરમા ! મુનશીજીના ઘરમાં આમ ધોળે દહાડે અંધારૂં વર્તાય તેની તમને ખબરે ન પડે ?

મનોરમા—ભલા હું તે કયા બાગની મુડી કે આવી જાતની ચોમેર ખબર રાખતી ફરૂં ? મારે શી પડી છે ? પોતેય પરાધીન ત્યાં સામા માણસનાં છિદ્ર શોધવાને તે કયાં બેસું ? હા, બાકી એટલું યાદ છે કે, મહિના દહાડાપર એના સંબંધમાંજ જીજી અને લક્ષ્મી બેન આપસમાં કંઇક ધુસપુસ કરતાં'તાં ખરાં. હું કંઇક કામમાં રોકાયલી હતી, એટલે પુરૂંપાધરૂં તો સાંભળી શકી નહિ, તોય એમને એટલું બોલતાં તો સારી રીતે સાંભળ્યાં કે, બાઈ, મોટી વહુ તો કો'કદિ કુળને કલંક લગાડશે કલંક ! અને મુનીમનેય હવે ઝાઝીવાર સંઘરી શકાય એવું રહ્યું નહિ.

મેં—ત્યારે તમારી ચાલ ચલગત પણ મુનીમ અને ચંચળાથી અ- જાણી તો ન હોવી જોઇએ. આ વાતથી તેનું મ્હોડું ઉતરી ગયું, અને ગભરાઇને તેણે ઉત્તર આપ્યો:–"વિશ્વેશ ! વારૂ. તમે આતે કેવી વાત કરો છો ?

મેં—"ગભરાઓ નહિ કંઇક ધીરજ રાખો આજ હું તમને કહેવા જેટલું હશે તેટલું બધુંય કહી દેવાનો છું, પણ એટલું તો તમારેય યાદ રાખવું કે; "પાપનો ઘડો કોક દહાડે તો અવશ્ય ફુટવાનોજ. સાંભળો મનોરમા ! મેં તો જાણે મુનીમ અને ચંચળાનું પાપાચરણ પ્રત્યક્ષ જોયું છે, અને કુટણી મટુ આમાં સહાયભૂત છે તે પણ જાણું છું." જુઓ, પાપનેય સીમા હોય છે, પણ ચંચળાએ તો કુબુદ્ધિવશ તેનુંય ઉલ્લંઘન કરી દારૂ જેવા નિન્દનીય માદક પદાર્થનું પાન કરી પોતાના નારી જીવનને ભ્રષ્ટ કરી નાંખ્યું છે.

મનોરમા—રામ ! રામ ! ચંચળા આવી અધમાધમ સ્થિતિમાં આવી ગઇ હશે એવી તો મને સ્વપ્નેય કલ્પના નહોતી અરેરે ! ગજબ કર્યોને!

મેં—જો આ વાતના સત્યમાં તમને સહજ પણ શંકા જેવું લાગતું હોય, તો તમે જાતેજ બધું પ્રત્યક્ષ જોઇ શકશો.

મનોરમા—તો તેમાં તમે મને સહાયભૂત થશો કે ?

મેં—અવશ્ય પણ તેમાં તમારે એક કામ ખાસ કરીને કરવું પડશે. અને તે એજ કે, એ બંનેના પાપાચરણમાં અણધાર્યું વિઘ્ન આવી પડે અને એકમેકથી અલગ થઈ જાય. શું કહું મનોરમા ? એ પાપીઓને જોઇ જોઇને મારી આંખોમાંથી ક્રોધનો અગ્નિ વર્ષે છે. અરેરે ! કયાં સુધી એમની પાપકથાનું તમને શ્રવણ કરાવું ? બસ, બધું જાતે જ જોઇ લેજો એટલે ખાત્રી થશે.

તેણે સખેદ ઉત્તર આપ્યોઃ—" ખરૂં છે, જેણે મૂકી લાજ તેને નાનું સરખું રાજ.

મેં ફરીને સુચના આપતાં કહ્યુંઃ—પણ એ બરાબર ધ્યાનમાં રાખજો કે, તમારૂં વર્તમાન વર્તન પણ એમનાથી સાવ અજાણ્યું નથી.

ત્યાર પછી મે ટ્રન્કમાંથી ચંચળાનો પેલો પત્ર કહાડીને તેને વાંચી સંભળાવ્યો અને પેલાં પાનના બીડાંની હકીકત પણ કહી દીધી. અને સાથે સાથે પ્રસંગોપાત્ તેના પોતાના સંબંધમાં પણ મારે જે સામાન્ય વાતચિત ચંચળા અને ભોગીલાલથી થઇ હતી તે પણ સંક્ષેપમાં સંભળાવી દીધી. આ બધું સાંભળી લીધા પછી મનોરમા ગભરાઇને કહેવા લાગી. " હાય ! હાય ! હવે હું શું કરૂં ? વિશ્વેશ ! કોઇ પણ રીતે મારી આબરૂના બચાવનો મને માર્ગ બતાવો. " થોડા પરિશ્રમે જ મનોરમાને ઠેકાણે લાવવાનો આ સારો લાગ ફાવ્યો'તો એટલે મેં ઠાવકાશથી શાંત્વન કરતાં સલાહ આપી.

જુઓ મનોરમા ! જો કેવળ માનસિક પાપ સિવાય તમે આજવેર સુધીમાં તમારા સતિત્વને અખંડ જ રાખી શકયાં હો, તો હું તે સર્વથી તમારૂં રક્ષણ કરી શકીશ તમે નિર્ભય રહેજો. મારી શક્તિ આગળ તમારા કારસ્તાની મુનીમ, ચંચળા, કે મટુ કોઇનીય કારિગીરી ચાલી શકે તેમ નથી. હું એ સૌને એકલે હાથે પહોંચી વળું એવો છું.

" આ આશ્વાસનથી તેને ધીરજ મળી, અને તે મારે પગે હાથ મૂકતાં સમખાઇને કહેવા લાગી." વિશ્વેશ ! આપ પૂજનીય બ્રાહ્મણના ચરણારવિંદના સમખાઇને પહેલાંની પેઠે આજે સાચું જ કહું છું કે, હું અદ્યાવધિ તેવી જ નિષ્પાપ છું જેવી કે એક અણસમજ છોડી. હવે હું તમારા ચરણશરણમાં છું. કૃપા કરી તમારાથી જેમ બની શકે તેમ મારી લાજ આબરૂનું રક્ષણ કરો. તમારી આજ્ઞાનુસાર આજથી જ . હું ચંચળા અને ભોગીલાલને એક બીજાથી વિખૂટા પાડવાના મારા બનતા પ્રયત્ન કરતી રહીશ. પણ બાપડો છોટુ તે કેવી રીતે ગુમ થઇ ગયો ?

મેં—એ તો હું પોતે પણ નથી સમજી શકતો મનોરમા ! પણ

સંભવ છે કે કુટીલ ભોગીલાલનું જ આ દુષ્ટ કારસ્તાન હોવું જોઇએ. એ નરાધમની રાક્ષસી મહત્વાકાંક્ષા એવી તો ભયંકર તીવ્રતર છે કે, મુનશીજીને પણ ટાળી દઇ એમના સર્વસ્વના નિરંકુશ માલિક બની જવું. પણ એમાં ચંચળાનીય સંમતિ ખરી કે નહિ તે કંઇ કહી શકાતું નથી.

આ વિપરીત વાતને સાંભળતાં જ તે બીકથી ધ્રુજી ઉઠી, અને આંખમાં આંસુ લાવી કહેવા લાગી. શિવ! શિવ! શિવ! આ તે શું થવા બેઠું છે? મારા તો હોશકોશ જ ઉડી જાય છે. પણ ત્યારે હવે તમે કહો તે પ્રમાણે તમારા કાર્યમાં તમને ઉપયોગિની થઇ પડું.

મેં—હાલ તો જાઓ, અને ચુપચાપ સૂઇ રહી વિચાર કરીને જે કંઇ પણ કહેવું હશે તો તમને હું સાવકાશ કહીશ.

મનોરમા ઊઠીને ઊભી થઇ ગઈ અને ઉદાસીનતાથી મારી સ્હામું જોતી જોતી ત્યાંથી હળવે હળવે ભારે પગલે વિદાય થઈ ગઈ. તેના જવા બાદ બારણું બંધ કરી મેં મારા ઘડીયાળમાં જોયું તો તે લગભગ બે કલાક સુધી મારે ત્યાં રોકાઈ હતી. હું વિમાસવા લાગ્યો કે ઘણું ખોટું થયું. એક વિધવા યુવતિથી રાતના આટલે સુધી એકાંતમાં રહેવું એ તદ્દન અનુચિત જ હતું. પણ હવે કરવું તે શું વારૂ? આ તો સાડાસાત વર્ષની શનિશ્ચરા થઇ પડી! ત્રણમાં પાંચેક મીનિટ ઓછી હશે. એટલે પછી ફરીને સૂવાનું માંડી વાળ્યું. અને પેલું પુસ્તક લઇને મીણબત્તીને પ્રકાશે વાંચવા બેઠો. એ પુસ્તકનું નામ હતું 'પુરૂષાર્થ સાધન' છેક પાંચ વાગા પર્યંત વાંચન પ્રવૃત્તિ ચાલુ જ હતી. ત્યાર બાદ ત્યાંથી ઉઠયો અને ખંડને તાળું મારી નીચે આવી જોયું તો કામદાર વર્ગ કામે ચઢી ચૂકયો'તો, અને મુનશીજી ભારે ગંભીર વિચારવિવશ બગીચામાં આમ તેમ લટાર મારતા'તા.

માળીને પૂછતાં માલમ પડયું કે, શેઠ આખી રાત ઊંઘ્યા જ નથી ને આમને આમ અવિરામ આટલામાં કયારના અશ્રુભીની આંખે ફર્યા જ કરે છે.

હું તેમની પાછળ પાછળ જ ધીમે પગલે ચાલવા લાગ્યો, પણ બોલાવવાની હિમ્મત તો ન આવી. મેં જરા પડખે રહી જોઇ લીધું તો, તેમની આંખો બહુ રડવાથી સૂઝી જવા આવી'તી, ચ્હેરો તદ્દન નિસ્તેજ જેવો લાગતો હતો, અને વારેવારે દીર્ઘ નિઃશ્વાસપર નિઃશ્વાસ નીકળી જતા હતા. તેમની આવી અવદશાથી મને બહુ લાગી આવ્યું. પણ શું કરૂં? લાચાર! એ આંતર—વ્યથા મટાડવાને મારી પાસે કંઇયે ઉપાય નહોતો. નિદાન,

આમને આમ ફરતાં ફરતાં આખરે તેમણે મારી સ્હામે જોયું તો, ખરૂં, અને મૌનભંગ થતાં નિરાશાથી ભારે સાદે કહ્યું:–ભાઇ વિશ્વેશ ! ત્યારે શું હવે મારા છોટુનો પત્તો નહિ જ લાગે કે ?

આમ કહેતાં કહેતાં જ તેમની આંખે ફરી ઝળઝળીયાં ભરાઇ આવ્યાં, અને મારી પણ તેજ દશા થઇ.

મેં ધીરજ આપતાં શાન્તિથી પ્રત્યુત્તર આપ્યોઃ–મહાશય આપ એટલી બધી ચિંતા ન કરો. પ્રભુ કરશે તો તેનો જલદીથી જ પત્તો લાગવાનો, અને છોટુભાઇ હેમખેમ પાછા ઘેર ફરવાના.

મુનશીજી—મેં ઇન્સપેક્ટર ઇનાયતખાંને બોલાવવાને ગાડી મોકલાવી છે, જોઇયે હવે તે આવીને શા સમાચાર આપે છે ?

કંઇ પણ જવાબ ન આપતાં હું ત્યાં જ ઊભો તો, તેટલામાં ગાડીના પૈડાનો ઘરવાટ—અવાજ બગીચાના પ્રવેશદ્વાર આગળ સંભળાયો. મુનશીજી ઇન્સપેક્ટરને પોતાના રૂમમાં લઇ આવવાની મને આજ્ઞા આપી ત્યાંથી તરત ચાલી ગયા.

ગાડી દરવાજે જ ઊભી રહી. એટલે હું ઇન્સપેક્ટર સાહેબને સ્હામે લેવા ગયો, અને અંગ્રેજી રીત રિવાજ મુજબ હસ્તધુનન ( Shake hand) કરી તેમને મુનશીજીના રૂમમાં લઈ આવ્યો.

મુનશીજીએ ઊભા થઇ સભ્યતાથી તેનો આદરસત્કાર કરી એક ખુરશીપર બેસાડયા, અને અતિ આતુરતાથી પૂછ્યું:—

" કયોં જનાબ ! ક્યા ખબર હય. કુછ પત્તા લગાકિ ?

તેણે ઉર્દુ મિશ્રિત જબાને હિન્દીમાં જ જવાબ આપ્યો:–" જનાબ, આપ જરા સબ્રકા અખ્તિયાર કરેં; અગર ખુદાને ચાહાતો આપકા લડકા બહુત જલ્દ આપકે પાસ આ જાયગા. મેંને અપને આલા હાકિમસેં ઇસ અગ્રકી ખબર કરકે કંઈ જાસૂસ લડકેકી ખોજકે લિયે ઇધર ઉધર રવાને કિયે હૈં, પસ અગર વહ જિન્દઃ હોગા તો બહુત જલ્દ ઉસકા પતા લગ જાયગા.

આ પ્રમાણે પ્રસંગોપાત બે ચાર વાતો કરીને ઇન્સપેક્ટર ઇનાયતખાં ઉઠવા લાગ્યો, ત્યાં મુનશીજીએ તેને ખાસ ભલામણ કરતાં કહ્યું:—દેખિયે, જનાબ ! ચાહે જિતને રૂપએ ખર્ચ હોં, પર લડકેકા પતા લગના ચાહિએ.

ઈનાયતખાં—આપ બેફિક્ર રહેં, ખુદાને ચાહા તો બહુત જલ્દ ઉસકા પતા લગ જાયગા.

એટલું કહી ઇન્સપેક્ટર સાહેબ સાહેબજી કરી ત્યાંથી ચાલતા થયા

અને દરવાજે આવીને ગાડીમાં ગોઠવાયા; ત્યાર બાદ મુનશીજી ઘરમાં આ-વ્યા, અને આક્રન્દ કરતાં બૈરાંઓને સમજાવીને કહેવા લાગ્યાઃ—સૌ કોઈ ધીરજ રાખો. ઇન્સપેક્ટર હમણા જ આવ્યો'તો, અને તે આશાજનક સમાચાર આપતો'તો કે, છોટુનો જલદીજ પતો લાગી જશે. કંઇ ચિંતા કરવા જેવું નથી. સૌ કોઇનાં ધગધગતા હૈયાં આ આશ્વાસનથી કંઇક ટાઢાં પડયાં અને બધાંય સાથે જ બોલી ઉઠયાંઃ—" ભગવાન કરે ને એને બાપડાને જશ મળે.

પણુ હું તો બધું મનમાં સમજતો'તો કે, છોટુનો પતો લગાડવાને કોઇક બીજી કારિગીરી કરવી પડશે.

થયું સૌ કોઇ ખાવા પીવાની ખટપટમાં પડી ગયાં. અને હુંય જમીને મારા ખંડમાં ચાલ્યો આવ્યો.

આજે કંઇ મારા હૃદયની બેચેનીનો પારાવાર હતો. ઘડીકમાં એમ વિચાર થઇ ગયો કે, બસ, હવે અહીંથી ચાલ્યા જવામાં જ સાર છે. કારણુકે, મનોરમા, જેવી મનોહરી, યુવતિ અને રસિકા પ્રેમમયી છે, અને તે જે હાવભાવથી સાવ ઘેલીતૂર થઇને મારી પાછળ પડી છે,તેવી દુર્દમનીય અવદશામાં તે હું કયાં સુધી અણીશુદ્ધ નિષ્કલંક રહીશ વારૂ ? અરે જ્યાં મોટા મોટા જોગી, જતી, વનવાસી, અને તપસ્વીઓનાં અડગ હૃદય પણુ મુગ્ધાક્ષીઓનાં કામણુ ભર્યાં નેત્ર કટાક્ષથી વિંધાઇ છિન્ન ભિન્ન થઇને ડોલાયમાન થઇ ગયાં, ત્યાં મારી તે શી વિશાત ભલા ?

" રાજર્ષિ ભૃર્તુહરિ મહારાજ યથાર્થજ કહે છે કે,—

" **मुग्धाक्षी क्षण वीक्षि तस्य नहि मे वैद्यो न चा प्यौषधम्** ॥

અર્થાત મુગ્ધાક્ષીઓનાં નયનશરથી આરપાર ભેદાઇ ગયેલાં દર્દી હૃદયનું જગતભરમાં ન તો કોઇ અકસીર ઐાષધ છે, કે નથી કોઇ યશસ્વી કુશળ વૈદ્યરાજનુંય અસ્તિત્વ.

" વળી જેના નિરંતર સહવાસથી ઘડીક આત્મ દુઃખ પણુ વિસારે પડતું તેવા નિર્દોષ અને પરમ પ્રસન્નચિત્ત મિત્ર છોટુનો આકસ્મિક વિયોગ પણુ હૃદયમાં અતિશય સાલતો'તો. તેના વગરનું એકલુ અટુલું મારૂં જીવન કારાગ્રહમાં પડેલા કંઇક કેદીના જેવું કટુ લાગતું'તું.

" હૃદય સાગરમાં આમ અનેકાનેક તરંગ લહરીઓ એક પછી એક લહેરાવા લાગી. જરીકમાં ફરી ચમનને ત્યાં, તો પળવારમાં પાછું મોસાળે જવાની ધુન આવી જતી'તી, પણુ એ ધુનના તે શા ભરોસા ? આખરે હતો ત્યાં નો ત્યાંજ રહેવાનો નિશ્ચય થઇ ગયો. જ્યાં દીર્ઘદૃષ્ટિથી

વિચારી જોયું તો મારે મુનસીજીને ત્યાં હજી ઘણું કરવાનું બાકી રહી જ તું'તું. ગમે તેમ પણ મારા પાલકોના ઋણમાંથી કોઈ પણ ભોગે મુક્ત થવાની મારી પહેલી ફરજ હતી. જાણે કે પહેલાં તો મનોરમાને ઠેકાણે લાવવી'તી, બીજું ચંચળા અને ભોગીલાલને છૂટા પાડવાં 'તાં અને ત્રીજું પ્રાણાન્તે પણ પરમપ્રિય મિત્ર છોટુનો પતો મેળવવો'તો.

જ્યારે આટલાં બધાં વાનાં સંપૂર્ણતાથી પાર ઉતરે, ત્યારે મારો છૂટકો થાય એમ હતું. ખેર ! એ તો "દાનેદાનેપર ખાનેવાલાકા નામ લિખાહય" એની પેઠે હજીય મારૂં અન્નજળ આજ ઘરમાં હશે તો ? પ્રભુની જેવી ઇચ્છા, થવું હોય તેમ થાય.

આ વિચાર વિમાસણમાં આખો દિવસ વીતી ગયો. અને રાત પડી ગઇ. ' ભટજીને બોલાવી મારે વાળુ નથી કરવું એટલું કહી બગીચામાં જ જરા લટાર મારવા ઉતરી પડયો, અને થોડીવારે ફરી મારા ખંડમાં આવી પથારીમાં પડયો.

# દર્શન ૧૩ મું.

## —ચંચળાની ચિંતા—



પ્રભુ કૃપાયે જરા વારમાં જ મને ઉંઘ તો આવી ગઈ પણ પથારીમાં પડતાં પહેલાં બારણાં બંધ કરવાનું હું ભૂલી ગયો'તો. મધરાત પછી લગભગ બે અઢીને સુમારે મારી ઊંઘ ઉડી ગઇ, અને જોયું તો મનોરમા પોતાના કમળદંડ જેવા કોમળ હસ્તથી ધીરે ધીરે મારા પગ દાબતી'તી.

" હું વસ્તુસ્થિતિ સમજી ગયો કે, ઉઘાડાં બારણાંનો લાભ લઇને જ તે અંદર ચાલી આવી'તી, અને બારી બારણાં બંધ કરી હઇ મને જગાડવાને ચરણ સેવા કરતી બેઠી હતી. તેની આવી ઘેલછાભરી મૂર્ખતા પર મને ખેદ ઉત્પન્ન થયો, પણ ખરીરીતે જોતાં તો તેમાં મારી જ પોતાની ભૂલ હતી. જો હું બારણાં બંધ કરીને જ સૂઇ ગયો હત તો તે અંદર ક્યાંથી આવી શકતે વારૂ ?

મેં શંકમંદ દૃષ્ટિથી પહેલાં તો મારા ટ્રન્ક રાખવાના સ્થાન પ્રતિ જોયું તો તે ત્યાં જ પડેલી માલમ પડી. પથારીમાંથી ઊઠી હું એક ખુરસીમાં ગોઠવાયો અને કંઇક કચવાટથી. તેને પ્રશ્ન કર્યો. કેમ મનોરમા ! આજ વળી આવી વેળા અહીં શા માટે આવ્યાં ?

તેણે સહજ હસીને ઉત્તર આપ્યોઃ-ત્યારે તમારા સિવાય તે વળી બીજા કોની પાસે જવું વારૂ ?

મેં દુભાતા દિલથી કહ્યુંઃ-મનોરમા ! તમે તે કોઇ મારા પૂર્વ ભવના વૈરિણી છો ?

તેણે વિકારવશ હૃદયોદ્દગાર કહાડયાઃ-વાહ ! વાહ ! વિશ્વેશ ! એ તે શી વાત કરોછો ? હું તો તમારી ચરણરજ પ્રેમઘેલડી !

મેંઃ—મનોરમા ! મારા જેવા અનાથ બ્રાહ્મણને વધુવાર સતાવવામાં તમને શો ફાયદો છે તે કંઇ કહેશો કે ? શું હું અહીંથી ચાલ્યો જઇશ તેમાં તમે રાજી થશો ?

મનોરમા—ચાલ્યા તે ક્યાં જશો મારા પંડિત પ્રવર ! સાંભળો જેમ તમારે કોઇ નથી તેમ મારૂં પણ બીજું કોણ બેઠું છે ? એટલે આવી સમાનાવસ્થામાં તમે મારા અને હું તમારી'સ્તો, તમે શા માટે મુંઝાવ છો મારા મોહન ! આજ્ઞા કરો એટલી જ વાર, કહો ત્યાં તમારી સાથે આવવાને તૈયાર છું.

મેં—મારી સાથે ક્યાં ચાલશો વારૂ ?

મનોરમા—તમે કહેશો ત્યાં, વર્ણી સદા સર્વથા તમારી ઇચ્છાને અનુસરી તમારી જીવન સહચરી થઇને રહીશ. વળી આપણા બન્નેનો રીતસર નિર્વાહ થઇ શકે, તેટલી જોગવઇ તો હમણા પણ મારી પાસે તૈયાર જ છે. પછી તમારે શો વાંધો રહ્યો ?

મેં—તમારૂં કહેવું કદાચ અક્ષરશઃ સાચુંય હોય,પણ તમારી ઇચ્છાને અનુસરવાથી મારા પિતા તુલ્ય મુનશીજીને વિશ્વાસઘાત થાય તેનું શું ? જેણે, એક રસ્તે રખડતા અનાથને આશ્રય આપી પુત્રવત્ પોષણ કર્યું, તેનાથી પ્રવંચના કરી કરેલા ઉપકારોનો બદલો આમ અપકારોથી જ વાળી જગતમાં મારે પછી મ્હોડું કોને બતાવવું ? એટલેજ કરગરીને કહું છું કે તમે મારો પીછો છોડી દો.

મારી લગોલગ આવી હસીને તેણે પ્રત્યુત્તર આપ્યોઃ-વિશ્વેશ ! આટલી બધી માથાફોડ પછી પણ તમારા પથ્થર હૃદયમાં મારે માટે પ્રેમભાવનાનો ઉદય નથી થતો ? શું તમારા જેવા સુહૃદ અને સોહામણા

યુવકથી પ્રેમરસ સર્વથા અજાણ્યો જ હશે? એટલું કહી તેણે મારા ડાબા હાથને પોતાના બન્ને નાજુક કરમાં દબાવી દીધો. પણ મેં બળ જોરીથી મારા હાથને છૂટો કરતાં કુપિત થઇને કહ્યું:—ઘેલાં મનોરમા! તમને આટલું આટલું સમજાવ્યા છતાંય આત્મભાન ન આવ્યું? જુઓ હવે તમે કંઇ અણુસમજ નાદાન ન કહેવાઓ. પણ સારાસારને સારી રીતે સમજી શકો તેવાં છો. તમે નક્કી જાણો કે, વિશ્વવ્યાપક પરમાત્મા અલક્ષિતપણે સંસારભરનાં ભલાં બુરાં બધાં કાર્યોને જાણી શકે એવો સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છે. એટલે તે પુણ્યાત્માઓને પુરસ્કાર અને પાપાત્મ-નોને દંડી શકે છે. મનોરમા! જરા વિચાર તો કરો કે તમે બાળવિધવા હઈ, જીવનભરમાં પતિ સમાગમ સુખનો ગન્ધ માત્ર પણ ન લઇ શક્યાં તે તમારા પૂર્વજન્મના કોઇ અઘોર પાતકનું જ પરિણામ હોવું જોઇયે, અને હવે પછી જો આ જન્મમાં વૈધવ્યવ્રત્તનોય ભંગ કરશો તો તેનું પરિણામ પુનર્જન્મે પણ તમારે ભોગવવા વગર છૂટકો નથી.

સાંભળો મનોરમા! સંસારમાં સૌ કોઇને ઇચ્છિત સુખ પ્રાપ્ત તો થતુંજ નથી. કારણ કે પ્રત્યેક પામર જીવને કર્મફલના ભોક્તા થવું જ પડે છે. તેવી જ રીતે તમે પૂર્વ જન્માર્જિત પાપનું ફળ આ જન્મે તો ભોગવો જ છો, તો પછીસુબુદ્ધિથી હવે પુનર્જન્મને માટે પુણ્યનો–સંચય કરોને! તેમા તમારૂં કલ્યાણ છે. શું તમે આટલુંય નથી જાણતાં કે ભડકતી આગમાં હાથ નાખવાથી તો જરૂર દઝાય જ. અરે! દીવો લઇને કૂવામાં પડવું એના જેવું અજ્ઞાન તે બીજું કયું વારૂ? કર્માનુસાર વૈધવ્ય જેવા અસહ્ય દુ:ખથીય તમે તમારૂં વર્તમાન પાપાચરણ ન અટકાવી શકો તો તો પછી તમારૂં દુર્ભાગ્યજ જાણવું! કહો હવે એથી અદકું તે તમને હું શું સમજાવું? જુઓ, હજી કંઇયે બગડયું નથી, તો આટલેથી જ સંતોષ માની જીવન સુધારણાનું મહદ્ કાર્ય હજી હાથમાં લેશો તો આ ભવ અને પરભવ બંનેને સુધારી શકશો.

આજના મારા આ સચોટ ઉપદેશની તેના મનપર સારી અસર થઈ હોય એમ એના મુખમંડળના પરિવર્ત્તિત ભાવોપરથી જણાયા વિના રહ્યું નહિ. મેં પ્રભુનો પાડ માન્યો, અને પુનઃ વ્યાખ્યાનના અપૂર્ણ વિષયને હાથમાં લીધો. મનોરમા! એતો તમારે નિશ્ચયાત્મક, માની લેવું કે:—ચંચળા અને ભોગીલાલના પાપાચરણનું પરિણામ તો મોડું વ્હેલું પણ અંતમાં તો બહુ જ બુરૂં આવવાનું, જેવી રીતે તમેય અર્ધી રાતે આમ અભિસારિકાની પેઠે મારી પાસે એકાંતમાં આવજાવ કરો છો, તેવી જ રીતે એ બંને પાપીઓ પણ પરસ્પર રોજના રોજ મળી મોજ

શોખ ઉડાવી રહ્યાં છે. સંભવ છે કે આજે પણ તેઓ સાથેજ હોવાં જોઈએ.

આ વાતથી તેને તે દિવસના સંકેતનું ફરી સ્ફુરણ થઇ આવ્યું એટલે તેણે આતુરતાથી કહ્યું. હા, હા, ભલું યાદ આવ્યું તે દહાડે મને તમે કહેતા'તા કે ત્રનેય તેઓનાં પાપચરણ પ્રત્યક્ષ કરાવીશ. જો આજ બની શકતું હોય તો તે મને બતાવોને !

મેં—ત્યારે જરીક અહીં જ ઉભાં રહો હું બહાર જઇને જોઇ આવું.

મીણબતીને ઠારી નાંખી હું બહાર આવ્યો. અને ચંચળાના ખંડમાં ઝીણી આંખે બારીની ફાટમાંથી જોઇ લીધું તો લંપટ ભોગીલાલ ત્યાંઆવી પહોંચ્યો'તો. હું પાછો ફર્યો, અને મનોરમાને સાથે લઇ પેલી બારીની ફાટમાંથીઅમે બંને જણાં આ દૃસ્યનું સખેદાશ્ચર્ય અવલોકન કરવા લાગ્યાં.

જરા વાર રહીને ચંચળાએ મુનીમ ભોગીલાલની તરફ જોયું અને શંકિત હ્રદયથી પ્રશ્ન કર્યો:—" તમે માનો તેના સમ છે સાચું કહો કે મ્હારા છોટુને તમે ક્યાં નસાડી મૂક્યો ? "

પાજી મુનીમે અટ્ટ હાસ્ય કરતાં કરેડો જવાબ આપ્યો:—" ફરી તેની તેજ વાત કે ? વિચાર તો કર કે કદાચ બે ચાર દિવસમાં મુનશીજીનાએ છોટુના જેવા હાલ થાય ! તો પછી ત્હારા સિવાય આ ઘરનું બીજું માલિકજ કોણ છે ? "

બહારથી આ દસ્યને ચોરી છુપીથી જોતી; આ બન્ને વચ્ચેનો વાર્તાલાપ સાંભળતી મનોરમા ભોગીલાલાલના આ છેલ્લા જવાબથી કમ્પી ઉઠી પણ મ્હેં તેની પીઠે હાથ દઇ શાન્ત રહેવા સુચના કરી.

ભોગીલાલની આ ભયંકર વાત સાંભળી ચંચળાએ કહ્યું:—" વારૂં ત્યારે એમ પણ કાં નથી કહી દેતા કે આ ઘરનો સર્વ નાશ કરી ઔરંગઝેબની પેઠે તમારે સર્વસ્વના એકલા માલીક થવું છે.

ભોગીલાલ:—" પણ ત્હાંરા વગર આ બધી સમ્પતિ મ્હારેથી કંઈ એકલાથી ભોગવાય ? ત્હારૂં તે સર્વસ્વ મ્હારૂં અને મ્હારૂં તે સર્વસ્વ ત્હારૂં એમાં શંકાને સ્થાનજ ક્યાં છે. ? "

ચંચળા:—નહિ, નહિ, હવે એવા તુચ્છ ભોગ વિલાસને હું નથી ચાહતી, સમજ્યા ? યદિ તમારે મારી સાથેનો સિધો સંબંધ રાખવો હોય તો છોટુને ગમે ત્યાંથી ઝટ પાછો લાવી દો નહિતો પછી આજથી તમારે ને મ્હારે આ છેલ્લોજ મેળાપ છે એમ સમજજો.

નિર્દય ભોગીલાલે કંઇક હસીને કહ્યું:—વ્હાલી ચંચળા ! તું શા માટે મ્હારાથી આમ નારાજ થઇ જાય છે ?

ચંચળા:—રાજી થવા જેવું તમે રાખ્યું છે જ શું ?




જોશો શું કપાળ! હાય હાય! હવે હું મારૂં કાળું મોઢું કોને બતાવી શકીશ?

( જુઓ પાનું ૯૧ )

Lakshmi Art, Bombay

# —દર્શન ૧૩ મું.—(ચાલુ)

## —ચંચળાની ચિન્તા.—



જરાવાર રહીને ચંચળાએ મુનીમ ભોગીલાલની તરફ જોયું અને શંકિત હૃદયથી પ્રશ્ન કર્યો:—"ભોગીલાલ ! તમે માનો તેના સમ છે. સાચું કહો કે મ્હારા છોટુને તમે ક્યાં નસાડી મૂક્યો ?

પાજી મુનીમે અટ્ટહાસ્ય કરતાં કરડો જવાબ આપ્યો:—"ફરી તેની તેજ વાત કે ? વિચાર તો કર કે કદાચ બે ચાર દિવસમાં મુનશીજીનાએ છોટુના જેવા હાલ થાય તો પછી ત્હારા સિવાય આ ઘરનું માલિકજ કોણ છે ?"

બહારથી આ દૃશ્યને ચોરી છુપીથી જોતી આ બન્ને વચ્ચેનો વાર્તાલાપ સાંભળતી મનોરમા તો ભોગીલાલના આ છેલ્લા જવાબથી કમ્પી ઉઠી. પણ મ્હેં તેને શાન્ત રહેવા સુચના કરી.

ભોગીલાલની આ ભયંકર વાત સાંભળી ચંચળાએ કહ્યું:—વારૂ ! ત્યારે એમ પણ કાં નથી કહી દેતા કે આ ઘરનો સર્વ નાશ કરી ઔરંગઝેબની પેઠે ત્હમારે સર્વસ્વના એકલા માલિક થવું છે.

**ભોગીલાલ:**—પણ ત્હારા વગર આ બધી સંપતિ મ્હારેથી એકલાથી ભોગવાય ? ત્હારૂં તે સર્વસ્વ મ્હારૂં અને મ્હારૂં તે સર્વસ્વ ત્હારૂં એમાં શંકાને સ્થાનજ ક્યાં છે ?

**ચંચળા:**—નહિ, નહિ, હવે એવા તુચ્છ ભોગ વિલાસને હું નથી ચાહતી. યદિ તમારે મારી સાથેનો સીધો સંબંધ રાખવો હોય તો છોટુને ગમે ત્યાંથી ઝટ પાછો લાવી દો, નહિ તો પછી આજથી તમારે ને મ્હારે આ છેલ્લોજ મેળાપ છે એમ સમજજો.

નિર્દય ભોગીલાલે કંઇક હસીને કહ્યું:—વ્હાલી ચંચળા ! તુ શા માટે મ્હારાથી આમ નારાજ થઇ જાય છે ?

**ચંચળા:**—રાજી થવા જેવું ત્હમે રાખ્યું છે જ શું ?

**ભોગીલાલ:**—અરે પણ મ્હને શી ખબર કે છોટુ ક્યાં ગયો ?

ચંચળાઃ—તદ્દન જુઠું.

" ત્હારા જીવના સમ ખાઇને કહું છું કે છોટુના સંબંધમાં હું રજ માત્ર પણ જાણતો નથી. "

આમ કહેતો ઉઠીને ઉભો થયો અને ચંચળાનાં બન્ને બાવડાંને પકડી પલંગપર ખેંચી લાવ્યો.

" ત્યારે ત્હમે કંઈ તર્ક કરી શકો છો કે છોટુ કયાં ગયો હોવો જોઈએ ? " પલંગપર બેસતાં ઉદાસીનતાથી ચંચળાએ પૂછયું.

" એ બધાં કારસ્તાન પેલા વિશ્વેશનાં છે વિશ્વેશનાં ! " કુટીલ-ભોગીલાલે મ્હાઈ્જ વાટવા માંડયું.

" તે કેમ ? "

" શું ત્યારે ત્હારે સાચી હકીકત સાંભળવી છે ?

" અવશ્ય. "

" સાંભળ ત્યારે વિશ્વેશે ! આ ઘરમાં પ્રવેશ કર્યા પછી છોટુને રંડીબાજીનો નાદ લગાડયો એટલે છોટુ એક વેશ્યાની ખુબસુરત યુવાન છોડીને સાથે લઇ અહીંથી કયાંક પલાયન કરી ગયો છે. જો કદી આ બાબતની પેલી છોડીના લાગતા વળગતા તરફથી પોલીસ સ્ટેશન પર ખબર કરવામાં આવે તો તેનું પરિણામ શું આવે ?" દુષ્ટ ભોગીલાલે ચંચળાને સમજાવવા આવું હડહડતું જુઠાણું ફેંકી દીધું.

પ્રિય પાઠક ! વિચાર તો કરો કે રાક્ષસોને માટે આ જગત્માં અ-કાર્ય વા અદસ્ય જેવું રહે છે શું ? આ બન્ને વચ્ચે થતું સંભાષણ શ્રવણ કરતાં બાપડી મનોરમા પણ મ્હારી પેઠે ભયભીત બની ગઇ. અસ્તુ.

" શું તમે આ બધું સાચુંજ કહો છો ? " ચંચળાએ સાશ્ચર્ય મુખમુદ્રાએ પૂછયું.

" તું શાન્તિથી સાંભળ તો ખરી, પણ ખબરદાર ત્હારી મ્હારી વચ્ચે-નો આ વાર્તાલાપ ત્રીજે કાને ન જવો જોઇએ હો ! તું જોઇ શકીશ કે ત્રણ ચાર દહાડામાં જ આ મ્હારૂં કથન સાચું ઠરે છે કે નહિ ? " ભોગી-લાલ હજી આગળ બોલવા જતો હતો તેવામાં તે ખંડના એક અંતર્ગત બારણામાંથી મટુએ હાથમાં દારૂની બોટલ તથા બે પ્યાલા સાથે પ્રવેશ કર્યો. પ્યાલા તથા બાટલી સંભાળથી ટેબલ પર ગોઠવી દઇ ભોગીલાલની તરફ જોઇ હસતી હસતી તે ઝટ પાછી ચાલી ગઇ. અરેરે ! મટુને જોતાં જ હું તો આભોજ બની ગયો અને સ્વગત કહેવા લાગ્યો. " મેલ કરવત મોચીનો મોચી " એ લોકોક્તિ પ્રમાણે મટુની સ્થિતિમાં કંઇ રૂપાન્તર

થયેલું જણાતું નહોતું. હજી તે એવીને એવી જ પાપ ચરિત્રા રહી. એ રાંડ કુટણીએ મ્હારા બ્રાહ્મણના પગે હાથ મૂકી સમ ખાધા એ બધું પ્રસંગોપાત મિથ્યા ડોળ જેવું જ હતું. મટુને ચંચળાના વિલાસગૃહમાં આવેલી જોઇ મ્હારી પેઠે મનોરમા પણ આશ્ચર્યચકિત થઇ ગઇ. કારણ તેને જોઇને જ મનોરમાના મુખાર વિંદપર એવું તો અદ્‌ભુત પરિવર્તન થઈ ગયું કે અંધારૂં છતાંય એ મ્હોડાપરના ભાવ હું કંઇક સમજી શકયો ખરો. નિદાન ભોગીલાલે બાટલીનું બુચ ખોલી સુરાદેવીને એક પ્યાલામાં પધરાવી ચંચળાની સામે ધરી. ભલા પ્રિયતમના હાથને તે પાછો વળાય કે ? કંઈ પણ આનાકાની કરવા વગર ચંચળા તે ગટગટાવી ગઇ અને વળતો ચંચળાએ પણ સુરાપુરસ્કારનો તેવો જ સત્કાર કર્યા પછી કંઈક ઘેરાયલા અવાજે ભોગીલાલને કહ્યું:—" પણ બીજું કહું. મારા તો હવે પુરા જ ભોગ ફરી વળ્યા. "

" કેમ શું થયું ? "

" એટલા બધા તમે આ બાબતથી અજાણ્યા છો એ તો મેં આજે જ જાણ્યું. " ઉદાસ થઇને ચંચળાએ જણાવ્યું.

" પણ વાત શી છે ? તે જરા ખુલાસાવાર કહેને કે ઝટ સમજાય. "

" મ્હને દહાડા રહ્યા છે. " જાણે કે ભીંતોને પણ કાન હોય તેવી રીતે ખંડમાં ચોમેર સંકિત દૃષ્ટિપાત કરતાં ચંચળાએ કંઇક હળવેથી ખુલાસો કર્યો.

આ અકસ્માત વીજળી પડવાથી મારૂં તો કલેજું ધડકવા લાગ્યું અને મનોરમાની પણ તેવી જ દશા થઇ; જ્યારે ભોગીલાલની મુખમુદ્રાપરથી પણ જણાતું હતું કે તે હૃદયગત્ કૃત્રિમતાથી ભયને છુપાવતો કંઇ નિર્ભય રહ્યો નહોતો.

" શું કહે છે ? ત્હને દહાડા રહ્યા ? અરે ! ત્યારે તો સત્યાનાશ "

" હમણા પાંચમો માસ ચાલે છે. આજ વેર સુધી ખાલી ઢોંગ કરતી હું મહિને મહિને દૂર બેસતી પણ હવે કેટલા દહાડા સુધી લોકોની આંખોમાં આમ ધૂળ નાખી શકાશે ? એક દહાડે નકકી આ ગ્રહણ મારાપર તૂટી જ પડવાનું.

ક્ષણેક વિચાર કર્યા પછી ભોગીલાલે તેને ધીરજ આપતાં કહ્યું:—" ગભરા નહિ. ચંચળા ! ગ્રહણ લાગશે ત્યારે જોઇ લઈશું. "

" જોશો શું કપાળ ! હાય હાય ! હવે હું મ્હારૂં કાળું મોઢું કોને બતાવી શકીશ ? હે પ્રભુ ! આખરે મ્હારા નશીબમાં આ દુઃખના દહાડા ભોગવવાનું લખ્યું હશે—વિલાસ ભારની પ્રીતિ જંજાળમાં ફસાઇ પડી મ્હેં

પરિણામનો પહેલેથી જ કશો વિચાર ન કર્યો તેમાં વિધીને પણ શું દોષ દઉં ? ખેર મ્હારા માટે તો હવે આત્મઘાત સિવાય અન્ય કોઇઉપાય મને સુઝતો નથી. વારૂ કૃપા કરીને તમે મને થોડું ઝેર લાવી આપશો ? ભાવિ દુઃખથી અને કંઇક દારૂના નિશાથી ઉન્માદિની થઈ ગયેલી ચંચળાએ ભોગીલાલને આર્જવ કરતાં કહ્યું.

લંપટ ભોગીલાલની આ વખતે એવી અવદશા હતી કે તેના શરીરૂપર તરવારના પ્રહાર પર પ્રહાર કરવામાં આવે તોપણ લોહીનું એક ટીપુંય ન પડે. આ નર રાક્ષસ તો ઉલટો ચંચળાની આ કુંભના ચંદ્રમાની—ગર્ભાવસ્થાથી પ્રસન્ન થયો અને મનમાંને મનમાં ખુબ મલકાવા લાગ્યો. સારૂં થયું. આપણે ગોઠવેલી શેત્રંજની બાજી હવે આપણા જ પક્ષને વિજય અપાવશે. ગમે તેમ તોય કોમળ હૃદયની મનોરમાને આ બધું પ્રત્યક્ષ જોતાં કરૂણા અને ભય મિશ્રિત દૃશ્ય જોવાનું સામ્યર્થ નહોતું. આ વાતથી મને મોટો લાભ તો એ થયો કે ચંચળાની યારીનું પ્રત્યક્ષ પરિણામ ) તેને હવે પછી સન્માર્ગે દોરવાને સુબુદ્ધિ આપે.

ચંચળાઃ—કાં કાંઇ બોલ્યા નહિ જરા ઝેર લાવી દેશોને ?

" જો વ્હાલી ! એમાં મારો તે કંઇ વાંક છે ? પોતપોતાનાં કર્મોનાં ફળ તો સૌ કોઇને ભોગવવાં પડે છે. પણ ગુપ્ત પ્રેમનું પરિણામ ( સંતાન પ્રસવ ) ઘણું ભયંકર હોય છે. હવે તો કોઈ પ્રકારે પણ આ ગ્રહણને ટાળતું કરી દેવું જોઇએ" બનાવટી ઉદાસીનતાથી ભોગીલાલે આશ્વાસન આપવા જેવા ડોળથી જવાબ આપ્યો.

" મ્હારી આબરૂ બચાવવાનો એ ઝેર સિવાય બીજો કોઈ પણ ઇલાજ નથી માટે ગમે તેમ કરીને મ્હને હમણા ઝેર લાવી દો. "

" ધીરજ નહિ મૂક, ચંચળા ! સૌ સારૂં થઇ રહેશે. "

" છટ, છટ, હવે ધીરજ રાખવાનું કહો છો ? હવે તો આત્મઘાત કરીને આ પાપી દુનિયામાંથી સદાને માટે વિદાય થવું જ મ્હને સારૂં લાગે છે. જુઓ ભોગીલાલ ! ત્હમારી પાછળ મ્હેં મ્હારૂં સર્વ કાંઈ ગુમાવ્યું. આબરૂ ગઇ, પૈસા ગયા, ધર્મ, કર્મ અને શર્મ બધું જતું રહ્યું. આ લોક અને પરલોક ઉભયથી ભ્રષ્ટ થઇ ત્રિશંકુની પેઠે અધરજ લટકતી રહી અને અંતમાં પ્રાણ જવાનો હવે વારો આવે છે. હવે આવા કલંકિત જીવનમાં રસ ન રહ્યો. હાય હાય ! જે વિષયસુખની તીવ્ર લાલસામાં મ્હેં આ હળાહળનું પાન કર્યું તેની જવાળાથી આત્મઘાત પછી હું સર્વથા મુક્ત થઇ જઈશ. કારણ **विषस्य विष मौषधम्** અરેરે ! મ્હેં પાપીણીએ હાથે કરી આ સ્વર્ગાગારમાં પાપાચરણથી નર્કાગાર જેવું કરી મૂક્યું અને આજન્મ

કલંકની કાળી ટીલી કપાળે રહી તે કંઈ હવે ભુસાય છે? બસએજ નિર્ણય! એજ છેલ્લી ઇચ્છા! ભોગીલાલ! જરાકહો તો ખરા કે મ્હારા આ હૃદયદાહનો બીજો કોઇ ઉપાય છે કે?

દારૂડીયા ભોગીલાલે તેજ વખતે એક બીજો ગ્લાસ દારૂથી ભર્યો અને તે હાથમાં લઈ ચંચળા સામે કરતાં કહ્યું:—આ વેળા આના કરતાં બીજો ઉપાયમને સૂઝતો નથી થયું ન થવાનું નથી. હવે વ્યર્થ અફસોસ કરવાથી શો ફાયદો? સાંભળ હું કહું તે પ્રમાણે એક કામ કર. તું કોઈ રીતે પણ બ્હાનું બતાવી અહીંથી તીર્થ સ્નાન કરવા જવા માટે ઘરમાંના સૌ કોઇ આગળ રોજનાઃરોજ ટકટક કરતી રહે. કોંકદિ ત્હારી વાત માન્ય થઇ તને તીર્થ સ્નાનનો સુયોગ મળશે એટલે ત્યાં જવાથી ગર્ભપાત કોઇ ન જાણે તેમ થઇ શકશે. પછી હેમખેમ પાછી આવતી રહે અને પાછી જેમની તેમ આનંદ મોજ ઉડાવ.

ચંચળા સર્વાંગ ધ્રુજી ઉઠીઃ—હાય હાય! એક પાપને ઢાંકવાને ખાતર બીજું પાપ કરવાની આ સલાહ આપવી તમારા માટે લાયક છે કે ભોગીલાલ! આવા આપત્તિના સમયે તો તમારે મને વિચારશીલ અને સારી સલાહ આપવી જોઇએ. તેને ઠેકાણે પતિત પાવન તીર્થતટોને મારા સર્વ પાપોનું પ્રક્ષાલન કરવાના સાધનભુત બનાવી તેના સનાતન મહીમા પરંપરાનો નાશ કરાવવો એના જેવું અતિ નિન્દનીય બીજું શું હોઇ શકે? વળી મ્હારે આ બધું કોને આશરે કરવું?

ભોગીલાલ—કેમ તું તો બધુંય કરવાને શક્તિવાન છોને આજથી કરવા માંડ ઘરમાં ટકટક અને પછી ત્હારી માન્યતા પ્રમાણે એકાદ બે મહુ જેવી વિશ્વાસ લાયક નોકરડીઓને સાથે લઇ નીકળીજા; બાકી દવા વગેરેનો બધો બંદોબસ્ત હું કરીશ. ત્યાં બધું પતી જાય કે તરત પાછી ફરજે પણ ખુબ હોશિયારીથી કામ કરવાનું છે કે જેથી બીજાં કોઇને તેની ખબર ન પડે.

હાય હાય! ભ્રૂણહત્યા! હા દૈવ! નરપિશાચ ભોગીલાલની આ વાત સાંભળી હું ભયથી ધરણીપર ઢળી જવાની તૈયારીમાં હતો. પણ સમય સુચકતાથી મનોરમાએ મ્હને તેમાંથી બચાવી લીધો. થોડીવાર પછી મ્હેં વિચાર્યું કે અહાહા! સંસારભરમાં એક પ્રકારનાં નરપિશાચ પાપની પ્રક્રિયાઓ શું આવી જ રીતે કરતા રહેતા હશે? ખેર!

આ વાત તેની સાંભળી ચંચળા કંઇક સ્વસ્થ થઇ અને ધીરેથી બોલીઃ—"પણ આટલું કરતાં એ પાપ ન છુપાય તો પછી શું કરવું?

" ત્યારે તું જ કંઈ ઉપાય શોધી કાઢને !

" મ્હારી પાસે તો એ જ ઉપાય છે કે ત્હમારૂં પલ્લું પકડી ડાકણની પેઠે વળગી રહું "

" તારા આ ઢોંગ મ્હારા આગળ કંઇ ચાલવાના નહિ " નફ્ટ ભોગીલાલે તિરસ્કારથી તેની વાતનો અનાદર કરતાં સાફ જવાબ આપી દીધો.

" શું ત્યારે તમારી સ્વાર્થની જ પ્રીતિ હતી કે ?

" અને ત્યારે તું શું કહેવા માગે છે ? ત્હારી પાછળ મ્હારે પણ નર્કમાં ઘસડાવું કે ? "

" છટ છટ ! શું તમે એમ સમજોછો કે તમે નર્કાગારથી અણિશુદ્ધ બચી ગયા છો. એક અબળાથી આમ વિશ્વાસઘાત કરનારનું પ્રભુએ ભલું ન કરે એ યાદ રાખજો. મ્હારી પેઠે તમારા માટે પણ મોડા વ્હેલાં નર્કદ્વાર ખુલ્લાં જ છે. કદાચ અહીંથી મ્હારો તિરસ્કાર થશે તો ત્હમારૂં ઘર ક્યાં દૂર છે ? " ચંચળાએ ગુસ્સાના આવેશમાં પ્રતિવાદ કરતાં કહ્યું.

**ભોગીલાલ:**—ખબરદાર ! આવો ગાંડો વિચાર કોઇ દિવસ કરતી નહિ તને મારા ઘરમાં ઘાલી લોકોમાં મારો ફજેતો કરાવવો છે ?

**ચંચળા:**—( સરોષ ) તો પછી યારી શું કામ કરી ?

**ભોગીલાલ:**—' તેમાં યે પહેલ ત્હારી કે મ્હારી ?

**ચંચળા:**—" ધારો કે મ્હારી.

**ભોગીલાલ:**—થયું એટલે તું જ તેનાં ફળ ભોગવ.

**ચંચળા:**—" મજાનો બચાવ કર્યો.

**ભોગીલાલ:**—સાંભળ ચંચળા ! ગભરા નહિ. હું તને એવી ઉતમ દવા લાવી દઇશ કે તે ખાતાં જ ત્હારા ગર્ભનું પતન થઈ જશે. અને કોઇને કાંઈ ખબર નહિ પડે. અગર કદાચ કોઇના જાણવામાં આવી જાય અને કોઈ પુછે કે આ કોનું પેટ છે તો તારે કમબખ્ત વિશ્વેશનું નામ દઇ દેવું, જેનું પરિણામ એ આવશે કે નાલાયક વિશ્વેશનો પગ સદાને માટે આ ઘરમાંથી ટળતો થશે અને તારૂંય કંઇ નહિ બગડે. કારણ મુનશીજીના સ્વર્ગારોહણ પછી આ ઘરની એકલી અધિષ્ઠાત્રી તું જ થશે ને ! બસ એટલે પછી આપણે સદાને માટે ઘી કેળાં જ છે અને આ વિશ્વેશનું તો ટાઢા પાણીએ ખસ નીકળી ગયા જેવું થશે.

હાય હાય ! આ પાજી તો મ્હારો ટોટોયે તુરતમાં પીસી નાખવા તલપી રહ્યો છે. પ્રપંચજાળ પાથરી રહ્યો છે. પણ બેટા યાદ રાખજે કે ડાહ્યો કાગડો જેમ બેવડેદોરે બંધાય તેમ તને બંધું તો હું વિશ્વેશ ખરો !

ત્વરિત ગતિથી મ્હારા લોહીને ફરતું જોઈ મનોરમા આશ્ચર્યચકિતા થઇ મારા હાથને દબાવી શાન્ત થવાની ઇસારત કરવા લાગી.

કુટીલ મુનીમને આ પ્રમાણે સાંભળી લઇ ચંચળાએ કહ્યું:—વાહ! એ પણ ઠીક છે કે આપણા બે વચ્ચેના અત્યાચારમાં કોઇ અનાથ બ્રાહ્મણ કુમારનું અકારણ બળીદાન દેવું. એ અન્યાય પ્રભુથી તે કયાં સુધી સંખાશે વારૂ? મ્હારૂં તો હવે માથું ફરવા આવ્યું એટલે હું સૂઇ જાઉંછું કાલે તમે જરૂર આવજો અને સાથે પેલી દવા લાવવાનું ભૂલશો નહિ હો!

ચંચળા ત્યાંથી બીજાખંડમાં ચાલી ગઈ કે મટુએ તરત ત્યાં પ્રવેશ કર્યો. "ચાલો સાહેબ, ત્યારે હવે આપને ઠેકાણે પહોંચાડું." અધમાધમ ભોગીલાલે વિષયલંપટતાની હદ ઉલ્લંઘી મટુને બળજોરીથી ખેંચી બાથમાં લીધી અને તેના પ્રફુલ્લ રક્તથી તરવરતા માંસલ ગાલપર ઉપરાઉપરી બે ચાર ચુમ્બન લઇ લીધાં અને બગાપો કર્યો. "અફસોસ, મટુ! આજ તો વીલે મોઢે પાછા ફરવુંપડે છે." મટુ ઇચ્છા—અનિચ્છાએ પણ ક્ષણેક તો તેના દૃઢાલિંગનમાં રહી કંઇ પણ પ્રત્યુતર આપવા વગર તુરત છુટી પડી અને દીવાને ઠારી નાખ્યો અને ભોગીલાલને ચંચળાના વિલાસગૃહથી બહાર દોરી લાવી. ખંડમાં અંધારૂં થઇ ગયું. માત્ર પગરવ પરથી એમ સમજાયું કે મટુ ભોગીલાલને અહીંથીબહાર લઇ ગઇ. થોડીવાર તો અમે પણ ત્યાં ઉભાં રહ્યાં પણ ત્યાર પછી વ્યર્થ કાલક્ષેપ ન કરતાં અમે મ્હારા ખંડમાં આવ્યાં. આવતાં જ મનોરમાને ઉદ્દેશીને મ્હેં કહ્યું:–'જોયું કે આ પાપનું પ્રત્યક્ષ ભયંકર પરિણામ? નિઃશંક થોડા દહાડા પછી કલંકિત ચંચળાને એક વર્ણસંકર બાળકનો પ્રસવ થવાનો જ એ શું થોડા આનંદની વાત છે?

મનોરમા:—મરે રે! રોગો ભોગીલાલ! કે મુઆએ જાત કજાતનોય ભેદભાવ રાખ્યા વગર મટુથી પણ અતેડું કર્યું.

મ્હેં કહ્યું—કુટણીઓનો તો હમેશાં લંપટરાજોથી એવો જ સત્કાર થાય! શું એ લંપટ ભોગીલાલને ઘેરથી પણ આ કલંકિની કુટણી મટુ એમ જ પાછી ફરવાની?

મનોરમા:—આજે તમે જો મને સહાયભુત થઈ આવાં કુકર્મી મનુષ્યોના પાપાચરણને પ્રત્યક્ષ ન કરાવતે તો હું તો એમ જ સમજતે કે ઉજળું એટલું દૂધજ.

મ્હેં કહ્યું:—જુઓ તો ખરાં! હજી આગળને આગળ શી મજા પડે છે?

આ પછી મનોરમા કંઇ પણ ન બોલતાં પ્રણામ કરી ચુપચાપ ત્યાંથી ચાલી ગઇ. એના જવા પછી મીણબતીને પ્રકટાવી મ્હેં મારી ઘડીયાળમાં જોયું તો સુમારે પોણાત્રણનો સમય થયો હતો. બસ બતીને ઠારી નાંખી ખંડનાં બારણાં બંધ કરી માત્ર બારીઓ જ ઊઘાડી રહેવા દઈ હું સૂઇ ગયો.

---

# —દર્શન ૧૪ મું.—

## —નિશાન !—



બીજે દહાડે સવારના વ્હેલા ઉઠી કર્મકાણ્ડથી પરવારી હું જ્યારે મારા ખંડમાં એકલો પડ્યો ત્યારે ફરી તેજ ચિન્તાએ મારા પર ઘેરો ઘાલી દીધો. વારંવાર હું તેજ વિચારને મનમાં ઘુંટતો'તો કે, કુટીલ ભોગીલાલે ખરેખર કરી તો ભારે! અને બીજી બાજુ કુલટા ચંચળા સગર્ભા; હવે, કરેલાં પાપને પ્રક્ષાલવા, ધોવા, યેનકેન્, પ્રકારેણુ તીર્થ સ્નાનની તડામાર તૈયારી કરવાની ખટપટમાં પડી ગઇ છે. પણ આશ્ચર્યકારક તો એ હતું કે, આવી દુર્દશામાંય તેની ખરી સાહસ કરવાની વૃત્તિ પહેલાંના જેવીજ તીવ્રતર હતી !

મેં નિશ્ચય કર્યો કે, તેના આ છેલ્લા સાહસમાં કોઇ પ્રકારે પણ યોગ્ય સહાયતા આપી મારે તેનો આત્મોદ્ધાર કરવો, અને લંપટ નિમકહરામ મુનીમને તેની નજર આગળ જ અવદશાની અંતિમ્ સ્થિતિમાં એકવાર તો ખડો કરી દેવો.

હવે પછી આ કાર્યમાં મનોરમાની મદદ એટલીબધી અગત્યની મને જણાઈ નહિં. કારણુ કે, તે બાપડીથી કંઇ વધુ નિપજી શકે તેવું નહોતું. એતો જાતેજ ગુન્હેગાર ત્યાં લાચાર! પરન્તુ ચંચળ.ના પ્રત્યક્ષ ભયંકર પરિણામથી તે પોતાની મેળેજ ઠેકાણે આવી જાય, એ વધારે ઇચ્છવા યોગ્ય હતું. વળી મુનશીજીને હવે પછી ચંડાળ ભોગાલાલથી બહુ ચેતી ચેતીને ચાલવાની ખાસ ભલામણ કરી દેવી જોઇશે. નહિ તો ક્યાંક તેઓ પણ તેની ચોટમાં આવી જવાના.

નિદાન્ આ પ્રકારે અનેકાનેક તર્ક વિતર્ક કરતો હું અણુચિંત્યો એક નવાજ પ્રયોગના પરામર્શમાં આવી પડ્યો. બસ તેજ પળે હું ત્યાંથી ઉઠ્યો, અને ઉપરવાળા પેલા ખંડમાં જવાને પરસાળમા આવી લાગ્યો; ત્યાં જોયું તો મુનશીજી ક્યાંક બહાર જવાને ગાડીમાં બેસી ચૂકયા હતા.

હું પેલા ખંડમાં આવી ચંચળા અને ભોગીલાલના પાપાચરણને સંક્ષેપમાં એક કાગળપર લખી દહાડી લખનારના નામ ઠામ વગર નનામોજ તે કાગળમુનશીજીને જ હાથોહાથ મળે એવીકોઇ ગોઠવણુની પેરવી કરવા જતો'તો, ત્યાં તેજ વેળા ભયભીત મનોરમાએ પ્રવેશ કરી મને અનુલક્ષીને કહેવા માંડયું:—ભાઇ વિશ્વેશ! ખરેખર જ્યારથી મેં

ચંચળાને ભોગીલાલનું અધમાધમ વ્યભિચારી વર્ત્તન પ્રત્યક્ષ જોયું છે, ત્યાર થી મારી તો બહુજ અવદશા થઈ ગઇ છે. આ ઉદાહરણપરથી મારા મનપટલપર જે કંઇ પણ વિચાર ચિત્રો ખડાં થયાં છે, તે હું સાવકાશ તમને જરૂર બતાવીશ, પણ હમણા તો હું તમારી પાસે માત્ર એટલા માટે જ આવી છું કે, તમે હમણાને હમણા આ બધી ગડબડાધ્યાયની સવિસ્તર હકીકત કાગળપર ચિત્રી કહાડી મુનશીજીને વેળાસર મોકલી દો તો વધારે સારૂં. આળસ કરશો તો તેનું પરિણામ ઘણું ખરાબ આવવાનું. કારણ, મારા તમારા કરતાં તો આ બાબતમાં તેઓ વધારે સુયોગ્ય બંદોબસ્ત કરી શકવાનો અધિકાર ધરાવે છે. ગમે તેમ તોય તેઓ એકલાજ આ આખા ઘરના આધારભુત માલિક છે.

એટલા માટે મેં તમને સવારના જ બે ત્રણવાર મળવાને પ્રયત્ન કર્યો, પણ તમે તમારા ખંડમાં હોવાથી દિવસે ત્યાં આવી જવા જેટલી મારામાં હિમત ન આવી. બળ્યો અમ જેવાંઓને તો વળી લોક વ્યવહારે જાળવવો જોઇયે છે નાં! હમણા જ્યારે તમે ઉપર વાળા ખંડમાં આવ્યા ત્યારે જ મારે મળવાનો લાગ ફાવ્યો. ભાયડાઓની બુદ્ધિ આગળ તે અમ બૈરાંના શાં ગજાં વારૂ? તોય મન ન રહેતાં મારે આટલુંય કહેવું પડયું.ઠીક ત્યારે હવે હું જાઉં છું. હજી તો ન્હાઈ પણ નથી. પણ તમે આ બધું ધ્યાનમાં રાખી હવે ઝટ અમલમાં લાવજો હોં. એટલું કહી તે ત્યાંથી ચાલી ગઇ.

પ્રિય, પાઠક મહાશય! શું મારી પેઠે તમનેય આજે મનોરમાની રીતભાત અને બોલવા ચાલવામાં કંઇક પરિવર્તન થયેલું લાગતું નથી કે? અવશ્ય, ખરેખર વિલક્ષણ! અદ્‌ભુત પરિવર્ત્તન આતો! મારી ભાવિ આશાના બીજને આમ શનૈઃ શનૈઃ અંકુરિત્ થયું જોઇ મને પરમાનન્દ પ્રાપ્ત થયો અને પરમ કૃપાળુ પરમાત્માનો મેં પાડ માન્યો.

ત્યાર પછી ખડીયો કલમ અને કાગળ લઇ હું મુનશીજીને પત્ર લખવા બેઠો, અને જરાવારમાં જ મેં નીચે પ્રમાણે તે પત્ર લખી કહાડયો.

× + × +

" મહાનુભાવ મુનશીજી!

" સવિનય નિવેદનકે, આપને કાને આજ એક એવી તો અદ્‌ભુત અને દુઃખદ્‌વાત નાંખવાની નિરૂપાય ફરજ પડે છે કે, જે ફરજ ઘણી વહેલી બજાવવાની ખાસ જરૂર હતી; પણ કેટલાક પ્રતિકુળ સંયોગને કારણે તેમ થઇ શકયું નથી. મહાશય! મુદ્દે વાત તો એ છે કે મુનીમ ભોગીલાલ ભટ્ટની મારફત હરહમેશ અર્ધી રાત્રે મોટી વહુ ચંચળાના શયન ભવનમાં

નિર્ભયપણે આજ વર્ષોથી આવજાવ કરે છે તેનું પરિણામ એ આવ્યું છે કે વ્યભિચારના પાપાચરણથી ચંચળા અંતે કેટલાક માસથી સગર્ભાવસ્થા ભોગવી રહી છે. હવે આપને ઘરની લાજ આબરૂ બચાવવાને આ બાબતમાં ખાનગી રીતે જાતે તપાસ કરી ઘટતી ત્વરાએ રીતસરનો બંદોબસ્ત કરી લેવો અતિ આવશ્યક જણાય છે.

અમારા આધિન મત પ્રમાણે તો ચંચળાને ગર્ભપ્રસવ સુધી અહીંથી ક્યાંક દૂર લઈ જવી એ વધારે હિતાવહ છે અને મુનીમ ભોગીલાલને કંઇ પણ વિલંબ કર્યા વિના તેના કામપરથી તરત જ બરતરફ કરી દેવો સલામતી ભરેલું ગણાશે. કારણ કે તેણે એક જુગલકિશોર નામના લોફર માણસની મદદથી છોટુને કોણ જાણે ક્યાંય નસાડયો છે! પણ હવે પછી તમારી જીંદગી પણ તેવી જ રીતે અણધારી જોખમમાં આવી પડવાનો પ્રતિપળે સંભવ રહે છે. એટલે તેનાથી બહુ જ સાવધાન રહેવાની તમને જરૂર જણાય છે.

અમને સંપૂર્ણ આશા છે કે, આપ આ સંબંધમાં જાતે જ અતિ ઝીણવટથી તપાસ કરી અનુકુળ વ્યવસ્થા કરી લેવામાં જરાય પ્રમાદ નહિ કરો.

લી. "હિતેચ્છુ"

× + × ×

થયું. લખાઇ રહ્યા પત્રને મેં સંભાળથી વાંચી જોયો તો તે સર્વ રીતે મુદ્દાસર યોગ્ય લખાયો લાગ્યો. અને આ મારાજ હસ્તાક્ષર છે એમ ન જણાઇ આવે એટલા ખાતર મેં ઘણી કાળજીપૂર્વક હાથોટિ ફેરવી ફેરવીને કળથી કામ લીધું.

ઘડી વાળી પત્રને પરબીડીયામાં બંધ કર્યો. અને અઢી આનાનો પોસ્ટલ સ્ટેમ્પ લગાવી હું તેને રજીષ્ટર કરાવવાને પોસ્ટ ખાતા તરફ જવાને તૈયાર થયો. જો તેમ ન કરૂં તો સંભવ છે કે, પત્ર બીજા કોકને હાથે ચઢી કદાચ ગેરવલેય પડી જાય.

કપડાં પહેરી હું મોટે દરવાજાથી પોસ્ટ ઓફીસ તરફ ચાલ્યો. ત્યાં પહોંચ્યો ત્યારે નવેકનો સમય હતો. અને દેશાવરોના કાગળ પત્રોના થેલાઓ બંધ કરવામાં આવતા'તા, એટલે મેં ઝટ દઇને ગજવામાંથી બે આની કહાડી રજીષ્ટર પોસ્ટલ કલાર્કને ચાહ પાણીના આપી દીધા. તેણે તરતજ રજીસ્ટર કરી મને રીતસરની રસીદ આપી દીધી. જો હું અહીં આ રીતે સમયાનુસાર દક્ષિણાનો પ્રયોગ ન કરતે તો મારૂં કામ એટલી બધી ત્વરાથી થતે ખરૂં કે?

હું ત્યાંથી ફરી મારે રસ્તે પડયો. અને ઘેર ન જતાં, ચોપાટી તરફ વળ્યો. ત્યાં એકાદ બે મિનિટને અંતરે મુનશીજી ગાડીમાં બેઠા છેક મારી પાસેથીજ પસાર થઈ ગયા. પણ મારા પર તેમની નજર ચડી કે કેમ ? તે હું ચોક્કસ કહી શકતો નથી.

ચોપાટી તરફ મારે કંઇ ખાસ કામ તો નહોતું. પણ પગે પડી શનિશ્ચરની પીડા માત્ર જ ઉતારવી'તી.

હું ચોપાટીની લાંબી ફુટપાથ પટીપરથી ધુનમાં ને ધુનમાં ધીમે ધીમે ચાલ્યો આવતો'તો ત્યાં વિલસન કોલેજના છેડા આગળની ગલીમાંથી એક ભાડાની વિકટોરિયામાં ભોગીલાલ અને જુગલ બંને સાથે બેઠા હઇ પૂરપાટે સેન્ડહર્ષ્ટરોડ તરફ જતા જણાયા. તેઓ બંને વાતોમાં ચકચૂર હોવાથી મને સામેથી આવતો'તો છતાંય જોઇ શકયા નહિ એ સારૂં થયું. નહિ તો તેઓ વેહેમે ભરાઇ મારો પીછોજ છોડતે નહિં. મેં વિચાર કર્યો કે, આ બંને પાપીઓ આ વેળા કયાં જતા હશે વારૂ ? માનો ના માનો પણ છોરુ હજી છેતો તળ મુંબાઇમાં જ, અને સંભવ છે કે, ભોગીલાલ અવાર નવાર આ જુગલની સાથે તેને મળવા પણ આવતો હશે. હું આમ વિચાર કરતો કરતો ચર્નીરોડના ફાટક સુધી ફરી આવી ત્યાંથી પાછો ઘર તરફ વળ્યો.

ઘેર આવ્યો ખબર મળી કે મુનશીજી બહારથી આવી ગયા હતા.

હું હજી તો કપડાં ઉતારતો'તો ત્યાં માળીએ આવી સલામ કરીને કહ્યું—સાહેબ ? આપ કયાં ગયા હતા ? શેઠજી કયારની આપની પૂછગાછ કરે છે.

હું તેને ઉત્તર ન આપતાં એમજ મુનશીજીને મળવા મારા ખંડમાંથી પાછો બહાર નીકળ્યો ત્યાં બારણે જ તેઓ જાતે મને મળી ગયા. અને પ્રશ્ન કર્યો.

કેમ વિશ્વેશ ! બહાર ગયા'તા કે શું ? મેં કહ્યું, હાજી, હમણેજ આવ્યો.

પણ તેમણે કંઈ વધુ ન પૂછતાં માત્ર એટલુંજ કહ્યું ઠીક વારૂ, જાઓ ત્યારે હવે જમી લ્યો.

હું ત્યાંથી સીધો રસોડેજ પહોંચ્યો. અને હાથ પગ ધોઇ જમવાને પાટલે બેસી ગયો આ વેળા ત્યાં ભટજી અને બા સિવાય બીજું કોઇ પણ નહોતું.

મને જોઇ આંખમાં આંસુ લાવી લક્ષ્મીબાએ કહ્યું:

"વિશ્વેશ ! બાપુ ! ભાઇનો તો હજી કયાંય પતો લાગ્યો નહિ. કોણ જાણે બાપુ ! કયા પાપે આજે અમારૂં ભાગ્ય ઉઠયું છે ? જ્યાં ચારે કોરથી

વૈરીઓના વચ્ચે અમે ઘેરાઈ ગયાં છીયે, ત્યાં ભાઇ તે ક્યાંથી લાગે ? હવે તો જેવાં અમારાં અદૃષ્ટ દીકરા !

"પાઠક ! હું તે આનો શો જવાબ આપું ? પણ મુનશીજીએ ત્યાં એકાએક દાખલ થઇ જઇ, ખોખરે અવાજે જવાબ આપ્યો. સાચું છે. એતો આપણે જ આટલી વાર સાવ આંધળા બની ગયા'તા,નહિ તો આવો કેર કોઇ દિવસ ન વર્ત્તાતે ખેર ! પ્રભુ ઇચ્છા !

તેમણે મને અનુલક્ષીને ફરી કહ્યું–જુઓ વિશ્વેશ ! હમણાં જ હું સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબને તેમની ઓફીસમાં મળીને ચાલ્યો આવું છું. તેમણે આશા તો બહુ આપી છે પછી તો જેવાં આપણાં પ્રારબ્ધ ભાઇ ! તેમણે એક ખાસ સલાહ આપી છે કે તમારે સ્થાનિક પેપરોમાં એક આ પ્રમાણેની નોટીસ આપી દેવી અતિ આવશ્યક લાગે છે. કે છોટુનો પતો લાવી આપનાર કોઇ પણ સખ્સને રૂ. ૫૦૦) પાંચસોનું જાહેર ઇનામ આપવામાં આવશે એટલે તમે જમીપરવારીને મારા ઓફીસીયલ રૂમમાં આવી આ જાતની જાહેર ખબર પ્રત્યેક સ્થાનિક પત્રો માટે લખી કહાડો તો કેમ ?

મેં કહ્યું–ભલે, ત્યારે હું આ આવ્યો. એટલું કરી મુનશીજી ત્યાંથી પોતાના રૂમમાં ચાલ્યા ગયા અને હું ઉતાવળે ઉતાવળે જમી લઇ, માજીએ આપેલું પાન મ્હોડામાં નાંખી જરા વારમાં જ મુનશીજીના ઓફીસીયલ રૂમમાં જઇ પહોંચ્યો આ વેળા અમારા બે સિવાય ત્યાં કોઈ ત્રીજું માણસ નહોતું.

---

## --દર્શન ૧૫ મું.--

### —લાહ્ય લાગી—



હાથની ઇસારતથી તેમણે મને ખુરસીપર બેસવાને આજ્ઞા કરી અને હું બેઠો એટલે મને કહ્યું:–વિશ્વેશ ! એમ તો સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ છોટુને શોધવામાં ફરજની રૂએ પોતાથી બનતું કરવામાં કંઇયે બાકી નહિ રાખે, છતાંય મેં તમને કહેલી જાહિરાતની વાત તમારે ગળે ઉતરે છે ખરી કે ?

મેં—જી, હું એમાં અંતઃકરણ પૂર્વક સંમત છું.

મુનશીજી—અને હું પોતે અને છોટુની બા વગેરે પણ આ બાબતમાં તમારી પેઠે અનુકુળ થઇયે છીયે, તો પછી આપણે તેમ કરવામાં કાંઇ વાંધો નથી. ઠીક, ત્યારે તમે એ જાહેર ખબર હમણાં જ ઘડી કહાડો જોઇયે. હું જરા નજરમાંથી કહાડી લઉં કે, તરત અહીંના પ્રસિદ્ધ અંગ્રેજી અને ગુજરાતી મરાઠી ભાષામાં છપાતા દૈનિક પત્રો પર આપણે છાપવાને માટે મોકલી દઇયે.

મેં ઇનામની ફરીયાદ દેવરાવતાં પૂછી જોયું–" ત્યારે ઇનામ તો રૂ. ૫૦૦)નું જ નક્કી કર્યું ને ?

મુનશીજી—હા, હા, હજીય તમને યોગ્ય લાગતું હોય તો તેમાં વધારો કરવામાં મારે કશો વાંધો નથી.

મેં—નાજી, ઘણું છે. પછી પણ પતો મેળવી આપનારને આપણે ઘર મેળે આપણી મરજીથી વધારે આપીએ તોય શો વાંધો છે ?

મુનશીજી—વારૂ, જેવી તમારી મરજી.

મેં મારી મરજીથી જરાવારમાં જ જાહેર ખબરનો એક ડ્રાફ્ટ તૈયાર કર્યો અને તેમને વાંચવા આપ્યો.

મારાથી બરોબર મુદ્દાસર સચોટ અને સરળતાથી લખાયલી જાહેર ખબર વાંચી જોતાં તેમને મારી લેખનશક્તિ માટે ઘણો સારો મત બંધાયો અને તે તેમણે થોડા જ શબ્દોમાં મારે મ્હોડે જ વ્યક્ત કરી દીધો. વાહ ! જોઇયે તેવું જ મુદ્દાસર લખાયું છે. મને તો આમાં ફેરફાર કરવાની કંઇએ જરૂર જણાતી નથી.

આ પછી ડ્રાફ્ટપરથી અંગ્રેજીમાં તો મેં જ સાતેક નકલો કરી નાંખી અને બાકીની બીજી ગુજરાતી અને મરાઠી ભાષાની પાંચ દશ નકલો મહેતા—મુત્સદ્દીઓ પાસેથી તૈયાર કરાવી દરેક નકલની સાથે જાહિરાતના ખર્ચ માટે કરન્સી નોટ અટકાવી દઇ પરબીડીયાં બંધ કરી શીરનામાં લખી નાંખી બધા પત્રો સંભાળથી પોસ્ટ કરી નાંખ્યાં. આ કામ ચાલતું તું તે વેળા મુનીમ ભોગીલાલ તથા શિવલાલ પ્રભૃતિ અન્યાન્ય પેઢીના જોખમદાર નોકરો ત્યાં હાજર હતા.

હું વારે વારે ભોગીલાલ પ્રત્યે દૃષ્ટિપાત કરવા વગર રહેતો નહિ, પણ જ્યાં હું તેના તરફ જોતો કે તે તત્ક્ષણ પોતાનાં બંને નેત્રો નીચે ઢાળી દેતો.

એકાએક મુનશીજીએ મારી ગમ જોઇ કરુણ સ્વરથી કહ્યું:–" અરેરે ! વિશ્વેશ ! હજી તો તમારે માટે વ્યવસાય વ્યવહારના વિચાર ચાલતા'તા,

ત્યાં તો અમારાપર આમ એકાએક અસહ્ય વજ્રપાત તૂટી પડયોં! ખેર! તમે જરાય મુંઝાશો નહિ ભાઇ! અમારે બધું લક્ષમાં છે.

દુઃખમાંય મારી પ્રત્યેના તેમનો આવો સપક્ષ અપૂર્વ ભાવ જોઇ મને પ્રેમાશ્રુ આવી ગયાં. મેં ગદ્દગદ્દ કંઠે ઉત્તર આપ્યોઃ—" મહાનુભાવ! આપના જેવા કલ્પવૃક્ષની શીતળ છાયામાં આજ વય સુધી આ રંકને જે સુખાનુભવ થયો છે, તેવો સુખદ સ્વાનુભવ સંસાર તો શું પણ સ્વર્ગમાંય થવો નિઃશંક દોહ્યલો જ છે. કિન્તુ હા, હું એટલો મન્દભાગ્ય તો ખરો કે, જ્યાં જ્યાં જાઉં છું, ત્યાં કોણ જાણે કયાંથીય કંઇક ઉત્પાત આવી પડે છે! મહાશય! અહીંયા પણ કોઇ એવે કુમુહુર્તેજ હું આવ્યો હઇશ કે, પરમ પ્રિયભાઈ છોટુપર આકસ્મિક વિપત્તિ આવી પડી. આવી અપશકનીયાળ અવસ્થામાં હવે જો આપ કૃપા કરીને મને આજ્ઞા આપતા હો, તો હું મારૂં ભાગ્ય મને જ્યાં લઇ જાય ત્યાં જવાને વધારે આતુર છું.

મારા અંતઃકરણપૂર્વક લાગણી ભર્યા આ કથનથી તેમને બહુ લાગી આવ્યું. અને દીર્ઘ નિઃશ્વાસ નાંખતાં તેમણે મને કહ્યું. અરેરે! ભાઈ! આવી વિપદ્દ વેળાયે તમારે અમને છોડીને ચાલ્યા જવું એ ઉચિત્ કહેવાય કે? બાપુ! અમારાં પ્રારબ્ધ સવળાં હશે, તો તો અવશ્ય એકદિ છોટુને ફરી હેમખેમ આવેલો જેવાની અમર આશા રહે છે. પણ જ્યાં સુધી તેવું કંઇ ન બને, ત્યાં સુધી તમારે જવાનો ઉચ્ચાર સુદ્ધાંય ફરીને ન કરવો. વિશેષ! તમે ભલેને મને ધર્માંધ ગણી લ્યો તેની કશી ફિકર નહિ, પણ ભાઇ! હું તો દૃઢ નિશ્ચયાત્મક એમજ માનુંછું કે, વિદ્વાન, ગુણવાન, ચારિત્ર્યવાન સુપાત્ર બ્રાહ્મણ, ભૂદેવને પનોતે પગલે તો જગતમાં કોઇનું કદિ અમંગળ થયું નથી, થતું નથી, અને થવાનુંય નથી સમજ્યા? ભાઇ! એમાં તમારે ઓછું લાવવાને કંઇયે કારણ નથી. એ તો તમારીજ કરણીનું ફળ છે.

એટલે હવે કોઇદિ જવાનું તો તમે નામ જ ન લેતા. શું અકારણ અમારાં જેવાં દુઃખથી દાઝેલાંઓપર આવો દુઃસહ્ય ડામ દેવો તમારે યોગ્ય ગણાશે કે? બાપુ! તમે તો અમારા છોટુ જેવા છો.

પ્રિય પાઠક મહાશય! કહો જોઇયે હવે મારે એનો શો જવાબ દેવો? આ હૃદય દ્રાવક વાતથી હું ખરેખર જતો જતો જ અટકી ગયો. અને ત્યાર પછી ફરીને જવાનું મે નામ જ લીધું નહિ.

મુનશીજીએ ફરી આંસુ ભરી આંખે મને કહ્યું—અરેરે! આ કયા વેરીએ અમારૂં આગલા ભવનું વેર વાળ્યું? હાય! હાય! એ કયા નર પિ-

શાચે આવું પિશાચ કાર્ય કર્યું ? પ્રભુ ! પ્રભુ ! ત્હારા સિવાય હવે અમારો આ અગાધ સંકટ સિન્ધુથી બીજું તે કોણ ઉદ્ધાર કરી શકે ? અરેરે ! રત્ન જેવા પુત્રને અભાવે આજે અમારે મનતો સર્વથા સર્વત્ર અન્ધકારને અન્ધકારજ છાઇ રહેલો જણાય છે ! દૈવ જાણે ! આવેળા તે શી દશામાં હશે ?

ભગવન્ ! શું અમારૂં અવશિષ્ટ જીવન આ દુર્દિન જોવાને માટે જ ટકાવી રાખ્યું છે ?

આટલું કહેતાં કહેતાંમાં તો તેઓ ડુસકે ડુસકે બાળકની પેઠે રડવા લાગ્યા. મારી પોતાની પણ તેવીજ દશા થઇ અને પાખંડી મુનીમે પણ ડોળ ઘાલી મહામેહનતને આંખમાં આંસુ લાવી ભયંકર ખોખરે અવાજે કહ્યું:—અરેરે ! જુઓ તો ખરા આટલી આટલી શોધખોળ કરી છતાં ભાઇનો ક્યાંય પતોજ લાગતો નથી. પ્રભુ જાણે, આપણાં અદૃષ્ટજ અવળાં લાગે છે !

ચંડાળ ભોગીલાલને આવું બોલતો સાંભળી મારે તો પગથી ચોટલી સુધી ભડભડ લાહ્ય લાગી ગઇ. ક્રોધથી આરક્ત દૃષ્ટિએ તેના પ્રતિ બેચાર વાર જોઇ લઇ મેં મનમાંજ કહ્યું:—

" પાપિષ્ઠ પિચાશ ! લ્યાનત છે ત્હને ! કુતરા ! તેંજ માથે રહીને દુશ્મન બની આ કુકર્મ કરાવ્યું, અને પાછો તુંજ સહાનુભૂતિનો શબ્દોચ્ચાર કરતાં જરાય શરમાતો નથી કે ? અરેરે ! એવા ઉચ્ચાર માત્રથી જ ત્હારી જીભ જ કેમ કપાઇ જતી નથી ?

દુરાચારી પતિત ! ધિક્કાર છે ત્હને ! લંપટ ! લોકોની આંખે ધોળે દહાડે ધૂળ નાંખી તું આજકાલ ભલો માણસ થઇ બેઠો છે. તે હું સારી રીતે સમજું છું, પણ શયતાન ! યાદ રાખજે કે, ત્હારા અધઃપતનમાં હવે હું અધિક વિલંબ નહિ થવા દઉં.

હું મનમાં મનમાં આમ ભોગીલાલ પર ક્રોધથી ગાળોનો અશ્રાન્ત વરસાદ વર્ષાવતો 'તો, ત્યાં પોસ્ટમેને દાખલ થઇ એક રજીષ્ટર પત્ર મુનશીજીના હાથમાં આપ્યો. તેને ઉલટપાલટ તપાસી લઇ તેમણે રસીદ પર સહી કરી આપી અને પરબીડીયું ફેડી ત્યાંને ત્યાંજ તે પત્ર વાંચવા બેઠા.

પ્રિયપાઠક ! આ મ્હારો મોકલાવેલ જ પેલો રજીષ્ટર હતો. બરોબર ટાઇમસર અને ટાંકણે જ તેમને મળી ગયેલો જોઇ હું ખુશી થયો. અને આતુરતાથી તેના પરિણામની રાહ જોવા લાગ્યો. મેં જોયું તો પત્ર વાંચતાં વાંચતાં તેઓ કંઇવાર કંપી ઉઠ્યા. અને તેમની મુખમુદ્રા પણ વિવર્ણ

થતી ગઈ. ઘણાજ ધ્યાનપૂર્વક તે પત્ર તેમણે ફરી ફરીને બે ત્રણ વાર વાંચી નાંખ્યો અને જરા વારમાંજ તેમનું મુખમંડળ કલાન્ત થઇ ગયું. તેમણે એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. અનન્તર એકવાર મારી ગમ જોયું. પછી ટીકીટીકીને નીચ ભોગીલાલને જોવા લાગ્યા. હું તો સંપૂર્ણ રીતે સાવધાન સ્થિતીમાં હતો, એટલે તેમની નજર ચૂકવવા લાગ્યો. પણ ચોર મુનીમ અને શેઠજીની દૃષ્ટિ બેચાર એકતાર થઈ.

હું સહજ ગભરાવા લાગ્યો કે, શું તેમણે મારી ચોરી પકડી હશે? એ પત્રનો લખનાર હું જ છું, તે તેઓ જાણી તો નહિ ગયા હોય? ભગવાન ભગવાન કરતો હું આત્મબળ મેળવવાનો પ્રયાસ કરવા લાગ્યો. ક્ષણે ક્ષણે બદલાતા એમના ચ્હેરા પરના ભાવપરથી હું ઝટ જાણી ગયો કે, પત્રની વિલક્ષણ વિગતથી તેમનામાં ઘૃણા, ભય, આતંક, ક્રોધ અને આત્મગ્લાનીનો પ્રવેશ બધેબધ સ્પષ્ટ વર્ત્તાઇ આવતો ' તો, પણ ભોગીલાલ આ ભેદને કળી શકયો હશે કે કેમ તે હું કહી શકતો નથી? તોય તેણે રહી રહીને મને એટલું તો પૂછી લીધું કે. ભાઇ વિશ્વેશ! આ પત્ર કયાંથી આવ્યો છે? મુનશીજીએ હૃદયગત ભાવને સંભાળથી ન વર્ત્તાવા દેવાનો પ્રયત્ન કરતાં મુનીમને જાતેજ જવાબ દીધો—" એ તો જરૂરી કાગળછે. કાલે તમે આવેળા જરૂર યાદ કરજો મારે એનો ઘટતો પ્રત્યુત્તર લખાવવો છે.

વાહ! વાહ! તેમણે વાતતો એવી યુક્તિથી ઉડાવી દીધી કે, પાપાત્મન્ મુનીમને પત્ર સંબંધમાં ઝાઝો ખટકો ત્યારપછી રહ્યો જ નહિ હોય, પણ હું તો મનમાં ઘણો રાજી થઇ ગયો કે, સારૂં થયું મારા પ્રયાસનું પરિણામ કંઇક સારૂંજ આવવાનું. મને સંપૂર્ણ શ્રાદ્ધા હતી કે, જો પરમાત્માની કૃપા હશે, તો તોનિસન્દેહ આનાલાયક નિમકહરામ વિષયલંપટ મુનીમનો પ્રતાપસૂર્ય હવે તો અસ્તામળે વહેલોજ આવવાનો ખેર! જે થાય છે તે સારાને માટેજ.

ત્યારબાદ મુનશીજી, ત્યાંથી ઉઠી બીજા ખંડમાં ચાલ્યા ગયા. અને હું બગીચામાં ઉતરી પડયો. અને છેક અંધારૂ થતાં મારા ખંડમાં આવી બતીને ઉજાશે એક પુસ્તક લઇને વાંચવા બેઠો.



**વ્હાલી ! ચંચળા ! આમ તે શું કરે છે?** ( જુઓ પાનું ૧૧૨ )

( મુનશીજી, લક્ષ્માબા, તથા જીજી ત્રણે જણાં રાત્રિના નિબીડ અંધકારમાં ચંચળાના શયનાગારના બારીની ફાટમાંથી આ પાપ નાટક નિહાળી રહ્યાં છે. )

Lakshmi Art, Bombay

# —દર્શન ૧૬ મું.—



## —વૃત્તિ પરિવર્તન—





સવારના સાતેક થવા આવ્યા હશે. હું પથારીનો પરિત્યાગ કરી હમણે હમણે નવું જ પ્રકટ થતું સપ્તાહિક "ભારત સેવા" નામનું પત્ર વાંચતો બેઠો હતો, ત્યાં મનોરમાએ મારા ખંડમાં પ્રવેશ કર્યો. તેણે મારા ચરણદ્વયમાં સાષ્ટાંગ પ્રણામ કરતાં પ્રશાન્ત ભાવથી કહ્યું:–" ગુરૂવર્ય વિશ્વેશ ! જય ! જય !

મ્હેં સાશ્ચર્ય પ્રત્યુત્તર આપ્યોઃ–" આવો આવો મનોરમા! આજ તો કંઇ અત્યારનાં દર્શન દીધાં.

મનોરમા—ના, ના, તમે ભૂલો છો ભાઇ ! દર્શન દેવા કરતાં અહોનિશ તમારા જેવા મહાત્માનાં દર્શન લેવાના લ્હાણામાં કંઇક ઓર જ આનન્દ આવે છે. વિશ્વેશ ! આજથી તમે મારા હિતચિંતક ગુરૂ ! અને હું તમારી ચરણરજ શિષ્યા છું એવું જ સમજજો.

મ્હેં સાનન્દ હસીને સહજ ટોળમાં જ પૂછ્યું:–" ઓહો ! મનોરમા ! તમારામાં આજ આ અણધાર્યો આશ્ચર્યકારક સાત્વિક ફેરફાર ! એ શું કહેવાય વારૂ ? કહો તો ખરાં કે, આ કયા ગુરૂ મહારાજના મહોપદેશનું પ્રશંસનીય પરિણામ છે ?

મનોરમાએ વિનીત ભાવે સરલ ઉત્તર આપ્યોઃ–" મહારાજ ! તમે તો બધુંય જાણો છો, છતાંય આવો પ્રશ્ન શાને કર્યો ? વિશ્વેશ ! ઘેર બેઠે ગંગા " ની પેઠે તમારા જેવા સુજાણ અને સમર્થ ગુરૂદેવ ઘરમાં જ મળી ગયા પછી બહારવાડે બીજા કોઇ અજાણ્યાની શોધમાં આથડવાની શી જરૂર વારૂ ? તમારા જ વિમલ ઉપદેશે મને સુબુદ્ધિ આપી સન્માર્ગે ચઢાવી. પ્રભુ તમારૂં સદા સર્વથા કલ્યાણ કરે.

મ્હેં તેના નિર્દંભ સાચા પ્રત્યુત્તરથી પ્રસન્ન થઇ અંતઃકરણપૂર્વક તેની પ્રશંસા કરતાં કહ્યું:–" સાધ્વી મનોરમે ! તમારી ગ્રાહક બુદ્ધિએ કદાચ મારા ઉપદેશને સફળ કર્યો હોય તો તેમાં મારા કરતાં તમે જ અધિક ધન્ય

વાદને પાત્ર છો. કારણ કે, ગુરૂ તો કેવળ નિમિત્ત રૂપ છે, પણ વાસ્તવપણે તેના સુબોધનો યશ પરિમળ તો સંસાર ભરમાં જે શિષ્ય હોય તે જ પ્રસરાવી શકે છે એમાં લેશ માત્ર પણ અતિશયોક્તિનો ગન્ધ નથી.

મનોરમા—એ તો તમારી જ મોટપછે વિશ્વેશ ! બાકી મારા જેવી પામર શિષ્યાથી તે શું થઇ શકે ? ખરેખર ! ચંચળા અને ભોગીલાલના દુરાચારજનિત દર્શનીય પરિણામે મને ભવિષ્યમાં પાપ ને પંથે જતી અટકાવી દીધી છે, અને મારૂં મર્કટ મન વાસનાતીત સાવ શાન્ત થઇ ગયું છે, તથા ક્ષુદ્ર ઐહિક સુખપર સખ્ત તિરસ્કાર આવી ગયો છે; તથાપિ હજીએ માનસિક દુર્બળતાની વિડમ્બના હૃદયમાં કંઇક ખટકે છે ખરી.

*     *     *     *     *

ધન્ય ! જગદીશ્વર ! ઓહો ! ત્હારો કેટલો બધો મારે પાડ માનવો ! જે વાતનો મને સ્વપ્ને પણ વિશ્વાસ નહોતો તે જ વાત આજ પ્રત્યક્ષ થતી જોઇ હું કેટલો બધો ખુશી થયો હઇશ તેની કલ્પના પાઠકોએજ કરી લેવી.

"તેની આ ઉચ્ચ ભાવનાઓને અધિક દઢતર કરવાના ઉદ્દેશથી મ્હેં ફરી કહ્યું:—" મનોરમે ! જો ખરી રીતે ભવિષ્યમાં તમારૂં મન આરસી જેવું નિર્મળ જ બની જશે, તો અવશ્ય મંગલમય પ્રભુ તમારૂં સર્વથા મંગળ જ કરશે, અને પુનર્જન્મે તેના શુભ પરિણામનો તમને સાક્ષાત્કાર થઇ જશે. શ્રદ્ધાના આ અટલ સિદ્ધાંતમાં લેશ પણ સંશય આવવા દેશો નહિ, અને પરમ પુણ્યશ્લોક પરમાત્માને અહર્નિશ એવીજ પ્રાર્થના કરતાં રહેજો કે, " ભગવન્ ! હવે પછી મારા વિષમ અંતઃકરણમાં અંશતઃ પણ પાપ વાસનાનો કદિ સંચાર જ થવા ન પામે.

મારા જ વિચારોનું સમર્થન કરતાં તેણે નિષ્પાપપણે કહ્યું:—" વિશ્વેશ ! હવે પછી તેમજ કરીશ, અને સદા સર્વથા તમારા જ સદુપદેશને શ્રદ્ધાપૂર્વક અનુસરીશ. વારૂ, મારે લાયક એવું સ્ત્રીયોપયોગી કોઇ પુસ્તક મલતુ હોય તો તે મને લાવી આપશો કે ? હા, લ્યોને, મારી પાસેજ છે. બહારથી લાવવું પડે તેમ નથી. હું તે તમને હમણે જ આપું પછી કંઇ ? એમ કહી મેં મારી પાસેનું "આદર્શ આર્યા" નામનું મનનીય સરલ અને રૂચીકર ભાષામાં લખાયલું સ્ત્રી શિક્ષણીય પુસ્તક તેજ વેળા તેના હાથમાં આપ્યું, અને બીજાં જોઇતાં ઉપયોગી પુસ્તકો લાવી આપવાનું વચન આપ્યું.

"તેણે શ્રદ્ધાપૂર્વક તે પુસ્તકને પૂજનાર્હ પવિત્ર ધર્મશાસ્ત્ર ગણી પોતાની આંખે અડાડયું, અને મારો આભાર માનતાં કહ્યું:–" વિશ્વેશ! હું જ્યાં સુધી જીવતી હઇશ ત્યાં સુધી તમારા ગુણ પાડને તો નહિ ભૂલું હોં. અને ભવિષ્યમાં તમારા પ્રતિની મારી શુદ્ધ પ્રેમ ભાવનાને જેવીને તેવીજ અખંડ રાખવાનો અહોનિશ યથાસાધ્ય યત્ન કરતી રહીશ.

"મ્હેં જરીક રમુજમાં જ પૂછયું:-" મનોરમે! વારૂ કહો તો ખરાં, ત્યારે હવે એ તમારી પ્રેમભાવના કેવા પ્રકારની છે?"

મનોરમા—" ગુરૂદેવ! પ્રકારનું પરમ ગુહ્ય મને તમે જ શીખવ્યું છે ને તે હજી જેવું ને તેવું તાજું જ છે. માત્ર તેને આચારમાં મૂકવા જેટલી જ વાર છે હવે.

"મ્હેં હસીને કહ્યું:-" ત્યારે હવે તમને પહેલાંની પેઠે માસીબા કહી ને બોલાવું તો ખોટું તો નહિ લાગે ને?

"તેણે શરમાઇને અવનત મ્હોડે મન્દ ઉત્તર આપ્યો:–જરાય નહિ વિશ્વેશ! એ સંબોધનથી હવે પછી હું મને કૃતાર્થ થઇ માનીશ. પણ કહો ત્યારે હવે મારે શું કરવું?

" એજ કે મિથ્યાડમ્બરી લટક મટકને મૂકી દઇ સાધ્વી જેવાં સાવ સાદાં સરળ બની જાઓ. અને વૈધવ્યવૃત્તનું યથાયોગ્ય પાલન કરતાં રહો.

મનોરમા—" પણ ગુરૂજી! ગમે તેમ તોય હું અલ્પજ્ઞ અબળા'સ્તો એટલે અનુભવને અભાવે કદાચ ભૂલે ચુકે ફરીને આડે માર્ગે દોરવાઇ જાઉં તો તેમાંથી તમે મને બચાવી લેશોને?

"મ્હેં–અવશ્ય, હું અહીં છું ત્યાં સુધી તો તમારા હિતમાં યથા-સાધ્ય ધ્યાન આપતો રહીશ.

" મનોરમાઃ—વાહ! એટલી તમારી અધિકાધિક કૃપા. ઠીક, ત્યારે હું હવે જાઉં છું અને આજ પછી કોઇ દહાડે તમારી પાસે રાતના નહિ આવું. આજ તો હું આ વેળા તમારી પાસે, મેં તમને ઘણા જ દુભવ્યા છે તેની હૃદયપૂર્વક માત્ર ક્ષમાપનાની પ્રાર્થના કરવાને જ આવી છું. ગુરૂવર્ય! શું તમે મને ક્ષમા આપવાની કૃપા નહિ કરો?"

"એમાં ક્ષમા શેની મનોરમે? મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. પણ હવે પછી નવજીવનની સારી શરૂઆત કરશો તો હું ઘણો પ્રસન્ન થઇ, તમારા બધા દોષને વિસારે પાડી દઇશ. હાઉં, હવે તમે રાજી થયાં? મેં નિર્માની બની તેના સંતપ્ત હૃદયનું સમાધાન કરી નાંખ્યું.

જતાં જતાં તે ત્યાંજ અટકી ગઇ, અને તેણે મને ફરીને પ્રશ્ન કર્યો:–

"વારૂ, એ તો હું તમને પૂછવાનું જ ભૂલી ગઇ. હં, પછી તમે પેલો પત્ર મુનશીજી, પર મોકલાવ્યો કે ?

"હા, તે જ દહાડે અને તે તેમને ગઇ કાલે જ મળી ગયો હશે.

મનોરમા:—"બરોબર, ત્યારે મારૂં અનુમાન તમારા કહેવાપરથી સાચું નિવડવું જોઇયે. ગઈ કાલે સાંજરે મોટી બ્હેન અને મારા બનેવી જીજીને સાથે રાખી એકાંતમાં કંઇક ખાનગી કરવા બેઠા હતાં. અને તે વેળા લક્ષ્મીબ્હેનના હાથમાંજ પેલો પત્ર હોવો જોઇયે અને હું ધારૂં છું કે તે ગુજરાતીમાં જ લખાયલો હશે, એટલે મોટી બ્હેન પણ જાતેજ વાંચી શકે.

"હા, તેમજ હતું. મેં જાણી જોઇને તે અંગ્રેજીમાં ન લખતાં ગુજરાતીમાં જ લખ્યો. "વારૂ, મનોરમે ! લક્ષ્મીબાનો ગુજરાતી અભ્યાસ તો ત્યારે સારો હોવો જોઇયે ખરૂંની ?

"હાજી, અમે બંને બ્હેનો ગુજરાતી ઉપરાંત થોડું ઘણું સંસ્કૃત પણ જાણીયે છીયે. અલબત મારા કરતાં મોટાં બ્હેન કંઇક વધારે ઉચ્ચ સંસ્કારી છે. પણ હું તો મારા પર દુઃખ પડયા પછી કંઇ પણ વધુ ન કરી શકી.

મ્હેં પ્રસન્ન ચિત્તે પ્રત્યુત્તર આપ્યો—"એતો ઘણું ખુશી થવા જેવું છે કે, તમે બંને બ્હેનો વધતા ઓછા પ્રમાણમાં પણ સંસ્કારસંપન્ના તો છો પણ પેલા પત્રપરથી તેઓની વચ્ચે શી વાતચીત થઇ તે તમે કહી શકશો કે ?

"ના, હુંતો ત્યાં એટલા માટેજ ગઇ'તી, પણ મોટી બ્હેને મને ઇસારતથી જતી રહેવા કહ્યું, એટલે પછી નિરૂપાય હુ ત્યાંથી ચાલી ગઇ. પણ મને સંપૂર્ણ ખાત્રી છે વિશ્વેશ ! કે તમારા પત્રથી ઘરમાંના સૌ કોઈ પર ઘણી ઉંડી અસર થઇ ગઇ છે. તેથી ચંચળા અને ભોગીલાલનો અનુચિત વ્યભિચાર વ્યવહાર ભવિષ્યમાં વધતાં તો અવસ્ય અટકશે.

"સારૂં, ત્યારે તમે જાઓ હવે, પણ હવે પછી બહુ જ સાવચેત રહેવામાં જરા જેટલો પ્રમાદ કરશો નહિ હો !

ના, ના, અરે ! હવે તો તેમ થાય તો પછી થઇ રહ્યું ને ! જુઓ આજ હું મોડી રાત્ત સુધી જાગતી રહીશ. અને જોઇશ કે મુનશીજી તમારી સૂચનાનુસાર આજે આ નફટોનો દુરાચાર જાતેજ જોવાને આવે છે કે નહિ.

"હાં, હાં, આજ તો જરૂર તેમજ થશે. પણ ધ્યાન રાખજો હોં, તમે ક્યાંક પાધરાં ન થઈ જાઓ " વારૂ, !" એટલું કહી મનોરમા ત્યાંથી જવા લાગી, પણ મ્હેં તેને બે મીનિટ અટકાવી રાખી અને પૂછ્યું:—

" એતો ઠીક, પણ ચંચળાના ભોગીલાલ સાથેના ચાલુ વ્યવહારમાં કંઈ જાણવાજોગ ફેરફાર થયો છે કે નહિ ?

" ના,હજી સુધી તેવું કંઇ પણ વર્ત્તાતું તો નથી. ભવિષ્યની તો ભગવાન જાણે ભાઇ !

" કંઇ ચિંતા નહિ, મનોરમે ! આજ આ પાપીઓનો છેલ્લો મેળાપ જ તમારે સમજી લેવો. હું પણ તેમજ ધારૂંછું. કારણ પાપનો ઘડો જ્યાં કાંઠાપૂર છલાછલ ભરાઈ ગયો છે, એતો અવશ્ય ફૂટવાનોજ. એટલું કહી મને પ્રણામ કરી મનોરમા ત્યાંથી ચાલી ગઇ. પ્રિયપાઠક ! ખરેખર ! આજના જેવો હું કોઇ દિવે આટલો બધો પ્રસન્ન ચિત્ત નહોતો. કારણ મદનપ્રિય મનોરમાના મિજાજમાં જીવનભરમાં આટલો બધો અજબ સાત્ત્વિક ફેરફાર નિઃસન્દેહ અતિ પ્રશંસનીય હતો. પણ મેં દૂરઅંદેશીથી વિચાર કર્યો કે, એને હવે કોઇ પણ પ્રકારે વ્યવસ્થિત્ સંયમમાં રાખવી જોઇશે, નહિ તો થોડા દહાડા પછી વળી ક્યાંક " અજેય કન્દર્પ પ્રેત તેના માથાપર સ્વાર થઇ બેસે. કારણ કોઇ પ્રાચીન કવિવરે ખરૂંજ કહ્યુ છે કે,

" कन्दर्प दर्पदलने विरला मनुष्याः "

અર્થાત્, અજેય અનંગના અભિમાનને કોક વિરલાજ ઉતારી શકે છે. અસ્તુ. આ વિચારોમાંજ ઘણો કાળ વીતી ગયો, તેટલામાં તો ઘુંટણપૂર ધોતીયું પહેરેલા ભટજીએ દર્શન દીધાં. અને મારા વિચાર વિમાસણમાં અંતરાય પાડી દેતાં ત્યાં આવીને મને કહ્યું:—

" કેમ પંડિતજી ! રોજને રોજ આમ એવા તે શા વિચારમાં ગુંચવાયલા રહો છો, જે જમવાનીયે વાર થતી નથી વારૂ ?

સાદર હસીને મ્હેં ઉત્તર આપ્યો;—" જુઓને મહારાજ ! માણસ જ્યાં લગણ જગત્માં જીવે છે, ત્યાં લગણ તો વિચાર ફાંસમાંથી બિચારાની કોઇ દહાડેય મુક્તિજ થતી નથી. એતો " જ્યાં વ્યવહાર ત્યાં વિચાર " એ સનાતન પરમ્પરા જગત્ની ઉત્પત્તિ સાથે જ ચાલી આવે છે. વારૂ ? અમારે તે કંઈ તમારી પેઠે શેઠ શેઠાણીની સ્વાદેન્દ્રિયજ માત્રતૃપ્ત કરવી છે ? વળી તમારે તો બેયબાજુનું સુખ, માત્ર રાંધીને ખવરાવવું એટલુંજ નહિ, પણ સાથે સાથે પેટે બાંધેલા પંચીયાને ઢીલું ઢફ કરી ઇચ્છાનુસાર ભીમ ભોજન કરી ભીમનાજ જેવા અલમસ્ત બની નિશ્ચિન્ત જીવન ગાળવું ભાગ્યમાં લખાયલું છે.

" ભટજીએ ખડખડાટ હસી બત્રીસીને બહાર લાવતાં સમયોચિત

ઉત્તર વાળ્યો;-" બાપુ ! એતો પરાયા રોટલાની કોર બધાંને પોતાનાથી જાડી લાગે. તમારે તે વળી અમારા કરતાં શું ઓછું છે જે ? અમારે તો હજીય ભઠ્ઠીયારખાનાની ભડકતી આગ આગળ ઘાંચીના બળદની પેઠે દિનરાત પરાધિન દશામાં અનિચ્છાયે પણ તપ કરતાં બેસી રહેવું પડે છે, તે માંહેલું તમારે કશુંય ? એટલો પ્રભુનો પાડ માનો ને ! "

" ભટજીના અક્ષરશઃ સત્ય કથનમાં જરા જેટલીય શંકા નહોતી. એટલે એ વાતને આટલેજ બંધવાળી મ્હેં તેનાં વખાણ કરતાં કહ્યું. " વાહ ! વાહ ! ભટજી ! તમેય વાત વાતમાં કંઇક ને આંજી નાંખો એવા ઉસ્તાદ લાગોછો હો !

ભટજી—એતો તમારીજ લાયકાત છે વિશ્વેશ ! બાકી તમારી ગૅાટ-પીટીયા અંગરેજી શક્તિ આગળ અમ અભણનાં તે ગજાં શાં વારૂ ? ઠીક ત્યારે હવે ઝટ પરવારો, નહિ તો પછી રસોઈ ઠરી જતાં જમવાની લિજ્જત જતી રહેશે.

" હયો ત્યારે, અબઘડીજ આવ્યો. જાઓ તમે ધીરે ધીરે તૈયારી કરવા માંડો, તેટલામાં તો હું નિત્ય નિયમથી પરવારી રહીશ. એટલું કહી મેં તેને વિદાય કર્યો અને હું ઉતાવળે સ્નાન કરી યથાવકાશ કર્મકાણ્ડથી પરવારી પાટલે જઇ જમવા બેસી ગયો.

હું જમતો 'તો ત્યાં મનોરમાએ આવીને મને કહ્યું.--" વિશ્વેશ ! આજ તો ભારે થઈ છે.

મ્હેં—એવડું બધું તે શું છે વારૂ ?

મનોરમા--એજ કે, મુનશીજી ખાધાપીધા વીનાજ ક્યાંક બહાર ચાલ્યા ગયા છે, અને લક્ષ્મીબ્હેન તથા જીજી પણ રડમસ ચ્હેરે એક બીજાનાં મ્હોં જોતી મુગીમંતર થઇને બેસી રહીછે. અરે ! તમે તો એવી ઘરમાં લાહ્ય લગાડી છેકે કદાચ આજ સૌને ભાવે કભાવે પણ પરાણે નિર્જળા એકાદશી કરવી પડશે. તમારી પાસેથી ગયા પછી હું ત્યાં ગઇ, ત્યારે તો મુનશીજી હાજરહતા, ત્યાર બાદ થોડીવારે ઉદાસીનતાથી તેઓ ત્યાંથી ઉઠી ગયા. એટલે જીજીએ ભટને કહેડાવી દીધું કે અમારી વાટ ન જોતાં વેળાસર વિશ્વેશને તમે જમાડી લેજો.

મ્હેં જોયું તો મનોરમાની આંખમાં પણ આંસુ હતાં, માત્ર એટલુંજ કહી તેવીજ સ્થિતિમાં તે ત્યાંથી ચાલી ગઇ. પણ મારે તો આજ સંતોષ જેવુંજ હતું એટલે નિરાંતે રૂચિપૂર્વક ધીરેધીરે જમતો હતો.

# —દર્શન ૧૭ મું.—

## —પાપીઓનો સાક્ષાત્કાર—



જમીજુઠીને પરવાર્યા બાદ હું કલાકે'ક સુધી એકાદ પુસ્તક વાંચતો બેઠો હતો. અને વાંચતાં વાંચતાં ત્યાર પછી ત્યાંજ ઉંઘી ગયો તે છેક ચાર બજે જાગી ઉઠયો. આજ ઘરમાં સર્વત્ર નિસ્તબ્ધતાનું ઉદાસીન સામ્રાજ્ય જણાતું હતું. એટલે મને એકલાને ત્યાં બેઠે બેઠે આખરે કંટાળો આવ્યો. હાથ મ્હોડું ધોઇ કપડાં પહેરી હું પણ પાંચેકને સુમારે બહાર ફરવા નીકળી પડયો. તે છેક વાળુ વેળા ઘેર પાછો ફર્યો. અને કોઇને કાંઇ પણ વિવેકની ખાતર પણ પૂછયા ગાછયા વિના મેં વાળુ કરી લીધું, ત્યાં ભટજીએ માત્ર દિલગીરીથી મને એટલું જણાવ્યું કે આજ તો આખા દહાડામાં તમારા મારા સિવાય ઘરમાંના બીજા કોઇયે પણ પાણી સુદ્ધાંય પીધું નથી. અને સવાર સાંજનું રાંધેલું અન્ન એમજ નાખી દેવું પડશે. શું કરિયે ? આપણે તે મોટા માણસના ઘરના ભેદમાં શું જાણીયે ? ને સમજ્યા સિવાયનું તે પૂછીયે પણ શું વારૂં ? બાપુ ! આજ કાલ દોઢ ડાહ્યલા થવાનો જમાનો નથી. કયાંક મફતમાં રોટલો ખોઇ બેસીએ કેમ ખરૂંકેની વિશ્વેશભાઇ ? " હું સહજ માથું ધુણાવીનેજ તેની વાતને અનુમોદન દઇ મારા ખંડમાં પાછો ફર્યો. આવતાં વેતજ મેં દીવો ઠારી નાંખ્યો, અને બધાં બારી બારણાં વાસી દઇ, ઊંઘ ન આવે એટલા માટે ખંડમાં ચોમેર અંધારામાંજ આમતેમ અથડાવા લાગ્યો; પણ વારે વારે બારણે કાન દઇ સાંભળવાની કોશેશ કરવા લાગ્યો કે ભોગીલાલ, ચંચળાના શયનાગારમાં હજી આવ્યો છે કે નહિ ? અને મુનશીજી મારી સૂચનાનુસાર આ પ્રસંગને પ્રત્યક્ષ જોવા જાણવા આવી પહોંચ્યા કે કેમ ?

"આવી અધીરતામાં લગભગ મધ્યરાત્રિ તો વ્યતીત થવા આવી. આજ આકાશ અભ્રાચ્છાદિત હતું, અને અંતરે અંતરે ટપક ટપક વર્ષાબિન્દુ પણ પડવા લાગ્યા'તાં. હું આનન્દમગ્ન મનોગતજ કહેવા લાગ્યો કે,—" વાહ ! વાહ ! આજ જારિણી ચંચળા, અને પતિત ભોગીલાલના

પાપમય પ્રણયાભિનયનો અંતિમ્ દિવસ છે. અને મુનશીજીને તેમના વ્યભિચાર વ્યવહારનો સાક્ષાત્કાર થતાંજ મુનીમ ભોગીલાલને અહીંથી અતિ અપમાનપૂર્વક સદાને માટે હવે શ્રાધ્ધજ મળ્યું સમજી લેવું. અને સાથે સાથે ચંચળાના ધૃણીત પ્રણયાકાશનો કલંકિત પૂર્ણચન્દ્ર ચિરકાળને માટે અસ્તજ થઇ જવાનો.

પ્રિયપાઠક! મારી આ માન્યતામાં પ્રકૃતિની પણ જાણે કે સર્વથા સહાનુભુતિજ હોયની! તેમ આજ આકાશમાં ભગવાન ચન્દ્રમા તો શું, પણ તારકમંડળ પણ અદૃસ્ય થઇ ગયું હતું. અને ભગવતિ નિશા દેવી પણ પોતાની પ્રશાન્ત પ્રકૃતિનો પરિત્યાગ કરી ભયંકર રૌદ્ર મૂર્ત્તિમન્ત બની ગઇ હતી.

"એકાદ કલાક વધારે વીતી ગયો. અને એકનો સમય થવા આવ્યો. એટલે મેં મારા ખંડની બારીની ફાટમાંથી જોયું તો મહુની સાથે મુનીમ ભોગીલાલે ચંચળાના વિલાસગૃહમાં તેજ ક્ષણે બેધડક પ્રવેશ કર્યો; યદ્યપિ નિબિડ અન્ધકારને કારણે હું બહારની વસ્તુ સ્પષ્ટપણે તો જોઇ શકતો નહોતો, તથાપિ વિધુત્ પ્રકાશની સામયિક સહાયતાથી તેટલું તો અવસ્ય જોઇ શકયો.

મ્હેં મારા ખંડમાંથી બહાર નીકળી આ દૃસ્ય જોવાની ઇચ્છા તો કરી, પણ આજ તો મારે પરાણેજ મનોવેગને રોકવોજ પડયો. કારણ કદાચ મુનશીજી સ્વયં ત્યાં આવી ગયા હોય, અને મને આવી રીતે પોતાના ઘરનાં છિદ્ર જોતો ઉભેલો જુએ તો તેમને મારે માટે ખોટુંય લાગી જાય.

હું આમ વિચાર કરતો ઊભો હતો, ત્યાં એકાએક ફરી વિધુત્ ચમત્કાર થયો, અને તેના પ્રકાશમાં મેં નરી આંખે જોઇ લીધું કે ત્રણેક જણ કાળા પોષાકમાં લપાતા છુપાતા ચંચળાના શયનાગાર દ્વાર આગળ આવી ઉભા છે. હું સહજમાં સમજી ગયો કે અવસ્ય મુનશીજીજ બીજી બે વ્યક્તિસહ ત્યાં આવી પહોંચ્યા લાગે છે.

"નિદાન, થોડીવાર લગણ તો તેઓ ત્યાંજ ઉભા રહ્યા. અને ત્યાર બાદ ત્યાંથી પાછા ફરી તેઓ તે બારી તરફ વળ્યા, કે જે બારીમાંથી મ્હેં મનોરમાની સાથે પેલી રાત્રે આ પાપીઓનું પાપ ચારિત્ર્ય જોવાની ચેષ્ટા કરી હતી હું પ્રસન્ન થયો કે મારો પાસો તો આખરે સવળો પડ્યો ખરો, હવે પછી જે થાય તે ખરૂં.

ભાગ્યેજ પાંચેક મિનીટ થઇ હશે, ત્યાં તો ફરી વિજળી ચમકી ઉઠી. જોયું તો પેલી ત્રણે વ્યક્તિ ત્યાંથી પાછી ફરતી હતી. આ વેળા મેં બરાબર જોઇ લીધું કે એ ત્રણેમાં એક તો હતા મુનશીજી પોતેજ, બીજી વ્યક્તિ હતી મારી ધર્મમાતા લક્ષ્મીબા, અને ત્રીજાં હતાં વયોવૃદ્ધા જીજીમાજી, જીજી અને લક્ષ્મીબા તો પોતાના ખંડ તરફ પાછાં ફર્યાં પણ મુનશીજી મારી તરફ આવવા લાગ્યા. હું જાણી જોઇને મારા પલંગમાં જાણે કે ભરપુર ઉંઘમાં જ હોઉં તેવો ડોળ કરતો જોરથી નસકોરાં બોલાવતો રહ્યો. ત્યાં તો તેઓ પહોંચી આવ્યા, અને ધીરે ધીરે બારણાં થપથપાવા લાગ્યા. બે ચાર વારના થપકાર તો મેં જાણે કે સાંભળ્યાં જ ન હોય તેવી રીતે પડયો રહ્યો, પણ આખરે નકલી નિદ્રાનો ત્યાગ કરી અર્ધ નિદ્રામાંથી ઉઠેલા માણસની પેઠે ખોખરા અવાજે અંદરથી પૂછી જોયું.

" કોણુ છે એ ........... "

" ધીમો ઉત્તર મળ્યો--" એ તો હું મોતીલાલ છું. વિશ્વેશ! જરા બારણુ ખોલોને. "

" મેં કૃત્રિમ આશ્ચર્યથી કહ્યું:--કોણુ મુનશીજી ? અને આ વેળા ? ઉભા રહો ઉઘાડું છું સાહેબ. "

મ્હેં ઝટ મીણબતી પ્રકટાવી આંખો ચોળતાં બારણાં ઉઘાડી નાંખ્યાં, તેઓએ મારા ખંડમાં આવી એક ખુરશીનો આશ્રય લીધો. અને બારણા બંધ કરી દેવાની મને ઇસારત કરી.

મ્હેં તેમની આજ્ઞાનુસાર તેમ કરી તેમની સામેજ એક બીજી ખુરશીમાં મારી બેઠક લીધી. એટલે તેમણે સશંક મારી સામે જોઇ પ્રશ્ન કર્યો. " ભાઇ વિશ્વેશ! હું તમને જે કંઇ પણ પૂછું તેનો તમે સાચો ઉત્તર આપશોને ?

" મ્હેં જાણી જોઇને શંકાશીલ થઇ સામો પ્રશ્ન કર્યો. " પણ મહાશય આટલી મોડી રાત્રે તે એવી શી વાત છે કે, મને પૂછવાને આપને જાતેજ અહીં વેર આવવું પડયું?

મુનશીજી—એ બધું પછી કહીશ પણુ પહેલે તમે એવી પ્રતિજ્ઞા કરો કે તમારાથી મારા આગળ જરીએ જુઠું ન બોલાય !

મ્હેં:—આપ મારા અન્નદાતા છો એટલે આપની પાસે પ્રાણાન્તે પણુ મારાથી જુઠું નહિ બોલાય એટલી ખાત્રી રાખો.

" આ સાંભળી તેમણે મારોજ લખેલો પેલો પત્ર મને બતાવતાંને પૂછયું. " વિશ્વેશ, કહો જોઇએ ? આ પત્ર તો ત્યારે તમારોજ લખેલોને ?

" મ્હેં તરતજ મનોમન નિર્ણય કરી લીધો કે, હવે અસત્ય બોલી આ વાતનો અસ્વીકાર કરવાનું કાંઇ કારણ નથી. એટલે મેં તેમની વાતનો નિર્ભયપણે સ્વીકાર કરી લેતાં કહ્યું-" હાજી તેમ કરવા સિવાય આપને સાવધ કરવાનો બીજો કોઇ ઉપાયજ નહોતો. તેમણે કૃતજ્ઞતાપૂર્વક મારા ભણી જોઇને કહ્યું-પ્રિયે વિશ્વેશ ! તમારી આવી નિઃસ્વાર્થ પ્રભુભક્તિ જોઈ હું રોમ રોમ રાજી થયો છું. પણ એ તો બતાવો કે તમોને આ પાપાચરણની ક્યાંથી ખબર પડી વારૂ ?

" મ્હેં અથેતિ પહેલેથી માંડીને આજ વેર સુધીનો બધો વૃતાન્ત તેમને નિર્ભયપણે કહી દીધો, અને સાથે આ બાબતની સવેળાની સુચના ન આપી શકયો, તેનાં પણ સંગીન કારણો દર્શાવ્યાં.

" મુનશીજી—સારૂં થયું, અમને તમારા સુવાની આ સ્થળેજ વ્યવસ્થા કરવાની પ્રભુએ પહેલેથીજ સુબુદ્ધિ આપી. નહિ તો આ વાતનું પરિણામ કેટલું બધું ભયંકર આવતે એ સહજ સમજાય તેવું છે.

પાઠક મહાશય ! મારે તમને સાચુંજ કહી દેવું જોઇયે, કે આ બધા પાપપુરાણાધ્યાયોમાં મનોરમા અને મારા વચ્ચેનો રહસ્યપૂર્ણ રસપ્રદ અધ્યાય મ્હેં તેમને શ્રવણ જ કરાવ્યો નહિ. કારણ મનોરમા તો હમણે હમણે મીરાંબાઇને અધિકારે પહોંચવાની પેરવીમાં હતી, એટલે હવે પાછી આ વાતની વધુ ચોળાચોળ કરવાની કશી જરૂર જણાતી નહોતી. મારા અંતિમ કથનમાં મેં મુનશીજીને પેલી દશ હજારની નોટોની જે વાત કરી હતી. તે નોટો હવે પછી પોતાને સ્વાધીન લેવાની તેમને પ્રાર્થના કરી.

" મારી આવી સ્વાર્થત્યાગની ઉદાત્ત વૃત્તિથી આકર્ષિત થઇ તેમણે ઘણીવાર સુધી પ્રસન્ન ચિતે મારી સામેજ જોયા કર્યું, અને પછી કૃતજ્ઞતા દર્શાવતાં, તેમણે મને ફરી ફરીને અભિનન્દન આપતાં કહ્યું-' ભાઇ વિશ્વેશ ! ખરેખર ! તમે તો માનવ દેહમાં સાક્ષાત દેવતાજ છો ! "અહો ! મારા જીવનભરમાં નિઃસ્વાર્થભાવની આવી સત્યપરાયણતા મેં પહેલી વાર તમારામાંજ જોઈ ! વિશ્વેશ ! યદિ તમે ધારતે તો આ દશ હજાર રૂપિયાને ઘણી સહેલાઇથી તમારી સ્વતંત્ર સંપત્તિ કરી શકતે, પણ તેમ ન કરતાં કેવળ ધર્મનિષ્ટાથી તમે આદર્શ આત્મત્યાગ આ બાબતમાં બતાવ્યો છે એ શું તમારે માટે ઓછું અભિનન્દનીય કહેવાય ? અરે ! આજવેર લગણ તમારા શુદ્ધ સ્વરૂપને ન પીછાની શકયા એટલા અમે મન્દભાગ્ય ! અસ્તુ. આ ધર્મ ધન અધમ મુનીમના હાથમાંથી બચાવી પરમ કૃપાળુ પરમાત્માએ તમારા હાથમાં આપ્યું, એટલે હવે અમારો એનાપર કોઇ પણ

જાતનો વાસ્તવપણે અધિકાર રહેતો નથી. હું અંતઃકરણના અસીમ આનન્દપૂર્વક આ સંપતિને તમારેજ સ્વાધીન લેવાની પ્રાર્થના કરૂં છું.

મ્હેં તેમને તેવું ન કરવાને ઘણુંય સમજાવ્યા તથાપિ તેમણે મારૂં માન્યુંજ નહિ. અને એ વાત ફેરવીને એક બીજોજ પ્રશ્ન પુછ્યો. " વિશ્વેશ ! કહો જોઇયે કે, છોટુના ગુમ થઈ જવાના સંબંધમાં તમારી શી માન્યતા છે વારૂ ?

"મ્હેં કહ્યું—મહાશય, આ વિષયમાં વિશ્વાસપૂર્વક હું એટલું તો હિમ્મતપૂર્વક કહેવાનું સાહસ કરૂંછું કે, મુનીમ ભોગીલાલેજ પેલા જુગારી જુગલ મારફત તેને મુંબઇમાંજ કયાંક છુપાવી રાખ્યો છે, અને વિશેષમાં હવે આ નરપિશાચ આપનો ઘાટ ઘડી નાંખી આપનાં સર્વસ્વનો નિરંકુશ એકલોજ માલિક થવાની તીવ્રેચ્છા કરી રહ્યો છે.

" આ સાંભળી તેઓ કંઇક કંપી ઉઠયા અને એક દીર્ઘ નિઃશ્વાસ નાંખતાં તેમણે કહ્યું–અરેરે ! અમારી અન્ધશ્રદ્ધાનોય કંઇ પાર, કે અમે નિમકહરામ વિશ્વાસઘાતક માણસ પર સાવ આંધળા ભીંત જેવા બની જઇ આ ન જોવાનું પરિણામ આમ પ્રત્યક્ષ જોવા પામ્યા. અને એ પણ કેટલું બધું દુઃખદાયક કે ચંચળા એક તો સ્ત્રીજાતિ અને બીજી રીતે સંબંધે મારી માતા તુલ્ય ભોજાઇ, તેને હું તે કેવી રીતે દંડ દઇ શકું ? ખેર ! એને અને મુનીમને એમણે કરેલાં પાપાચરણની શિક્ષા કરવાનું કામ હુંતો ઇશ્વર પરજ મૂકી દેવાનું વધારે ઉચિત સમજું છું.

" મ્હેં સામો પ્રતિવાદ કરતાં કહ્યું–" નાજી, આપ એમાં ભૂલોછો. વ્યવહારિક વિષયમાં આપણે જાતેજ કંઇ ન કરતા બધું પ્રભુને ભરોસે મૂકી દઈએ એમાં આપણું ડહાપણ ન કહેવાય. આપ સમજુ થઇને આમ કેમ કહેતા હશો એ મ્હારાથી સમજાતું નથી ?

મુનશીજી—પણ ત્યારે તમે શું કરવાની સલાહ આપો છો ?

મ્હેં કહ્યું—એજ કે, જો પથ્થર હૃદયથી ધીરજપૂર્વક જે કરવા ધારશો તે બધું થઇ શકશે, તેમાં મારી પ્રાસંગિક સહાયતા આપવાને હું અંતઃકરણપુર્વક આપને વચન આપું છું પછી કંઇ ?

તેમણે જરાવાર વિચારીને ફરી કહ્યું:–વારૂ ત્યારે આવતી કાલે આ વિષયમાં આપણે એકાંતમાં કંઇ સલાહ કરશું પણ પહેલે કુટણી મટુ કે જે એમાં મૂખ્ય સહાયભૂત છે તેનું શું કરવું ?

"મ્હેં કહ્યું—હાલ તો એને કોઇ પણ રીતે છેડવામાં સાર નથી. કારણ તે કદાચ આપણે ત્યાંથી છુટી પડી વૈરભાવે આખા શહેરમાં આપણો ઢંઢેરો પીટાવી દે.

"મુનશીજી—ઠીક, ત્યારે છોટુની બાબતમાં કાલે ને કાલે પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબને આ બદમાસ જુગલનો પત્તો મેળવવાનું જાહેર કરી દેવું જોઇએ.

મ્હેં કહ્યું—હાજી. એ ખાસ જરૂરીયાતનું છે. એમાં હવે પળ માત્રનો પણ વિલંબ કરવો વિપત્તિદાયક છે. પણ મહાશય ! આપે એ પત્રનો લખનાર હુંજ હઇશ, એ કેવી રીતે જાણ્યું વારૂ ?

"તેમણે ઉત્તર આપ્યો—એતો તમે જ્યારે પેલો પત્ર પોસ્ટ કરવા જતા'તા ત્યારે હું ત્યાંથી ગાડીમાં બેસી ઘર તરફ આવતો'તો એટલે મારો તર્ક આખરે સાચો થતાં તમે આબાદ પકડાઇ ગયા. ઠીક, ત્યારે તમે કરો આરામ હવે હું જાઉં છું. અને આવતી કાલે ફરી મળી વિચારીને આ બાબતનો કંઇ નિર્ણયાત્મક તોડ કહાડશું, એટલું કહી તેઓ ત્યાંથી ચાલ્યા ગયા—અને હું પલંગમાં જાગતોજ પડયો રહ્યો પ્રાતઃકાળ થવાને કંઈ ઝાઝી વાર નહોતી, એટલે મેં ફરીને સુવાનું માંડી વાળ્યું.

---

# —દર્શન ૧૮ મું.—

## સમાજ.



હું હજી તો મારા ખંડમાં જ વિચારવિવશ પલંગમાં પડે પડે પાસાં ફેરવતો' તો; ત્યાં થોડી વારે હલુસેથી 'વિશ્વેશ ! જાગોછો કે ?' એમ કહેતી મનોરમાએ દ્વારમાં પ્રવેશ કર્યો.

"હું જાગતો'તો એટલે ઉઠીને બેઠો થઈ બોલ્યો; "આવો મનોરમે ! કહો શી ખબર છે ? આ વેળા કેમ આવવું પડયું વારૂ ?

મનોરમા—તમે જાગોછો કે કેમ ? તે જરા જોઇ આવવાને જીજીએ મને મોકલી છે.

મ્હેં કહ્યું—ઠીક વારૂ, ત્યારે આગલી રાત તમે કેવા વિચાર વ્યવહારમાં વીતાડી ?

મનોરમા—તમારી પેઠે જોવા જાણવામાંજ. ઘરમાંના વડીલ વર્ગે પણ આ કુચરિત્ર પોતાની આંખે હવે તો પ્રત્યક્ષ જોઇ લીધું છે, એટલે તે

બાબતનો ફાવતો બંદોબસ્ત તેઓ જાતેજ કરી લેશે. તમે પણ ઠીક બનાવી હોં! પણ ત્યાર પછી મુનશીજીએ તમારી તરફ આવી તમને શું કહ્યું તે કહેશો કે ?

મ્હેં સંક્ષેપમાં સર્વ વાત વિદિત કરી દીધી.

મને શાન્તિથી સાંભળી લીધા પછી તેણે કહ્યું "વિશ્વેશ ! જુઓને, જાણે કે, થવાનું હતું તેતો બધું થઇ ગયું; પણ હવે ઢાંક પિછેડો કરી કોઇ પ્રકારે પણ અભાગણી ચંચળાને જગતમાં મ્હોડું દેખાડવા જેવી દશામાં જરૂર જીવતી રાખવાનો પ્રયાસ કરવો જોઇયે." વખત વિચારી વાતનું વસ્તુ બદલતાં મ્હેં કંઇક ગંભીરાઇથી તેની સ્મૃતિ તાજી કરવાના ઉદ્દેશથી કહ્યું:–" કેમ મનોરમે ! ત્યારે હવે તો તમને પ્રત્યક્ષ પ્રમાણુસર ખાત્રી થઇ હશે કે, "પાપનું પરિણામ અહીંજ હાથોહાથ વ્હોરવું પડે છે."

તેણે ઠાવકાશથી શાન્ત ઉત્તર આપ્યોઃ–" હાજી, ત્યાર પહેલાં અજાણપણે હું શું ને શું કરી નાંખવાના અવિચાર્યા આવેશમાં હની. પણ હુંતો કર્મસંયોગે તમારા સમયોચિત્ અસરકારક ધર્મોપદેશ તથા આશીર્વાદથી અણીશુદ્ધ બચી ગઇ. અરેરે ! અણસમજથી મેં તમારાથી ઘણોજ અન્યાય કર્યો છે, શું તે બધું ભૂલી જઇ વિશ્વેશ ! ફરી તમે મને માસી કહીને નહિ બોલાવો વારૂ ?

મ્હેં—જરૂર, હુંતો હરહંમેશ પહેલાંની પેઠે જ તમારાથી પુત્રવત્ સંબંધ રાખવામાં સૌભાગ્ય માનીશ; અને બીજી રીતે અંતઃકરણ પૂર્વક પરમકૃપાળુ પરમાત્માને એવી જ પ્રાર્થના કરતો રહીશ કે, તમે આ જન્મ નિષ્કલંકિનીજ રહી, અંતમાં સતી કોટિને પ્રાપ્ત થાઓ, અને પુનર્જન્મે પણ નિજ પુણ્યબળથી સૌભાગ્યવતી થઈ ધરા ધામમાં પૂજ્યા આદર્શ આર્યા ગણાઓ.

ત્યાર બાદ પ્રસંગોપાત્ થોડી વાતચીત કરી મનોરમા ત્યાંથી ચાલી ગઇ. અને પાંચેક મિનીટ પછી લક્ષ્મીબા તથા જીજીએ મને દર્શનનો અમૂલો લાભ આપ્યો;

મ્હેં ઉઠીને બન્નેનું યોગ્ય સ્વાગત કર્યું. પ્રેમવત્સલાંએ બેઉ માતાઓએ પણ મારે માથે માયાથી હાથ ફેરવી ગદ્દગદ્દિત થતાં કહ્યું. "બેટા વિશ્વેશ ! શું તમે તો મૂર્તિમાન ધર્મ દેવતાનો જ સાક્ષાત્ અવતાર ધારણ કરી અમારા કલ્યાણ માટે કઇવિધ કષ્ટ સહન કરતા અમ રંકના ઝુંપડામાં વાસો કરી રહ્યા છો ? અહો ! તમારા સદ્દગુણોની પ્રશંસાથી અમારે રોમેરોમ જે આનન્દ વર્તાય છે, તે શબ્દોમાં કહી શકાય તેમ નથી. અને હજીય

અમને તો સંપૂર્ણ શ્રદ્ધા છે કે તમારા શુભાશીર્વાદથી જ ફરી એક વેળા તો અમે અમારા લાડકવાયા છોટુનું હસતું મ્હોંડું જોઈ કૃતાર્થજીવન થઇશુંજ.

પ્રશંસાથી ફુલાઇ ન જતાં મ્હેં ઉત્તર આપ્યો;–માજી, તમે નચિંત રહો. પ્રભુ કૃપાથી હવે એ અવસર પણ ઢુંકડો આવ્યો સમજજો.

આ શાબ્દિક આશ્વાસનથી આશા ભરી બેઉ જણી સાથે જ બોલી ઉઠી. "ભાઇ! ભગવાન કરે ને તમારી મંગળ વાણી સફળ થાય. ઓહો! તમારા મ્હોંમાં ખીર અને સાકર'સ્તો. પણ બાપુ ! ઘરનું ગુહ્ય કોઇ બહારનાથી ન વર્તાઇ જાય તેની જરીક સંભાળ રાખજો હોંકે !

મ્હેં કહ્યું—તેની કાળજી તમારા બધા કરતાં મને વધારે છે. માજી! અને:હવે આ અઘોર પાપનું જેમ બને તેમ જલદીથી નિવારણ કરી નાંખવું જોઇશે. નહિ તો વળી કંઇ નવું જ તૂત જાગશે.

જીજી—વિશ્વેશ ! અમે પણ હવે એજ વ્યવસ્થામાં છીયે'સ્તો. હવે આ વાતને વધુવાર લંબાવવામાં કંઇ માલ ન રહ્યો.

મ્હેં જરાં આશ્ચર્યશંકિત થઇને પૂછ્યું:–જીજી બા ! ત્યારે શું તમને આ અત્યાચારની આજ દિ સુધી જરાય ખબર નહોતી ? ભોળી બિચારી વયોવૃદ્ધા વિધવાએ સાચો જ ઉત્તર આપ્યો; "ના, ના, આ પાપ આટલી બધી સીમાએ પહોંચ્યું હશે તેની કલ્પના સુદ્ધાંય અમને કોઇને નહોતી. માત્ર મોટી વહુને મુનીમ સાથે કંઈક છેડો હોવો જોઇએ એવું અનુમાન સ્ફુરણ કોઇક વારે થઇ આવતું; ને એ રાંડ કુટણી મટુ આટલી બધી જેટલી બહાર દેખાય છે તેનાથી બમણી અંદર ઊંડી હશે એતો અમે હમણેજ જાણ્યું. "

મ્હેં કહ્યું--ઠીક વારૂ,પણ હવે પછી મટુને આ બાબતમાં ઝાઝી છંછેડશો નહિ. કારણ એક તો એ મૂળથી જ કજાત રહી એટલે આખા ગામમાં ને નાત જાતમાં આપણને વરઘોડે ચઢાવી ફજેતો કરાવ્યા વિના એ શાં ખણી સખણી બેસેજ શેની ! સાથે સાથે એટલું ધ્યાનમાં રાખજો કે મોટી વહુને પણ હવે વધુ પડતું કંઈ પણ હાલ કહેવું કારવવું નહિ કારણ કે તેમ કરતાં કદાચ વળી કોઇ ભયંકર પરિણામ લાવી દે,એટલે વળી નવી આપદામાં આવી પડીયે.

જીજી—નારે માડી ! એ ટોપીવાળાઓના રાજ્યમાં તે કોઇનાપર કાંઇ જોરજુલમ ચાલે ? આપણે એવું તેવું કરિયે ને વળી એ કુલકલંકિની જીવપર આવીને અથવા તો લાજ મૂકીને જો કંઇ ઉંધું વેતરી નાંખે તો હસવું અને હાણ સાથે જ થાય'સ્તો.

મ્હેં મનમાંજ કહ્યું, ડોસાંયે સાંસારિકવ્યવહારનાં સારાં જેવાં અનુભવી લાગતાં દેખું ! અને વાતે ખરી, અંગ્રેજી રાજ્યમાં વર્ત્તમાન સ્ત્રીસ્વાધીનતાના જમાનામાં આવી વંઠેલી સ્ત્રીયો જે ન કરે તે થોડું. હરે ! હરે ! આટલી વાતચીત પછી તે બેઉ જણી ત્યાંથી ચાલી ગઇ. હું ત્યાં જ બેઠે બેઠે ધીરે ધીરે બબડવા લાગ્યો કે ખરેખર ! જ્યાં લગણ "शास्त्राद् रुढी बलीयसीના નિગડ બન્ધનેથી બાલવિવાહ, વૃદ્ધ વિવાહ, અને અન્યોન્ય ગુણ કર્માદિથી પ્રતિકુળ એવા વિવાહ વ્યવહારની મુક્તિ ન થાય, તથા બાલ વિધવાઓની દયાજનક દુર્દશા, સમાજના જોખમદાર નેતાઓની દીર્ઘ દષ્ટિ મર્યાદામાં આવી જઇ દેશકાળને અનુકુળ યથાયોગ્ય પુનઃ વ્યવસ્થા ન થાય ત્યાં લગણ આવા નિંદનીય ભીષણ અત્યાચારની જડ મૂળથીજ નિર્મૂળ ક્યાંથી કરી શકાય ? એનો માત્ર એકજ ઉપાય છે તે એજ કે, " જો ઉચ્ચ સંસ્કારસંપન્ના કન્યાઓને, બ્રહ્મચારિણીઓને, તેઓ આદર્શ ગૃહદેવિઓ થઇ આધુનિક સડેલા આર્ય સંસારના જાતે જ પુનરુદ્ધાર કરી શકે તેવું ગૃહિણીને યોગ્ય સુશિક્ષણ અપાતું હોય, તોજ સામાજિક સુધારણા સહજમાં થઇ શકે; પણ જો હજીય જડ વાદી વિલાયતી ઇમીટેશન સ્વાધીનતા આર્ય નીતિના ફુટેલા ભાગ્યમાં જારી રહેશે તો પછી પ્રભુ જાણે ભવિષ્યમાં જૂની આંખે નવા તમાસા કે અવનવાં કૌતુક જોવાને અનિચ્છનીય કેવોય વારો આવે ! "

અસ્તુ, આમને આમ ઘડીક વિચાર કરતાં થોડીવાર પછી હું ત્યાંથી ઉઠયો અને મારા ખંડને તાળું વાસી નીચે બગીચામાં આવી લાગ્યો. ત્યાં એક સેવકને પૂછતાં સમાચાર મળ્યા કે મુનશીજી હમણે જ ગાડી જોડાવી કામસર ક્યાંક બહાર ગયા છે. પાઠક મહાશય ! એ કામથી હું કંઈ અજાણ્યો નહોતો.

---

# —દર્શન ૧૯ મું.—

## કુકર્મની દક્ષિણા !



હું ઝટપટ સ્નાન સન્ધ્યા તથા જલપાનથી નિવૃત્ત થઈ રહ્યો. કારણ કે આજ કંઈ નવું જૂનું થવાનું જ એ હું પહેલેથી જ સારી રીતે જાણતો હતો. મારા મનમાં વારંવાર ચટપટી થવા લાગી કે આજ બદમાશ મુનીમની અકાણ્ડ લીલાનો અંતિમ્ દિવસ છે, એટલે જરૂર કંઇક જોવા જેવું જ થવાનું. અને હવે ભાઇ છોટુની શોધ ખોળની ચાવીનો પતો લાગવાનો; આમને આમ અર્ધોક કલાક સહજ વીતી ગયો. તેટલામાં મુનશીજી પણ બહારથી ઘેર પાછા ફર્યા, અને પરભાર્યા મારી કને આવી મારો હાથ ધરી પોતાના ખાનગી ખંડમાં મને સાથે લઇ ગયા. ત્યાં ખુરસીઓમાં ગોઠવાયા પછી કંઇક ગંભીરતાથી તેમણે મને કહ્યું.—" વિશ્વેશ ! તમારા અનુમાનની વાત મેં હમણે જ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબને રોશન કરી છે.તે સાંભળી લીધા પછી તેમણે મને જવાબ આપ્યો કે, અલબત, જુગલ પાકો બદમાશ છે. હું એનો પતો મેળવવાની કોશીશમાં છું, તેમજ તમે પણ તેવીજ કોશીશ કરતા રહેજો. અને તેમાંજો ફતેહમંદ નિવડો તો મને તરત ખબર આપશો. પૈસાની લાલચમાં એણેજ ક્યાંક છોટુને સંતાડયો હોવો જોઇયે. એટલે તમારી ઇનામી જાહેર ખબરથી કદાચ એ લોભાઇને પણ છોટુ આપણી આગળ હાજર કરી દેતો કંઇ આશ્ચર્ય નહિ.

મ્હેં પૂછ્યું—ત્યારે તો આપે મુનીમને પણ સાહેબ આગળ એક શકદાર તરીકે જાહેર કર્યો હશે ને ?

મુનશીજી—નહિ, મેં હમણે તો એકલા જુગલને જ શકદાર ગણાવરાવવાનું યોગ્ય ધાર્યું. કારણ કે, જો મુનીમને પણ તેવી સ્થિતિમાં જાહેર કરવાનું સાહસ કરિયે તો તે કદાચ ભર કોર્ટની વચ્ચે પોતાનો ચંચળા સાથેનો અનુચિત્ વ્યભિચાર વ્યવહાર કબૂલ કરી લોકોમાં આપણી હાંસી કરાવે.

એમના એ ડહાપણ ભરેલા વિચારને પુષ્ટી આપતાં મ્હેં પ્રત્યુત્તર આપ્યો." જી, એનો આપે બહુ દીર્ઘદૃષ્ટિયે કરવું ઘટે તેમ જ કર્યું. કારણ કે એ નરપિશાચ જે ન કરે તે થોડું.

કંઇક ઉદાસીનતાથી ક્ષણેક પછી તે ફરી બોલ્યા;—અને એ પણ સંભવિત છે વિશ્વેશ ! ધારો કે, આપણે એને ફસાવીયે, તો એ દુરાત્મન્ પોતાનાથી ચંચળાને રહેલા ગર્ભની વાત પણ ત્યાં બેધડક કરી દેવામાં જરાય શરમાય એમ નથી. એટલે પછી આપણે ગર્ભપાત કરાવવાના વિચારમાં નિષ્ફળજ નિવડીએનાં ?

મેં—જી, એ પણ વાજબી છે.

તેમણે ફરીને કહ્યું—એટલે હવે તમે જુઓતો ખરા કે, એ નિમકહરામનો હું કેવી ચાલાકીથી આ ઘરમાંથી સદાને માટે રોટલો ટાળી દઉં છું. બેસો જરીક હું હમણે જ એને અહીં બોલાવરાવું છું. એમ કહી તેમણે એક સેવકને ભોગીલાલને બોલાવી લાવવાની આજ્ઞા કરી. તેજ વેળા નીચ ભોગીલાલે ત્યાં પ્રવેશ કર્યો અને જેગોપાળ કરી શેઠજીની સામે નીચેજ જાજમપર બેઠો.

સત્તા પ્રતાપની પ્રભાવયુક્ત ગંભીર મુખમુદ્રાથી મુનશીજીએ ઘેરા અવાજે તેને અનુલક્ષીને કહ્યું:-"ભોગીલાલ! તમારાં આજદિ સુધીનાં કુકર્મ હવે મારાથી અજાણ્યાં નથી. એટલે હવે જો તમે તમારૂં ભલું ઇચ્છતા હોતો ચોવીશ કલાકમાં જ છોટુને અહીં આગળ હાજર કરી દો.

પાપાત્મન્ મુનીમનાં પાણી આસરવા લાગ્યાં, તે નિસ્તેજ જેવો લેવાઈ ગયેલો ભાંગાતૂટા શબ્દોમાં માત્ર એટલું જ કહી શકયોઃ-" શેઠ, આપ એ શી વાત કરોછો ? હું તેને કયાંથી અને કેવી રીતે હાજર કરી શકું ?

મુનશીજીના ચ્હેરાએ મર્યાદિત્ ક્રોધની લાલાશ ધારણ કરી અને ફરી કહ્યું:-બસ, ચૂપ રહો! તમે તેને જ્યાં સંતાડયો હોય ત્યાંથી કોઇ પણ પ્રકારે હાજર કરી દો, નહિ તો પછી તમારા હકમાં ભુરૂં થવામાં કંઇપિ બાકી નહિ રહે.સમજ પડી ? અમે આજદિ લગણ તમારા વિશ્વાસમાં સાવ આંધળા બની ગયા હતા તેથી તમને બરોબર ઓળખી શકયા નહિ; હવે નખથી શિખા પર્યંત્ તમને ઓળખી લીધા પછી, ફુંફાળા મારતા ઝેરી નાગને ઘરમાં સંઘરી રાખવાથી જે ભયંકર પરિણામ ભોગવવું પડે તેજ પરિણામ તમને સંઘરવાથી અમારે નશીબે જોવા જાણવાનો વખત ન આવે તેવી અગમચેતી અમાંર અમારા ભવિષ્યને માટે રાખવા વિના હવે છૂટકોજ નથી. અને એ પણ ખૂબ ધ્યાનમાં રાખી લેજો મુનીમજી! કે હવે તમારે યમરાજથી બચવું જેટલું સહેલું છે, તેટલું અમારા હાથથી તો નહિ જ એ નક્કી માનજો.

ભયથી કંપિત્ થતા ભોગીલાલે ફરીને આર્જવભર્યા શબ્દોમાં કહ્યું-પણ શેઠજી, આજે આપને મારા માટે આવા ખરાબ વિચાર બાંધવાને શું કારણ મળ્યું તે કંઇ કહેશો કે?

મુનશીજી આ પ્રશ્નથી પોતાનો મિજાજ તદ્દન ખોઇ બેઠા અને સિંહ ગર્જનાથી ગાજી ઉઠયા;-પાજી! નિમકહરામ, નાલાયક ! હજી પણ સારા

માણસમાં ખપાવવાનો ડોળ કર્યા કરે છે કે? યાદ રાખ, મારી આજ્ઞાનો અનાદર કરવામાં તારૂં અકલ્યાણ છે, તું વગરમોતે મરી જવાનો છે. લંપટ! મારૂંજ અન્ન ખાઇ મારાજ સર્વ નાશનો પ્રયાસ કરી તેં તારી જીવન ભરની સેવા ચાકરીમાં કલંકની કાળી ટીલી લગાડી છે, બતાવ! હવે એ તારા અક્ષમ્ય પાપનું પ્રાયશ્ચિત્ કેવી રીતે કરાવી શકાય?

આ અસહ્ય અપમાન ન સહેવાતાં કુટીલ ભોગીલાલે હિમ્મતથી સામો ઉત્તર આપ્યોઃ–સાહેબ! ઘણું થયું હવે બસ કરો. ગુલામથી પણ સહન ન થાય તેવું હડહડતું અપમાન મૂગે મ્હોડે સહન કરી તમારી નોકરી બજાવવાનું હવે પછી મારાથી નહિ જ બની શકે. હું હમણાજ મારી નોકરીનું રાજીનામું આપવાને તૈયાર છું.

મુનશીજી—હં, હવે રાજીનામું આપીને તારે નિર્દોષ થઇને છૂટી જવાનો ઇરાદો છે ખરૂં કે? બધું ઠીક થશે, તું જોતો ખરો. મ્હારૂં ઘર મૂકયા પછી દુનિયાભરમાં તને કોઇ બારણે ઊભોજ રહેવા ન દે તેવોજ બંદોબસ્ત થશે.

"ચાલો, કોઇ હાજર છે કે?" એમ કહી મુનશીજીએ દ્વારપ્રતિ દૃષ્ટિપાત કર્યો.તરતજ નાનો મુનીમ શિવલાલ પહેલેથીજ કરી રાખેલા સંકેતસર ચારેક લઠ્ઠાબાજ માણસો સાથે ત્યાં હાજર થઇ ગયો, અને જેગોપાળ કરી 'શી આજ્ઞા છે શેઠજી!' એમ કહી સામો ઉભો રહ્યો.

મુનશીજીએ પોતાના કોટના ગજવામાંથી કરારનામાથી લખાયલો એક રૂપીયા વાળો સ્ટેમ્પનો કાગળ કહાડી આંખને ઇસારે ભોગીલાલને ઘેરી લેવાની આજ્ઞા આપી દીધી.

ઇસારો થતાંજ આગંતુક લઠ્ઠાબાજોએ ચોમેરથી મુનીમને ઘેરી લીધો. એટલે મુનશીજીએ કરડાઇથી મુનીમને સત્તાવારી અવાજમાં કહ્યું:–ચાલ, ઝટ કર. ગુપચુપ આ કરારનામાપર તારી સહી કરી આપ અને તારા હસ્તકનો કુલ હિસાબ કિતાબ તથા વહીવટી કાગળપત્રાદિ બધું આ શિવલાલને સોંપી દઇ તારૂં કાળું મ્હોડું લઇને અહીંથી ચાલ્યો જા.

આં અણધારી આફતથી ભયભીત થયેલા ભોગીલાલે ગભરાટથી પૂછ્યું:–'પણ સાહેબ! આ એ કરારનામામાં શું લખેલું છે તે મને મહેરબાનીની રાહે જણાવશો કે?

કરારનામાવાળો કાગળ શિવલાલના હાથમાં આપતાં મુનશીજીએ તેને વાંચી સંભળાવવાનો હુકમ કર્યો. તેણે વાંચવા માંડ્યું:—

મુંબાઈ. તા. ૨૦-૨-૧૨.

" કરારનામું. "

હું શા. ભોગીલાલ ચુનીલાલ ઇચ્છાપોરીયા, રહેવાશી સુરત તાબે પારડીનો; છેલ્લાં વીસ વર્ષથી શા. મોતીલાલ-એમ મુનશીને ત્યાં મુનીમની નોકરીમાં હતો. મારા એ હોદાની રૂએ હું મજકુર શેઠજીની સ્થાવર જંગમ મીલકતનો કુલ વહીવટ મારી જોખમદારી પર આજ દિવસ લગણ ચલાવતો હતો, પણ કેટલાંક વર્ષથી દુર્વ્યસનોને આધીન હોવાથી છૂપી રીતે મારા અખત્યારની મજકુર શેઠજીની રોકડ રકમમાંથી આજદિ સુધીમાં હું આસરે બાસઠ હજાર રૂપીયાની મીલકત લુચ્ચાઇથી ઉચાપત કરી ગયો છું.

પણ આખરે મારી ચોરી પકડાઇ જતાં અને તેનો સ્વીકાર કરતાં મજકુર શેઠજીએ મને પોતાના ઘરનો જૂનો નોકર જાણી રહેમ દિલીલ બતાવી, મેં ઉચાપત કરેલી ઉપર લખેલી રકમ મારી પાસેથી રીતસર લખાવી લઇ પોતાનું દેવું બે વર્ષમાં ભરી દેવાની સરતથી મને આજથી પોતાની નોકરીમાંથી સદાને માટે બરતરફ કર્યો છે. ઉપર જણાવેલું દેવું જો હું ઠરાવેલી મુદ્દતમાં ન ભરી શકું તો લેણદાર શેઠજી મારા પર રીતસર પગલાં લઇ વિશ્વાસઘાતનું તહોમત મૂકી પોતાનું લેણું વસુલ કરી મને મારા ગુન્હાના પ્રમાણમાં ધોરણસર સજા કરાવી શકે એજ. આ કરારનામું મેં મારી રાજીખુશીથી લખી આપ્યું છે. તા. સદર-મીતિ સં. ૧૯૬૮ ના ભાદરવા વદિ ૭ ગરેરૂ.

| | |
|---|---|
| સાક્ષી.<br>શા. શિવલાલ ધીરજલાલ<br>નાણાવટી.<br>શા. પરમાનન્દદાસ પ્રભુલાલ<br>પરીખ. | સહી-શા. ભોગીલાલ ચુનીલાલ<br>ઇચ્છાપોરીયા દા. પોતાના. |

પાપાત્મન્ ભોગીલાલ, પોતાના સર્વનાશના સાધનરૂપ આ કરારનામાના શ્રવણ માત્રથી સાવ ઉજળી પૂણી જેવો થઇ ગયો. તેણે રોતાં કકળતાં, આર્જવ કરતાં મહા મુસ્કેલીથી મુનશીજીને કહ્યું; " શેઠજી, આ કેટલા બધા અન્યાયની વાત છે ! જાણે કે મેં કોઈ ઘોર અપરાધજ કેમ ન કર્યો હોય, તેમ મને બધેબધ ગેરકાયદેસર સખ્ત બંધનોથી જકડીને બાંધી લેવામાં આવ્યો છે. આપના જેવા સજ્જન શ્રીમંતને તો એવું ન શોભે.

તેમણે કઠોર અવાજમાં ઉત્તર આપ્યો—" નિમકહરામ, શું હજીય તું

તને નિર્દોષ ઠરાવવાના મિથ્યા પ્રયાસથી જરાય શરમાતો નથી ? ધિક્કાર છે તને ! મૂર્ખ ! એટલોય પ્રભુનો પાડ માન કે, તારા અપરાધના પ્રમાણમાં ન્યાયાસનેથી તને જેટલી સખ્ત સજા થવી જોઇયે છે, તેનાથી અર્ધ જેટલીયે સખ્તાઇ આ સજામાં નથી સમજ્યો ? એજ અમારી સજ્જનતાનું પ્રત્યક્ષ પ્રમાણ તું જીવનભરમાં રખેને ક્યાંક ભૂલી જતો !

ચાલ હવે ઝટ લઇને છાનોમાનો આ કરારનામાપર તારી સહી કરી આપ, નહિ તો હમણેજ તારા બુરા હાલ થયા સમજજે.

સાણસામાં સપડાયલા સાપની પેઠે શયતાન મુનીમે કલમ ઉપાડી ધ્રુજતે હાથે લાચારીએ પોતાની સહી પેલા કરારનામાપર કરી આપી.

મુનશીજીએ ત્યાર પછી મને પણ પાસે બોલાવીને પેલા કરારનામાપર એક સાક્ષી તરીકે પોતાની સહી કરી આપવાને કહ્યું, એટલે મેં પણ તેમના કહેવા પ્રમાણે કરી આપ્યું. થયું. તદનન્તર શિવલાલના હાથમાંથી પેલું કરારનામું લઇ લેતાં તેમણે તેને આજ્ઞા કરી: "શિવલાલ ! તમે હમણેજ એના હાથમાંના કાગળપત્રો અને વહીવટી દફતરનો કબજો સંભાળી લ્યો. પણ સંભાળ રાખજો કે, એ કારસ્થાની કૂતરો ક્યાંક તમનેયે ગોથું ન ખવરાવે. જો જરા જેટલોયે એનો વિશ્વાસ કર્યો, તો પછી તમે જાણો. હવે એ બધી જોખમદારી આજથી તમારે શીરે છે. જાઓ, લઇ જાઓ એને પહેરાની વચ્ચે જ પણે દફતરખાનામાં.

આ આજ્ઞા અમલમાં મૂકાય તે પહેલાં જ એક પટાવાળાએ અંદર આવીને ખબર આપી કે, કોઇ પોલીશ અમલદાર શેઠજીને મળવા માગે છે. મુનશીજીએ ડોકું ધુણાવી તેને આવવા દેવાની રજા આપી.

" જમાદારે અદબથી સલામ કરી ખુરસીપર બેસતાં બેસતાં કહ્યું; " જનાબ, ઉસ બદમાશ જુગલપર વારન્ટ જારી કિયા ગયા હૈ, પર અભીતક ઉસકા કહીં પતા નહીં લગા હૈ.

આ સિવાય આ બાબતમાં બીજી પણ જરૂરજોગી કેટલીક વાતચીત થઈ રહ્યા પછી જમાદારે સલામ કરી જવાની રજા લીધી, અને મુનીમ શિવલાલ પણ શેઠજીની આજ્ઞાનુસાર સખ્ત પહેરાની વચ્ચે કુટિલ ભોગીલાલને વહીવટી ખાતા તરફ લઇ ચાલ્યો.

પ્રિય પાઠક ! જે ખંડમાં આ ઘટના બની તેની સામેનાજ એક બીજા ખંડની ખડકીમાંથી ઘરમાંના સ્ત્રી વર્ગે પણ આ બધું જોયું જાણ્યું અને સાંભળ્યું.

જાણે કે માથાપરથી વર્ષોનો કોઇ મોટો બોજો ઉતરી ગયો હોય

તેવી ટાઢકથી મુનશીજીએ મારી ભણી જોઇને કહ્યું. " જોયું વિશ્વેશ ! બધું ઘર મેળે ઠીક સમી ગયુંને?

મેં કહ્યું–ધન્ય છે આપની વિચક્ષણ બુદ્ધિમતાને, અને તેની સાથે આશ્ચર્યજનક ઉદારતાનેયે.

તેમણે ફરીને કહ્યુ–ભાઇ ! મેં તો ચાલુ જમાનાના અદાલતી ઇન્સાફ અને પોતાની ઇજ્જત આબરૂનોયે ખૂબ વિચાર કરી આમ કરવું ઉચિત ધાર્યું. હવે એ નીચ ભોગીલાલના પગ તે ફરીને આ ઘર ભણી કોઇદિ વળવાના હતા?

મેં કહ્યું–એતો બધું સારૂં થયું શેઠજી ! પણ હવે ત્યારે ભાઇ છોટુનું શું કરવા ધાર્યું ?

તેમણે ગંભીરતાથી પ્રત્યુત્તર આપ્યોઃ––આધા મનુષ્ય યત્ન અને ઇશ્વરે કૃપાને આધારે હવે તેની પણ વ્યવસ્થા કરી શકશું.

મેં અંતઃકરણપૂર્વક કહ્યું–ઇશ્વિર કરેને આપણો મનોરથ સિદ્ધ થાય.

મુનશીજી–તમારા જેવા સાત્વિક ધર્માવતાર ચરિત્રશાળી વિદ્વાન બ્રાહ્મણના બ્રહ્મ વાક્યમાં મને તો સંપૂર્ણ શ્રદ્ધા છે વિશ્વેશ ! "

એટલામાં તો ભટજીએ આવીને જમવા માટે બોલાવ્યા, અમે ત્યાંથી સાથેજ ઉઠયા અને ભોજનગૃહ ભણી ચાલ્યા.

## —દર્શન ૨૦ મું—

### જૈસે કો તૈસા.



કોઇ પણ પ્રકારના સવિશેષ વાર્ત્તાલાપ વિના ભોજનવિધિ શાન્તિથી સમાપ્ત થયો.

મુનશીજી જમી પરવારીને બહાર ચાલ્યા ગયા, અને હું મારા ઉપરવાળા ખંડમાં આવી પેપર વાંચવા બેઠો.

કલાકે'ક વીતી ગયા પછી મનોરમાએ મારા ખંડમાં પ્રવેશ કર્યો, અને જરા હસીને કહ્યું;–" આજ તો ઠીક રંગ જામ્યો'તો વિશ્વેશભાઇ ! સારૂં થયું કે, નીચ ભોગીલાલને તેની કરણીનો યોગ્ય બદલો મળી ગયો.

મેં કહ્યું—ના, ના, મનોરમે ! છેક તેવું તો કંઇ થયું નથી. જાણી

જોઇને તેનાપર તોય ઘણોજ અનુગ્રહ કરવામાં આવ્યો છે, અર્થાત્ ઉદાર દિલના મુનશીજીએ આ પ્રસંગમાં ઘણીજ ઉદારતા બતાવી છે. એમ કહેવામાં જરા જેટલીયે અત્યુક્તિ નથી.

મનોરમા—એ તો જે થયું તે સારાને માટેજ. તે વેળા અમેય સૌ સામેના ખંડની ખડકીમાંથી આ બધો તમાસો જોવાને આવી બેઠાં હતાં.

ચંચળા તો ત્યારથીજ રોતી કકળતી અને જળનો સર્વથા પરિત્યાગ કરી મોઢું વાળીને એક ખૂણામાં પડી રહી છે. અને મહુ, પણ હમણાં બાઇસાહેબની સેવામાં ત્યાંજ પોતાનો બધો સમય વીતાવે છે. જીજી અને મોટી બ્હેને, મોટી વહુને જમવાને ઘણુંઘણુંય સમજાવ્યા છતાં હજી તે ભૂખી તરસી ત્યાંજ પડી રહી છે.

મેં કહ્યું—છોને, પડી રહી. ભૂખ લાગશે એટલે તે પોતાની મેળેજ દુરાગ્રહ મૂકી દેશે. પેટ તે વળી કોઇદિ પાટા બંધાતા હશે?

મનોરમા—અને વળી બીજું કહું કે, તમે મને પહેલે ચંચળાના હાથે લખાયલો પેલો પત્ર નહોતો બતાવ્યો; જેમાં મારા તમારા પ્રથમ પરિચય પ્રસંગની કંઇક વાત હતી ?...

મેં વચ્ચેજ પૂરાઇને કહ્યું—હા, હા, એ પત્ર તો હજીયે મારી કનેજ છે.

તેણે અધુરી વાતને આગળ લંબાવતાં ફરીથી કહેવા માંડયું–તે સાંભળો તો ખરા, મોટી વહુને હવે બધીય ખબર પડી ગઇ છે, જે તમેજ તેના પ્રિયતમને બેહાલ કરી બરતરફ કરાવ્યો, અને પેલી દશ હજારની નોટોયે તમેજ પચાવી પાડી; તેથી તે તમારાપર ઘણીજ ખીજી ઉઠી છે, અને મારાથીયે તેનું વેર વાળવા તલપી રહી છે.

મેં સાશ્ચર્ય પૂછ્યું;—ઓહો ! વળી તે કેવી રીતે ?

મનોરમા—એવી રીતે કે, હમણેજ હું જીજીના કહેવાથી તેને સમજાવવા પતાવવા તેના ખંડમાં ગઇ'તી. ઓય મારી માડી ! મને જોતાંજ તે હડકાયલી કૂતરીના પેઠે ભસી ઉઠી ત્રાડ ભેરવી ! તું તે શું સમજે છે તારા મનમાં જે ! તને અને તારા પ્રિયતમ પેલા વિશ્વેશને હું સારી રીતે ઓળખું છું વખત આવવા દે, અને જોજે પછી કે, તમારા બેઉનેયે હું કેવોક ઠેઠ ફજેતો કરાવી મારૂં વેર વાળુંછું તે!

આ વિપરીત વાતથી તો જરીક હું પણ લેવાઇ ગયો, પણ કંઇક વિચાર કરીનેઉત્તર આપ્યો,—વારૂ, મનોરમે ! જીજીબા આ વેળા મને મળી શકશે ખરાં કે ?

તેણે કંઇક ડરથી જવાબ આપ્યો—કેમ વારૂ ? ત્યારે શું તમારે આ વાત જીજીને કહી દેવી છે ?

મેં તેને વધારે ગભરાટમાં ન નાંખતાં જરાંક હસતે મ્હોડે કહ્યું;—મનોરમે ! હું કંઇ અણુસમજ બાળક નથી હોં. તમે જરાયે ગભરાશો નહિ. જુઓ તો ખરાં, હું એ વંઠેલી મોટી વહુનો ચોટલોજ તમારા હાથમાં કેવી રીતે પકડાવી દઉં છું તે ! પણ જીજી હમણેજ મળે તો મારૂં કામ સરળ થઇ જાય. આ અણીની વેળા છે, ઘર લાગ્યા પછી કૂવો ખોદાવવો શા કામનો ?

તેણે જરાક ગુંચવઇને કહ્યું;—વિશ્વેશ ! પણ હમણે તો હું તમને છાનીમાનીજ મળવાને આવી છું, તો પછી જીજીને તમને મળવાનું તે કેવી રીતે કહી શકું ? તમે જાતેજ તેને મળવા જાઓ તો શું ખોટું ? ઘરમાં તો તમારી લાજ કાઢે એવું કોઇ નથી.

મેં કહ્યું—ઠીક છે, ત્યારે તમે આગળ જાઓ, અને હું થોડીવારે પાછળથી આવું છું.

મનોરમા જવા ઉઠી એટલે મેં તેને રોકીને ફરીથી કહ્યું; જુઓ મનોરમે ! પાપ એ એવી બુરી ચીજ છે કે તેના—જુઠા આળથીયે માણસ જાતને ગભરાવું પડે છે. આપણે બેઉ જણ તેનાં પ્રત્યક્ષ પ્રમાણભૂત છીયે. ખરૂંને ?

મનોરમા—અક્ષરશઃ અરેરે ! તે વેળા હું તમારામાં કેવી આંધળી ભીંત જેવી થઇ ગઇ'તી ?

એટલું કહી તે ત્યાંથી ચાલી ગઇ. મેં મારો ટ્રન્ક ઉઘાડી પેલા બેઉ પત્રો બહાર કહાડયા. મનોરમાના પત્રને તો હવે નિરુપયોગી જાણી મેં ત્યાંજ ફાડી નાંખ્યો, પણ ચંચળાના પત્રને લઇને હું જીજી પાસે જવા નીકળ્યો.

ત્યાં ગયા પછી મેં જોયું તો મ્હારી લક્ષ્મીબા અને જીજી બેઉ કાંઈ ઉંડા વિચારમાં બેઠી હતી, અને પાસેજ મનોરમા પણ તેવીજ દશામાં ઉભી હતી.

મને જોઇને જીજીએ કહ્યું—ભાઇ ! ભગવાન તમારૂં ભલું કરે ! તમે એ મુવા અધમ મુનીમને આખરે ઘરમાંથી બેઆબરૂ કરીને બહાર કહાડયો, પણ મારા છોકરાનું તે હવે શું થશે ?

મેં શાન્તિથી આશ્વાસન દેતાં કહ્યું—' માજી ! તમે કંઇયે ચિંતા ન કરો. પ્રભુ કરશે તો હવે ભાઇનો પણ જલદીજ ભેટો થવાનો. પણ વારૂ,

હું એમ પૂછું કે, છોટુની બા હવે અન્ન જળ લે છે કે નહિ ?

લક્ષ્મીબા—અરેરે! અમે તે કંઇ સમજાવવામાં બાકી રાખ્યું હશે ? પણ બધું ફોકટ. મનોરમાને મોકલી તો તે પણ અમારી પેઠેજ વીલે મ્હોડે પાછી ફરી. ત્યારે તમેજ કહોને! હવે એમને તે કેવી રીતે સમજાવાય વારૂ ?

મેં કહ્યું—માજી! જો તમારામાંના કોઈનુંયે એમણે માન ન રાખ્યું, તો પછી હવે તો તે બીજા કોઇનું માનેજ શાનાં? છતાંય જો તમે મને આજ્ઞા આપતાં હો, તો હુંયે એકવાર પ્રયત્ન કરી જોઉં.

બેઉ સાથેજ સશંક બોલી ઉઠી—ભલેને ભાઇ! તમારા જેવા ભલા આદમીનું માન રાખી હજીયે તે સાનમાં સમજતી હોય તો તેમ કરી જોવામાં અમને કશો વાંધો નથી. પણ એને તો તમેજ મુનીમનો પગ ટાળતો કર્યો એવું ભૂત ભરાયું છે, તે તમારૂંયે માનશે ખરી કે ?

મેં કહ્યું—તે હું મારી મેળે સમજી લઇશ; તમે આજ્ઞા આપો એટલી જ વાર.

લક્ષ્મીબા તથા જીજી—ત્યારે અમેયે તમારી સાથે આવીયે તો શી અડચણ છે ?

મેં કહ્યું—ના જી, હવે તમારે ત્યાં આવવાનું કંઇ કામ નથી. પણ મનોરમાને સાથે લઇ જવાં પડશે.

જીજી—કેમ ? એનું ત્યાં શું કામ છે વારૂ ?

મેં ખરા કારણને ન દર્શાવતાં જૂઠાણુંજ કેંક્યું,—'મારે એકલાયે ત્યાં જવું અઘટીત ગણાય એટલેજ.

જીજીએ મારા કથનનુંજ સમર્થન કરતાં ભોજાઇને કહ્યું: "જોયું કેવો ડાહ્યો દીકરો ? ઠીક કહે છે હોં! ન કરે નારાયણને જો કદાચ એ બેશરમી એનાથીયે બાજી રમી વળી કંઈ નવું તુત જગાડે તો એ બિચારાને તો પછી અહીં રહેવુંજ ભારે થઇ પડે નાં ? એટલે મનોરમા જો સાથે જતી હોય તો તો ઘણુંજ સારૂં.

મેં મનોરમાથી આંખને અણસારે સાથે આવવાનો સંકેત કરી લીધો. એટલે તે વગર આનાકાનીએ મારી સાથે આવવા તૈયાર થઇ ગઇ.

અમે બેઉ જણ સાથે સાથે ચાલ્યાં. જરા આઘે જતાં મેં તેને ધીમેથી કહ્યું:-જુઓ મનોરમે! તમારે ત્યાં જે કંઇ પણ વાતચીત થાય તે સઘળી શાન્તિથી સાંભળ્યા કરવી અનેહું કહું તે પ્રમાણેજ તમારે વર્ત્તવું.

તે મારી આજ્ઞાનુસાર વર્ત્તવાને અનુકુળ થઇ, થયું. અમે બેઉ જણ ચંચળાના વિલાસગૃહમાં આવી પહોંચ્યાં. ત્યાં જોયું તો તે કુટણી મટુથી

કંઇક ખાનગી કરી રહી હતી. પ્રિયપાઠક! હમણે હમણે થોડાકમાંજ તેનો ચ્હેરો ચિંતાથી એટલો બધો લેવાઇ ગયો’તો, જાણે કે વર્ષેકના સખ્ત મંદવાડમાંથીજ કેમ ન ઉઠી હોય !

પહેલે તો તે મનોરમાને મારી સાથે આવેલી જોઇ કંઇક ચમકી ઉઠી, પણ પછી યુક્તિથી પોતાના હૃદયગત્ ભયનું સંગોપન કરતાં તેણે મટુને ત્યાંથી ચાલી જવાની આજ્ઞા કરી એટલે તે ચાલી ગઇ.

મેં આવતાંજ મનોરમાને ખંડને દરવાજે એવી ઢબથી ઊભી રાખવાની વ્યવસ્થા કરી હતી કે, તે મારા સામેની સામેય રહે અને બહારના ભાગમાં પણ સાવધપણે નજર ફેરવી શકે. આમ કરવામાં મારો આશય માત્ર એટલોજ હતો કે, હરામજાદી મટુ બહારથી છૂપાઇને અમારી વચ્ચેનો ખાનગી વાર્તાલાપ જરા જેટલોયે સાંભળવા ન પામે. ઠાવકું મ્હોંડું રાખી ગંભીરતાથી મેં ધીમેથી ચંચળાને કહ્યું:

“ચંચળા બા ! ભલું તમને તો યાદ હશે કે, ઘણા દહાડાપર તમે મને પાનબીડાંના પડીયામાં એક પત્ર લખી મોકલાવી પ્રસંગોપાત્ મળવા આવવાનું નિમંત્રણ કર્યું હતું ને ?

મુહુર્ત્તમાંજ આ મ્હોકાણીયા પ્રશ્નથી પહેલે તો તે કંઇક કંપી ઉઠી, પણ ક્ષણાર્દ્ધ પછી ગળગળી થઇ મારા પગમાં આવી પડી કરગરીને કહેવા લાગી. ‘વિશ્વેશ ! દાઝ્યા પર ડામ દેવા જેવો આ દુઃખદાયક પ્રશ્ન તમે મને હમણે શા માટે કર્યો ?

મેં કહ્યું—એટલા માટેજ કે, તમે નિર્દોષ બિચારી મનોરમાને દમ ભરાવી ભયભીત કરી દેવાની ધૃષ્ટતા બતાવી.

ચંચળા—ખેર ! મારા એ અપરાધી વર્ત્તનની ક્ષમા કરો. હવે પછી હું તેવું નહિ કરૂં બસ ?

દુરાચરણી પણ ચતુરા ચંચળાના સમયોચિત્ વિનીત વ્યવહારથી મનમાં તો મેં તેનાં વખાણ કર્યાં, પણ મારી શિષ્યા બની બેઠેલી શીલવતી મનોરમાના ગૌરવ વધારવાના ઉદ્દેશથી મેં તેને ફરી કહ્યું:-તમે ક્યાંથી જાણો ચંચળે ! કે તમારા પાપાચરણીય પ્રત્યક્ષ દૃષ્ટાંતથી તો સતીત્વના પુનિત્ ઉન્નત્ શેખરપરથી આજવેર સુધીમાં ક્યારનુંયે તેનું અધઃપતન થઈ ગયું હોત, પણ ઇશ્વરાનુગ્રહથી અંતે તે અણીશુદ્ધ બચી ગઇ, અને ત્યાર પછી અમે પૂર્વવત્ માસી ભાણેજની વ્યાવહારિક સંબંધનીય દૃષ્ટિથીજ એક બીજાને જોઇએ છીયે.

ચંચળાએ પગમાં પડેપડે ડુસકાં ખાતાં કહ્યું-‘ વિશ્વેશ ! એ વાત

પણ મારાથી અજાણી નથી, અને એ કારણે જ હું ફરીને તમને બોલાવવાનું સાહસ કરી શકી નહિ. હવે મારી ખાત્રી થઇ ગઇ કે, તમે સાક્ષાત્ પૂજનાર્હ નૈષ્ઠિક બ્રહ્મચારીજ છો. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખતાં અંતઃકરણપૂર્વક પશ્ચાતાપ કરતાં ફરી કહ્યું; “વંદનીય બ્રહ્મદેવ ! ખરેખર ! મેં હત્ ભાગિનીયે પણ જો મનોરમાના પેઠે તમારા આદર્શ આત્મસ્વરૂપને ઓળખી લઇ, શિષ્યાવૃત્તિથી તમારા સદોપદેશ ને સાદર અનુસરવાનો પ્રયત્ન કર્યો હત તો આજ જીવનમાં આ દુર્દિન જોવાનો માગો વારો યે આવત ખરો કે ?

મેં કહ્યું:—ચંચળા બા ! મેં તમને છોટુની પેઠે પહેલેથીજ માતૃતુલ્યા માન્યાં છે ! એટલે મારા મનમાં તો કોઇ પ્રકારે પણ તેવી વિપરીત ભાવનાનો ઉદય થવો કેવળ અસંભવીત હતો. લોકો કહે છે ને કે, લાકડાંની પોલાણ અને માણસના મનની ભલભલા ધંતરને યે ખબર પડતી નથી, એ ન્યાયે તમારા મનની તે મને કયાંથી ખબર પડે વારૂ ? બાકી તમે નિર્દોષ બિચારી મનોરમાને કઠોર દુર્વચનો કહ્યાં તેથી તેનું કોમળ અંતઃકરણ બહુજ દુભાયું છે.

તેણે મારા પગમાંથી પોતાનું માથું ઉંચકીને સહજ મનોરમા પ્રતિ દયામણો દૃષ્ટિપાત્ કર્યો, અને તેજ પળે ઉઠીને તેના પગમાં પડી પોતાનો અપરાધ ક્ષમા કરવાની પ્રાર્થના કરવા લાગી. તે જોઇ મેં તેને કહ્યું:–‘ચંચળાબા ! તમે અહીં આવો. એના તરફથી હુંજ તમને ક્ષમા કરૂંછું, પણ હવે પછી કોઇદિયે એને કંઇ કટુ વચન કહેશો નહિ.

તે મારી પાસે આવી અને ફરી મારા ચરણદ્વયમાં પોતાનું માથું મૂકી આંસુડાં સારતી દીન વદને કહેવા લાગી; ‘ભાઇ વિશ્વેશ ! મારે સૌ પહેલાં તો વાસ્તવપણે તમારીજ ક્ષમા યાચવી જોઇયે. કેમકે મેં પાપિણીયે તમારા નિર્વિકાર શુદ્ધ અંતઃકરણમાં વિકારનાં વિષ બિંદુ નાંખવાનો તુચ્છ અભિલાષ રાખ્યો હતો, અતએવ શું આ અભાગિનીપર હવે તમે દયા નહિ કરો ?

મેં કહ્યું—અવશ્ય લ્યો હું તમને હૃદયપૂર્વક ક્ષમા કરૂંછું. અને આ મારાપર લખેલો તમારો પત્ર મનોરમાને સોંપી દઉંછું. એટલા માટે જ કે, જો હવે પછી તમે પવિત્ર શાન્ત જીવન ગાળવાની ખાત્રી આપશો, તો તે પત્ર તમને પાછો આપવામાં આવશે, પણ જો ભવિષ્યમાં બીજી રીતે મારી યા મનોરમાની વિરૂદ્ધ કંઇ પણ ખટપટ કરતાં જણાશો તો આ પત્ર મુનશીજીને સ્વાધીન કરવામાં આવશે, અને તેનું અનિષ્ટ પરિણામ

તમારે જ ભોગવવું પડશે એ ધ્યાનમાં રાખજો. આ પછી મેં તે પત્ર મનોરમાના હાથમાં મૂકતાં તેને ઉદ્દેશીને કહ્યું:—

જુઓ મનોરમે ! આ તેજ પત્ર છે કે, જે એકવાર અંતર્ગત્ વિલાસ લાલસાથી એમણે મારાપર લખી મોકલાવ્યો હતો. ઘણીજ સંભાળથી હમણે તે તમારી કને સાચવીને રાખો. ભવિષ્યમાં જરૂર પડે એનો ઉપયોગ કરવામાં આવશે.

મનોરમાએ પેલા પત્રને પોતાની ચોળીમાં સેરવી દીધો. પરાધીનતાની દુર્દશામાં આવી પડેલી રાંકડી ચંચળા નિરાશ દૃષ્ટિથી અમારા બેઉનાં મ્હોડાં જ જોતી રહી.

મેં—ઠીક ચાલો વારૂ ! ત્યારે હવે તમે નાહી ધોઇને જે કંઇ ભાવે તે ખાઇ લો.

તેણે વિલાયલે વદને ગદ્‌ગદીત્ થતાં કહ્યું–વિશ્વેશ ! હવે શું હું પહેલાની પેઠે કોઇની સાથે ભેળાઇને સુખપૂર્વક જમવા કરવાની સ્થિતિમાં રહી છું જે ?

મેં—ચંચળાબા ! જે વાતનો આજે પશ્ચાતાપ કરવો પડે છે તે વાતનો પહેલેજ વિચાર કરવો'તો ! હવ તે કંઇ થયું કોઇ દિ મિથ્યા થવાનું છે ?

તેણે ઉત્તર આપ્યો–ઠીક, તમે આગળ જાઓ, હું પાછળથી ત્યાં આવું છું.

મેં—નાજી, તેમ નહિ બને. એતો તમારે મારી હારેજ આવવું પડશે.

અંતે દુરાગ્રહને તિલાંજલી દઇ તેને મારી સાથે નિરૂપાય આવવું જ પડ્યું.

હું તેને જીજી કને હાજર કરી મારા ખંડમાં ચાલ્યો આવ્યો અને મનોરમાના આગમનની માર્ગ પ્રતિક્ષા કરવા લાગ્યો, કેમકે તે તો તેને પ્રેલો પત્ર મળતાંજ ત્યાંથી ચાલી ગઇ હતી.

કલાકેક સુધી ડોળા તણાવી તણાવીને આખરે આસી મનોરમાએ દર્શન દીધાં તો ખરાં. આવતાં જ તેણે હસીને કહ્યું:—"ધન્ય છે ગુરૂદેવ ! આખરે તમેજ મારા રક્ષણનો ઉપાય શોધી કહાડયો ખરો. આતો જેમ કૈરવોની ભરી સભામાં પાંચાલીનાં વસ્ત્રહરણ વેળા કૃષ્ણ પરમાત્માએ તેની લાજ આબરૂનું રક્ષણ કર્યું'તું, તેમજ તમે આજ મારા સંબંધમાં પ્રત્યક્ષ કરી બતાવ્યું. ધન્ય મહાત્મન્ ! તમારાં તે શાં વખાણ કરવાં વારૂ ?"

મેં પણ ટોળમાંજ કહ્યું–એતો હવે ઠીક, એટલીબધી સ્તુતિને હું બિલકુલ લાયક નથી. મનોરમા ! એમાં ખરી રીતે તો તમારીજ લાયકાત

છે. પણ વારૂ, ત્યાર પછી વિશેષ શું બન્યું તે જ કહોને ?

મનોરમા—વિશેષમાં તો એટલું જ કે, ભોળી બિચારી ચંચળાએ જમીજુઠીને પરવાર્યાં પછી ખાનગીમાં એકવાર ફરીથી મારી માફી માગી.

મેં પૂછ્યું—ત્યારે મટુ હમણાં ક્યાં છે ?

એ રહી રાંડ હરામજાદી, પોતાની શેઠાણીની પાસે. એ કુટણીને તેના સિવાય બીજું તે કોણ સંઘરવાનું હતું જે ? હું હમણે ત્યાંથીજ ચાલી આવું છું. ભલા ત્યારે હવે આ પત્રનું મારે શું કરવું વારૂ ?

મેં કહ્યું-યદ્યપિ, હવે તે ખાસ ઉપયોગનો તો નથી, તથાપિ ભવિષ્યમાં જો કદાચ ચંચળા મારી તમારી વિરુદ્ધમાં અયોગ્ય ખટપટ કરતી જણાય તો તે વેળા તેને દાબી રાખવાને એ અગત્યનું સાધન થઇ પડે એટલા માટે હાલતો તે તમારીકનેજ રાખો.

તેણે કંઇક ગભરાઇને ઉત્તર આપ્યો:—નારે ભઇ, મારે હવે એનું શું કામ જે હું તેને સાચવી રાખું ? કદાચ ભૂલે ચૂકે તે બીજાને હાથ ચઢી જાય તો પછી મારી શી વલે થાય ?

મેં હસીને કહ્યું:— મનોરમે ! ખરેખર હવે તમારી બુદ્ધિ પરમ નિર્મળ થઇ ગઇ છેહો ! ચાલો, તમે ડરતાં હો તો તે મને દઈ દો.

તે પોતાની સાથેજ પેલા પત્રને લઇ આવી'તી, એટલે તેજ પળે તેણે પોતાની ચોળીમાંથી બહાર કહાડીને મારે સ્વાધીન કર્યો એટલે મેં તેની નજર આગળજ તેને ફાડી નાંખ્યો.

તેણે શંકિત થઇને પૂછ્યું:-કેમ તમે તો મને સાચવવાનું કહેતા'તાને તે તમારા હાથેજકેમ ફાડી નાંખ્યો વારૂ ?

મેં ટાળમાં કહ્યું:—તેમાં તમારે શું ? તમે તમારે નચિંત રહેજો. ભલે હવે તમારે જવું હોય તો ખુશીથી જાઓ.

તદનન્તર તે પ્રણામ કરીને ત્યાંથી ચાલતી થઈ. અને હું ત્યાંજ બેસી રહી વિચારવા લાગ્યો કે, જોઇએ તો ખરા હવે ભોગીલાલની અહીંથી ક્યારે વિદાયગીરી થાય છે ?

ત્રણેક થવા આવ્યા. મેં ઉઠીને બહાર જવાને કપડાં પહેરવાં માં-ડયાં'તાં, ત્યાં એક સેવકે આવીને કહ્યું—" મહારાજ ! શેઠજી આપને પોતાના ખંડમાં બોલાવે છે.

વારૂ, આવું છું એમ કહી મેં તેને વિદાય કર્યો. અને ત્યાર પછી તૈયાર થઇ હું મુનશીજીના ખંડમાં આવ્યો; તેઓ મારીજ વાટ જોતાંતા એકલાજ વિચારવિવશ બેઠેલા જણાયા.

# —દર્શન ૨૧ મું.—

## —નાશિક યાત્રા—



મને જોઇને મુનશીજીએ મારૂં વિવેકસર સ્વાગત કરતાં કહ્યું:—વિશ્વેશ! આજ વળી તમારા જેવું કામ પડયું એટલે જ તમને આ વેળા બોલાવવા પડયા.

મેં વિનયથી ઉત્તર આપ્યો:-ખુશીની સાથે શી આજ્ઞા છે?

તેમણે પ્રારંભમાં પ્રસ્તાવ કરતાં કરતાં કહ્યું:-" જુઓ વિશ્વેશ! એ કુટિલ મુનીમ જતાં જતાંયે પોતાનું કામ કહાડતો ગયો.

મેં કહ્યું:—તે શું વારૂં?

મુનશીજી—એજ કે, તે કેટલાક અગત્યના વહીવટી કાગળ પત્ર તથા દસ્તાવેજ પણ સાથે લેતો ગયો છે.

મેં કહ્યું:—વારૂ, ત્યારે એ અહીંથી ગયો ક્યારે?

મુનશીજી—આ હમણેજ, તમારા આવવાથી જરીક પહેલાં.

મેં કહ્યું:—પણ શેઠજી! ત્યારે એ લુચ્ચો વ્યાજ શીખે પોતાનું દેવું ભરી શકશે ખરો કે?

તેમણે હસીને ઉત્તર આપ્યો:-એ તો એની ચોટલી પહેલેથી જ આપણે હાથમાં ધરી રાખી છે, એટલે એ બાબરા ભૂતને જ્યારે ધુણાવવો હશે, ત્યારે ધુણાવીને આપણે આપણું કામ ઘણી જ સરળતાથી કહાડી શકશું. કરારનામાનો હેતુ જ એ હતો ને!

મેં કહ્યું:—બરોબર આપનું કામ કાચું તો ન જ હોય. પણ ત્યારે એને આજીવિકાનો બીજો શો આધાર છે?

મુનશીજી—એમ તો એની પાસે જીવનનિર્વાહની પૂરતી સગવડ છે. એટલે વગર ધંધે છે પણ તે પોતાનું અવશેષ જીવન શાન્તિથી વીતાવી શકશે. બીજું તો હાલ એને કોઇ આગળ પાછળનું ખાનાર પીનાર નથી એટલે થયું.

મેં કહ્યું:—ત્યારે આખરે એના વારસાનું માલિક કોણ?

તેમણે કહ્યું:—વારૂ, નાવારસના વારસાનું આખરે બીજું તે હકદાર કોણ હઈ શકે?

મેં કહી નાંખ્યું:-એ તો એજ Government of India અર્થાત્ આપણી અનાથન કે નાથ જેવી પરદુ:ખભંજન હિન્દી સરકાર.

મુનશીજી—થયું, ત્યારે એતું પણ આખરે એમજ થવાનું.

અલબત આ વાતથી મને કંઇક દુ:ખ તો થયું. હું આત્મગત્ શોચવા લાગ્યો કે હાય ! હાય ! વિશ્વાસઘાતી, વિષયલંપટ પાપાત્મન્ મુનીમે કુલકલંકિની ચંચળાની આવી ઘૃણીત્ દુર્દશા કરી નાંખવામાં જરા જેટલોયે પ્રભુનો ભો રાખ્યો હોય ત્યારે ને ? ખરેખર ! આવા અધમાધમ પાપાત્મનોની આખરે એવી જ અવદશા થવી જોઇયે છે.

મારા આ આત્મગત્ વિચારમાં ભંગ પાડી મુનશીજીએ મને ફરીને કહ્યું:-વિશ્વેશ ! કહો ત્યારે ચંચળાને અંતે ભ્રુણહત્યા કરાવ્યા વિના આ કાળા કલંકને ધોઇ નાંખવાનો બીજો કોઈ ઉપાય જ નથી ખરૂ ?

મેં કહ્યું:—ના જી, અને તે પણ હવે તરતમાં જ કરી નાંખવામાં વધારે ડહાપણ છે. લોક વ્યવહારના આવા અટપટિઆ અને અનુચિત્ અણિને પ્રસંગે પછી ઝાઝા દીર્ઘસૂત્રી થવું સલામતી ભર્યું નથી. ભલા જગતને મ્હોડે તે ઢાંકણું કદિ રહી શકતું હશે ? હવે એમને અહીં આગળ રાખવામાં હાથે કરીને લાજ આબરૂ અને કુલ મર્યાદાના કાંકરા કરાવવા જેવું છે, પછી તો આપની મરજી.

મુનશીજી—પણ સાથે કોઇ વિશ્વાસુ અને જાણકાર માણસની ગોઠવણ કરવી પડશે તેનું શું ?

મેં કહ્યું:—હાંસ્તો, તેના વગર તો બહાર પગલું પણ કેમ મૂકાય વારૂ ?

તેમણે મારી પ્રતિ આશાભરી દૃષ્ટિથી જોતાં જોતાં કહ્યું:-જુઓ વિશ્વેશ ! હું ન ભૂલતો હઉં તો અમારા ભર્યા ભાદર્યા આ ઘરમાં તમારા સિવાય સંપૂર્ણ વિશ્વાસપાત્ર તો બીજું કોઇયે જણાતું નથી. એટલે તમે જ જાઓ તો શી અડચણ છે વારૂ ?

હું વિચારમાં પડી ગયો. નિમાજ પઢવા જતાં આતો મસીદ કોટે વળગી પડયા જેવું થયું. એક રીતે મારા આશ્રયદાતાના ગમે તેવા કાર્યમાં પણ મારાથી ના પડાય તેવું નહોતું, ત્યારે બીજી રીતે ગર્ભપતનના આવા અપવિત્ર લોકનિંદનીય અકાર્યમાં મારે સહાયભૂત થવું તે પણ તેટલું જ આત્મવિઘાતક હતું. આવા ધર્મ સંકટમાં મારે જવાબ દેવો બહુ ભારે થઇ પડયો. ઘણીવાર સુધી હું એજ વિચારમાં ગુંચવાયલો રહ્યો; અને કંઇયે નિર્ણયપર આવવા વિના મૌન ધારી બેઠો. પણ મુનશીજીએ તો "**मौन संमति लक्षणम्**" ના ન્યાયાધારે મને સંમત થયેલો સમજી

લઇ આગળ ચલાવ્યું અને કહ્યું:-ભાઈ વિશ્વેશ ! જાણે કે તમારી સહાયતામાં એક તો એજ ફુટણી મટુ જે આવા અકાર્ય કર્મકાણ્ડમાં યોગ્ય કુશળતા ધરાવતી હોવાથી તથા ભાભીની પ્રકૃતિનેયે બરાબર પિછાણતી તમને આ કાર્યમાં અણીની વેળાયે બહુજ અનુકૂળ થઇ પડવાની તે, અને તે સિવાયના બે એક બીજા નોકરો સાથે દઇશું એટલે પછી તમારે કંઇ અડચણ જેવું નહિ રહે. કેમ બોલતા નથી વારૂ ?

હું મનમાં જ બબડયો, બોલું તે શું ? આતો ધરમ કરતાં ઉલટી ધાડ આવી પડી. મેં માંડમાંડ મુશ્કેલીથી મન્દ ઉત્તર આપ્યોઃ-શું ત્યારે મારે જ જવું પડશે કે ?

તેમણે પ્રત્યાઘાતથી માર્મિક પ્રત્યુત્તર આપ્યોઃ-અવશ્ય અમારા ઘરનું પાપમય અન્ન જળ લઈ તમારે યે પરાણે અમારા પાપ વ્યવસાયમાં ભાગીદાર થઇ રહેવું પડશે. સાંભળો, એક તો આ પાપ રહસ્યના પ્રથમ દ્રષ્ટા અને દર્શક તમે જાતે જ છો. અને બીજું તો તમારા સિવાય આવા અતિ વિડમ્બનીય આકસ્મિક ભયવાદળને વિખેરી શકે તેવા ચાલાક માણસનો અમારી કને અભાવ રહ્યો. અસ્તુ. એતો બધી બાબતમાં આ કાર્ય પરત્વે અહીંથી જ હું તમને ઘટતો બંદોબસ્ત કરી દઇશ એટલે પછી ત્યાં તમારે કંઇ અડચણ જેવું ન રહે.

વસ્તુ સ્થિતિ કંઇક ગંભીર હોવાથી બહુ સાવધાનપણે આ કાર્ય કરી નાંખવું જોઇશે. તમારે હરહમેશ ત્યાંના વર્ત્તમાન-સમાચાર અહીં પાઠવતા રહેવું, અને જે કંઇપણ જોઇતું કરતું હોય તે લખી જણાવેથી ત્યાં મોકલી દઈશું.

મેં પુછ્યું—ત્યારે અહીથી કયારે જવાનું ?

તેમણે ઉત્તર આપ્યો-આજેજ વળી. હવે વિલંબ કરવામાં કંઇ માલ નહિ. આજ રવિવાર હોવાથી જાત્રાળુઓની સંખ્યા પણ સારી જેવી હશે. એટલે મેં પહેલેથી જ તમારે માટે સેકન્ડ કલાસ કમ્પાર્ટમેન્ટ રીઝર્વ્ડ કરાવી રાખ્યો છે. જાઓ, હવે તમે ઝટ ખાઇ પીને જવાની તૈયારી કરવા માંડો. ભાભીને પણ તૈયાર રહેવાનું કહેવરાવી દીધું છે. નોકર ચાકરને તો હુકમ કરિયે ત્યારે બાપડા હાજર છે ને ?

મેં કહ્યું:—ત્યારે મારી પાસેની પેલી નોટોનું મારે શું કરવું ?

મુનશીજી--મને આપી દેજો ને હું મારી પાસે સંભાળીને રાખીશ. જાઓ, હમણેજ એ નોટોનું બંડલ માણુસની સાથે મને મોકલાવી દો.

વારૂ, એટલું કહી હું મારા ખંડમાં આવ્યો. અને નોટોને બરાબર

ગણી લઇ બંડલ વાળી મુનશીજીને સ્વાધીન કરી, અને હું પ્રવાસને લગતી તૈયારીમાં પડયો.

હું મારાં કપડાંલતાં તથા પુસ્તકપાનાં બાંધવાની ખટપટમાં હતો. તેટલામાં થોડીવારે મનોરમાએ ત્યાં પ્રવેશ કર્યો. અને સ્નેહભીની આંખે મારાપ્રતિ સાત્ત્વિક દૃષ્ટિપાત કરતાં તેણે ગળગળી થઇ જતાં કહ્યું:–શું ત્યારે આજેજ જવાનું ઠર્યું કે ?

મેં કહ્યું:—જુઓછોને મનોરમે ! આ બધી જવાની જ ધાંધલ છે'સ્તો, શું કરૂં નિરુપાય ! હૃદય વિરુદ્ધ કાર્ય કરવા જતાં મારા અંતઃકરણને કેટલું બધું લાગી આવતું હશે તે કેવળ પ્રભુજ જાણે છે ! પણ ટુકડાના ખાના-રને ગમે તેવી સ્થિતિમાંથી આખરે નીચું જોવું પડે. વારૂ, ચંચળાના શા સમાચાર છે ?

મનોરમા—એ પણ પાપ પ્રક્ષાલન કરાવવાની આતુરતામાં યાત્રા પ્રવા-સને લગતી તડામાર તૈયારી કરી રહી છે. અને જીજી પણ સાથેજ આવવાનાં.

મેં સાશ્ચર્ય પૂછ્યું—વળી એમને આ અવસ્થામાં આવા અકા-ર્યમાં માથું મારવાની કયાંથી ઉલટ થઇ આવી ?

મનોરમા—તેતો પ્રભુ જાણે. સંભળાય છે કે એતો ત્યાંનો તમારે માટે યોગ્ય બંદોબસ્ત કરી પાંચ સાત દહાડે પાછાં ફરવાનાં.

મેં કહ્યું અરેરે ! એ બિચારાં વૃદ્ધ ડોશીમાથી તે શું થવાનું હતું ? કયાંક તકલીફમાં પડી નાહક માંદાં પડી જવાનાં.

મનોરમા—પણ એતો તેમનું અનુભવી મન માને ત્યારેને. એતો એમ કહેતાં'તાં કે છોકરાંથી તે કાંઈ છાશ પીવાતી હશે ? આવાં કામમાં તો અનુભવી અને ઠરેલ મનનાં વૃદ્ધોનીજ જરૂર છે.

મેં કહ્યું:—ડોસાં ખરૂં કહે છે. અમ છોકરાંઓને એમના જેટલો સંસાર વ્યવહારનો અનુભવ તે કયાંથી હોય ભલા ? ચાલો, એ પણ સારૂંજ થાય છે કે, એમનો વર્ષોનો અનુભવ આ કાર્યમાં અમને માર્ગદર્શક થઇ પડશે.

મનોરમા—વારૂ, વિશ્વેશભાઈ! હવે માસીબાના સંબંધે જો હું તમને કંઈ આપું કરૂં તો તે લેવાની આનાકાની તો તમે નહિ કરોની ?

મેં હસીને કહ્યું—ઓહો ! એવું તે શું આપવાનાં છો માસી ?

અમ રંકની કને તમને આપવા લાયક બીજું તે શું હોય વારૂ ! એટલું કહી તેણે ઉભરાઇ જતા ઉલ્લાસથી પાલવને છેડલે ઢાંકેલાં થોડાંક દાડમ, મોસંબી, સંત્રા, દ્રાખ, અને અંજીરથી ભરેલો એક ન્હાનકડો સરખો ફળફૂલનો કરંડિયો બહાર ક્હાડી મારા પગ પાસે મૂકયો અને સવિનય

કહ્યું:—" વિશ્વેશ ! આ બધું તમારે માટે રસ્તે નાસ્તા માટે લઇ આવી છું. લ્યો, હવે તે સંભારીને લઇ જજો ! હવે હું જાઉં છું. "

મનોરમા પાલવને છેડલે પોતાની આંખોમાંથી મન્દ મન્દ વહેતા અશ્રુ પ્રવાહને લૂછતી લૂછતી ત્યાંથી ભારે પગલે ચાલતી થઇ.

પાઠક મહાશય! ખરેખર! મારે માટેજ તેનું આવું કરુણાજનક મર્મદાયક હૃદયભેદક આત્મરૂદન જોઇ હું કેટલો બધો સંતપ્ત થયો હઇશ તે મારૂં મનજ જાણે છે!

ગમે તેમ તોયે આખરે તો એ પણ હતું તો મીણ જેવા દેહાનું હાડમાંસનું પૂતળુંજ કે બીજું કંઇ ? હા! હતભાગિની મનોરમા! વલોપાત કરતો હું આત્મગત્ વિચારવા લાગ્યો કે અરેરે! હું કયાં હતો અને પ્રારબ્ધ યોગે આજે કયાં આવીને ફસાયો છું! આ વેળા એક પછી એક અનુક્રમે મારા વ્યથિત્ હૃદયમાં વિસારે પડેલી ગત્ સ્મૃતિઓ પાછી તાજેતર થવા લાગી.

મામાના અવસાન પછી તેમને ત્યાંનું રહેવું, ત્યાંથી પિતાજીની સાથે અમદાવાદ આવવું; પિતૃવાત્સલ્યનો સુખાનુભવ અને તેમનું અકાલ મૃત્યુ, ત્ય:રબાદ શિક્ષક મહાશય તથા તેમનાં સુશીલ પત્નિ અને ભાઇ ચમનનો શાન્તિમય સુખદ સહવાસ, ત્યાંથી મુનશીજીની કૃપાથી મોહમયી મુંબાઇનાં દર્શન, ઘરમાંના સર્વથી સ્નેહભર્યો સહકાર થઇ છોટુથી નિર્દોષ મૈત્રિ, મનોરમાથી સ્નેહમિલન—ઉન્મૂલન, ચંચળા અને ભોગીલાલનું પ્રણયદર્શન, છોટુનું હરણ, ભોગીલાલનું ભાગ્ય પરિવર્ત્તન, અને સહુથી છેલ્લે આ નાશિકયાત્રાનો પ્રસંગ ઇત્યાદિ એક પછી એક પ્રત્યેક પ્રસંગ દ્રષ્ટિ સમીપ તરવરવા લાગ્યા. આ ઉકેલણની મુંઝવણમાં આખરે હું રડી પડયો.

આમ ઘણીવાર સુધી હું ત્યાંજ રડતો બેઠો હતો, પાસેજ મનોરમાએ મૂકેલો ફળ ફૂલનો કરંડીયો ત્યાંને ત્યાંજ પડેલો હતો, એટલામાં મારા ધર્મમાતા લક્ષ્મીબાએ ત્યાં પ્રવેશ કર્યો. મને આમ બૈરાંની પેઠે રડતો જોઇ તેમણે સખેદાશ્ચર્યથી કહ્યું:—વિશ્વેશ! આમ એકાંતમાં એકલા બેશીને રડોછો એ શું કહેવાય?

આ પ્રશ્નથી હું જરી લજવાયો અને ઝટપટ આંખો લૂછી નાંખી હૃદયની દુર્બળતા છૂપાવી દેવાનો પ્રયત્નકરતાં બોલ્યો—આવો આવો માજી! મને અહીં આગળ શું દુ:ખ છે કે વ્યર્થ રડવું આવે ? પણ એ તો હમણાંજ જરા આંખમાં કંઇક કસતર પડયું એટલેજ આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. કહો માજી! શી આજ્ઞા છે?

લક્ષ્મી—ત્યારે તમારે આજેજ જવાનું નક્કી ઠર્યું કે ?

મેં કહ્યું:–હા, માજી ! હવે તમે એવો આશીર્વાદ આપો કે આ કાર્ય નિર્વિઘ્ન પાર પડી જાય.

આ સાંભળી તેમણે પ્રત્યુત્તર આપ્યો:–બેટા વિશ્વેશ ! પ્રભુ કૃપા અને તમારા બ્રાહ્મણના પુણ્ય પ્રતાપે બધું સારૂં થઈ રહેશે.

એટલામાં મનોરમા પાછી મારા ખંડમાં આવી. આ વેળા પણ તે સાવ ખાલી હાથે તો ન્હોતી. તેના હાથમાંની બધી ચીજો લક્ષ્મીબાએ લઈ લીધી. તેમાંના એક નકશીદાર ચાંદીના ગોળ દાબડાને મારી પાસે મૂકતાં મૂકતાં કહ્યું:—વિશ્વેશ ! આ દાબડો મિઠાઇથી ભરેલો છે અને તે તમને રસ્તે નાસ્તો કરવાને કામ લાગશે.

હું તો પેલા દાબડાની નમુનેદાર નકશીનેજ સાશ્ચર્ય જોઇ રહ્યો'તો, તેટલામાં તો તેમણે કિનખાબને કપડે વીંટાળેલાં થાળી, વાડકો, કળશીયો, બે ત્રણ પ્યાલા, સન્ધ્યાદિ કર્મકાણ્ડમાં વપરાતાં આચમની પંચપાત્ર, તરભાણું સૂર્યાદિને અર્ઘ્ય દેવાનો અરઘીયો તથા ચૂનો કાથો રાખવાની દાબડી એટલાં બધાં વાનાં બહાર કહાડીને મારા પગ આગળ હાર બંધ ગોઠવી દીધાં. પ્રિય પાઠક મહાશય ! ચીનાઇ ચાંદીનાં આ મૂલ્યવાન ચકચકીત્ વાસણોનું પ્રદર્શન જોઇને હું તો દિગમૂઢ બની ગયો ! અને આત્મગત્ સશંક વિચારવા લાગ્યો:-શું આ બધું મારે માટેજ હશે ?

મારી હૃદયગત્ શંકાનું સમાધાન કરતાં માજીએ મને હસીને કહ્યું:-વિશ્વેશ ! શા વિચારમાં પડ્યા ?

મેં કહ્યું:-એજ કે, આ બધું કોને માટે ?

લક્ષ્મીબા—બીજા કોને માટે ? તમારે માટે'સ્તો. તમારા માટે ખાસ પહેલેથીજ તૈયાર કરાવી રાખ્યું'તું, તે આજ તમારે સ્વાધીન કરવાની મને આજ્ઞા થઇ છે.

મફતના આ મૂલ્યવાન પુરસ્કારનો અસ્વીકાર કરતાં મેં કહ્યું:-માજી ! આટલું બધું તે મારી એવી કઇ સેવાને આભારી છે જે હું મૂગે મ્હોડે સ્વીકારીજ લઉં ? કૃપા કરીને એ બધું પાછું લઇ લ્યો. હું એટલા બધા ઉંચા પુરસ્કારની મારામાં જરાયે યોગ્યતા જોતો નથી.

તેમણે પુનઃ હશીને કહ્યું–ખરૂં છે. પોતાને પોતાની યોગ્યતા તે કયાંથી જણાય વારૂ? એ તો કોઇ બીજાંજ જાણે. અને એજ પ્રમાણે તમારી લાયકાતની અમને યોગ્ય કદર થતાં ફુલ નહિ તો ફુલની પાંખડીની પેઠે અમે જે કંઇપણ તમને આપીયે તેટલું ઓછુંજ છે. એમ માની તમારે તેનો સ્નેહ પુરઃસર સ્વીકાર કરવોજ જોઇએ.

વિનોદમાં ને વિનોદમાં વાદવિવાદ કરતાં મેં તેમને ઘણુંયે સમજાવ્યાં પણ તેઓ મારૂં માનેજ શાનાં !

તદનન્તર બંને જણી ત્યાંથી ચાલી ગઇ. એટલે હું અધુરૂં રહેલું બાકીનું કામ ઝટપટ આટોપી લઇ એક માણસથી સામાન ઉચકાવીને નીચે લઇ આવ્યો.

પરસાળભણી જતાં મુનશીજી સામેજ મળી ગયા. તેમણે કહ્યું:–વિશ્વેશ ! જીજીના અત્યાગ્રહથી મારે પણ તમારી હારે આવવું પડશે.

મેં કહ્યું:–વાહ ઘણું ! સારૂં. આપ સાથે રહેશો તો પછી અમને કોઇને કંઇ પણ ખાસ ચિંતાનું પ્રયોજન નહિ રહે.

મુનશીજી––હું તમારે અનુકુળ વ્યવસ્થા કરી દઇ ત્યાંથી તરત પાછો ફરવાનો કારણ કે મારે કેટલાંક અગત્યનાં કામ અધુરે મૂકીને જ નિરૂપાય આવવું પડે છે. બાકી ત્યાં તમે હશો એટલે મારે કંઇ ઝાઝું રોકાવાનું કારણ નથી.

યાત્રા પ્રવાસે આવનારાં બધાં તૈયાર થઇ રહ્યાં'તાં એટલે જમી ઉઠીને પરવાર્યા બાદ બે ગાડીઓ જોડાવી તેમાંની એક બ્રુમમાં જીજી, ચંચળા, અને મટુ ગોઠવાયાં, જ્યારે બીજી વિકટોરિયામાં હું અને મુનશીજી બેઠા. જતાં જતાં લક્ષ્મીબા અને મનોરમાએ મને કેટલીક અગત્યની સૂચનાઓ આપી તે મેં લક્ષમાં રાખી.

સ્ટેશનપર આવતાં અમારે પુરૂષ વર્ગને માટે ખાસ બીજો જ કમ્પાર્ટમેન્ટ રિઝર્વડ કરાવવો પડયો. એટલે એકમાં મુનશીજી હું અને બે એક નોકરો, તથા બીજામાં સ્ત્રીવર્ગ અને સામાન એકમાં રખાવ્યો અને જરજોખમ અમારી સાથે જ રાખ્યું. થયું, ગાડી ઉપડી અને અમારી નાશિકયાત્રાનો પ્રવાસ શરૂ થયો.

---

# —દર્શન ૨૨ મું—

## સ્નેહાંકુર.



ટ્રેનમાં બેઠા પછી મને તથા મુનશીજીને ઉંઘ આવી નહિ. અમારા હૃદયમાં ભયંકર વિચાર ઘોળાઇ રહ્યા હતા. ચંચળાના દુષ્કૃત્યને લીધે આજે આખા કુટુંબને નીચું જોવાનો પ્રસંગ આવ્યો હતો; અને જો દુર્ભાગ્યવશાત્ એ વાત લોકોમાં પ્રગટ થઇ જાય તો મુનશીજીને જગતમાં મ્હોં બતાવવું ભારે પડી જાય એવી સ્થિતિ હતી. આવી ચિંતાગ્રસ્ત હાલતમાં નિદ્રાદેવી મનુષ્યને પ્રસન્ન થાય ખરી ?

સ્ટેશનો મૂકતી ને ધુમાડો કાઢતી, સીટીના તિક્ષ્ણ અવાજથી કાન ચીરી નાખતી, ગિરિકંદરામાંથી પસાર થતી ટ્રેન અંતે યોગ્ય સમયે નાશિકના સ્ટેશન પર આવી પહોંચી. પ્લેટફૉર્મ પર ઉતરતાંજ એક ગૃહસ્થ મુનશીજી પાસે દોડી આવ્ય અને પૂછ્યુંઃ

" કેમ બધાં સારાં છેને ? "

" હાજી, બધી વ્યવસ્થ કરી છે કે ? " મુનશીજીએ પૂછ્યું.

" હાજી, બધી વ્યવસ્થા કરી રાખી છે. પણ આટલી બધી ધમાલનું કારણ શું છે ? " પેલા ગૃહસ્થે પૂછ્યું.

મુનશીજી બોલ્યાઃ—કારણ ઘણું ભયંકર છે. હમણાં ઘેર ચાલો. પછી બધી વાત સવિસ્તર કહીશ "

હું સમજી ગયો કે મુનશીજીએ તારથી ખબર આપી આ ગૃહસ્થદ્વારા મકાન આદિની વ્યવસ્થા આગળથી કરાવી દીધી હતી. તરતજ અમે સ્ટેશનનો પ્લૅટફૉર્મ છોડી બહાર આવ્યા એક ગાડીમાં સરસામાન મૂકાવ્યો અને તેમાં નોકર અને સ્ત્રીવર્ગ બેઠો તથા બીજી ગાડીમાં હું, મુનશીજી, અને પેલો ગૃહસ્થ બેઠા.

" મકાન ક્યાં રાખ્યું છે ? " ગાડી ચાલુ થતાં મુનશીજીએ પૂછ્યું.

" બરાબર નદિ કિનારેજ છે. એ જગ્યાએ વધુ વસ્તી નથી. નદિ પાસેજ છે. એટલે તમને રહેવાની તો મઝા પડશે. પણ જુઓ ! મોતીલાલભાઇ ! તમે ને હું પારકા નથી. આજે તમારાથી તમારા ઘરમાં નહિ જવાય. ઘેરે મેં રસોઇ કરાવી છે માટે આજે તો તમારે બધાએ મારાજ

મહેમાન થવું પડશે. ” પેલા ગૃહસ્થે કહ્યું.

મુનશીજીએ સહેજ સાજ આનાકાની કરી પણ પેલા ગૃહસ્થના આગ્રહથી તેમને તેમનું નિમંત્રણ સ્વીકારવું પડયું.

થોડીકવાર પછી ગાડી એક માળના એક સુંદર મકાન આગળ ઉભી રહી. અમે બધાં નીચે ઉતર્યા. પેલાં ગૃહસ્થે પોતાના નોકરને આજ્ઞા કરી અમારો સામાન અમારા નવા નિવાસસ્થાનપર મોકલી આપ્યો.

અમે પેલા ગૃહસ્થના ઘરમાં ગયા. આ સ્થલે તેમનો થોડોક પરિચય કરાવવાની જરૂર જણાય છે. એ ગૃહસ્થ પોતે ડૉકટર હતા. જ્ઞાતે બ્રાહ્મણ હતા. તેમનું નામ હતું રામકૃષ્ણ શર્મા. એલ. એમ. એન્ડ. એસ. ની પદવી પ્રાપ્ત કર્યા પછી તેઓ નાશિકમાં ડૉક્ટરનો ધંધો કરતા હતા. મુનશીજીના તે પરમ મિત્ર હતા એ વાત ઉભયની વાત કરવાની રીતથી હું જાણી ગયો હતો.

ડૉક્ટર સાહેબે અમારે માટે ગરમ પાણી તૈયાર કરાવી રાખ્યું હતું. અમે સર્વેએ સ્નાન કરી મુસાફરીનો થાક ઉતાર્યો. નાહી ધોઈ હું ડૉક્ટર સાહેબ સાથે ગપ્પાં મારતો દિવાનખાનામાં બેઠો હતો. મુનશીજી પણ અમારી વાતમાં વચમાં વચમાં ટહુકો પૂરતા હતા.

“ બાપુજી ! જમવા ચાલો—” અચાનક મારે કાને એક મૃદુ મંજુલ સ્વર અથડાયો. આવો કોમલ–મધુર–રૂપેરી ઘંટડી જેવો સ્વર મેં જીંદગીમાં પૂર્વે કદિપણ સાંભળ્યો ન્હોતો. સાહજિક મારી નજર એ મૃદુ મંજુલસ્વરી બાલિકા પર ગઇ. તેને જોતાંજ મને જીંદગીમાં કદિપણ ન થયેલો કંપ થયો. જાણે મારૂં મગજ ચકરાઈ જતું હોય એવું મને લાગ્યું. મારા હૃદયતંતુ ઝણઝણવા લાગ્યા. તે અનુપમ સૌન્દર્યની સ્વામિની હતી. યૌવન અને બાલ્યકાલ વચ્ચે તે ઝોલા ખાતી હતી. તેનું વદન ગૌર–સુડોલ અને મોહક હતું આંખોમાં તે સ્નેહભાવ અને નિર્દોષતા હતાં કે જે જગતમાં દિવ્યતાનું ભાન કરાવે છે. નાકમાં તેણે એક ન્હાની–નાજુક હીરાની નથ પહેરી હતી અને બાલાના ગૌર વદનપર તે સુન્દર નથ એવી જ્યોતિ ફેંકતી કે જેથી બાલાનું સૌન્દર્ય બેવડાતું. તેણે સાદાં–સફેદ ચણીયો ચોળી પહેર્યાં હતાં અને એક સફેદ રેશમી ઓઢણી ઓઢી હતી. શ્વેત ચોળી હવે તેની મોહક છાતીને ઢાંકવાને જાણે નારાજ હોયની તેમ ઉંચી નીચી થતી હતી. હજુ યૌવનાસુલભ થનગનાટ તેનામાં આવ્યો ન્હોતો તો પણ બાળપણની મસ્તી તો ક્યારની ન્હાસી ગઈ હતી. તે શરમથી સોડીયું વાળી, તેના પિતા તરફ વિનીત ભાવથી જોતી, નીચી નજરે ઉભી હતી. મુનશીજી પણ તેને આશ્ચર્યચકિત થઇ જોઇ રહ્યા હતા.

" આ તમારી લીલુ કે ? " તેમણે ડૉક્ટર સાહેબને પૂછ્યું.

" હાજી. " ડૉક્ટર હસીને બોલ્યા.

હજુ બાલા ત્યાંજ નીચી નજરે જોતી–શરમાતી શરમાતી ઉભી હતી. વાંચનાર ! કયો ચિત્રકાર આ સૌન્દર્ય મૂર્તિને ચીતરી શકે ? વદને તેને નિર્દોષતા તરવરતી હતી. આંખોમાં કાજળઘેરૂં કામણુ હતું. સૌન્દર્યમાં અજબ આકર્ષણુ હતું. અને તેની વાણીમાં અલૌકિક મીઠાશ હતી. તેના કદળી સ્થંભ જેવા કોમલ ચરણોમાં તેણે નાજુક નુપૂર પહેર્યાં હતાં અને તે જ્યારે નુપૂરનો રણકાર કરતી આવીને ઉભી રહી ત્યારથી મને વાતાવરણમાં તેના નૂપૂરનાદનો રમ્ય રણકાર સંભળાયા કરતો હતો. તે ફક્ત એકજ વાકય બોલી હતી. " બાપુજી, જમવા ચાલોને ? " પણ તેના એટલાજ શબ્દોએ મારાપર એવી મહાન અસર કરી હતી કે જાણે હું આ જગતનીપાર–કોઇ અન્ય દુનિયાની પરીને મારી દૃષ્ટિ સમક્ષ જોતો હોઉંની એમ મને લાગ્યું.

" મેં લીલુને નાની હતી ત્યારે જોયલી. હમણાં તો ઓળખાતી યે નથી—" પુનઃ મુનશીજી બોલ્યા.

પ્રત્યુત્તરમાં ડૉક્ટર સાહેબ હસ્યા.

" તું જા લીલી ! અમે આવીએ છીએ." ડૉક્ટર બોલ્યા અને ચપલ હરિણિ જેવી તે ત્યાંથી અદૃસ્ય થઇ ગઇ. તે જતાંજ દિવાનખાનામાંથી જ્યોતિ ઉડી ગઈ અને અંધકાર સઘળે છવાયો હોયની એમ મને લાગ્યું.

" ચાલો જમી લઇએ. " ડૉક્ટર બોલ્યા અને હું તથા મુનશીજી ડૉક્ટર સાથે ભોજનગૃહમાં ગયા.

ડૉક્ટરની પત્નિ અને લીલાની માતા સુશીલા ગારા સદ્‌ભાગ્યે દૂર બેઠી હતી. ચંચળા મહેમાન હોવાથી તેને લીલાએ રસોઇમાં ભાગ લેવા દીધો ન્હોતો અને જીજીને પણ તકલીફ આપવાની પાકનીપુણા લીલાએ સાફ ના પાડી હતી. અર્થાત રસોઇ લીલાએ પોતેજ બનાવી હતી અને તેજ પીરસવા પણ બેઠી હતી.

હું અને ડૉક્ટર સાથે સાથે પાટ પર બેઠા. મુનશીજીને માટે સહેજ દૂર એક બીજો પાટલો મુગ્ધાએ નાખી દીધો હતો. જમવાના સ્થળે રંધોળી પૂરી બાલાએ ભોજનગૃહમાં પણ કલાદેવી પધરાવી હતી. કેળાંની કટકીઓમાં અગરબત્તી સળગાવી ગોઠવી દીધી હતી. આખો ઓરડો અગરબત્તીની સુગંધથી મઘમઘી રહ્યો હતો. અમારી બરાબર સ્હામે સાક્ષાત કલાદેવી બેઠી હતી. મારી સ્થિતિ અકથનિય થઈ પડી. થાળીમાં ભાનભાનની

વાનીઓ પડેલી હતી. તેને પેટમાં પધરાવી ક્ષુધાતૃપ્તિ કરવી કે સ્હામે બેઠેલી નયનવેધક બાલાના મુખારવિંદને જોઇ જોઇને આંખો ટાઢી કરવી એ મારે માટે એક કઠીન પ્રશ્ન થઇ પડયો. હું ડૉકટર સાહેબ સાથે વાતો કરતો; પણ એમની વાતોમાં મને રસ જણાતો ન્હોતો. જેમ તેમ કરી–મહા મહેનતે મેં મારો મનોભાવ છૂપાવવાને શક્ય પ્રયાસ કર્યો. મારી વિહ્વળ દશા ડૉકટર સાહેબ સ્હમજી શકયા હશે કે કેમ તે હું કહી શકતો નથી. મુ શીજી પોતાનીજ ચિંતામાં ચકચૂરહતા એટલે તેમનું તો મારાપર ધ્યાનજ ન્હોતું. પણ પેલી જાઇની મુગ્ધકલિ સમી બાલિકાથી હું મારો મનોભાવ છૂપાવવા શકિતવાન થયો નહિ. તે મારી વૃત્તિમાં તેણે કરેલું પરિવર્તન સ્હમજી ચૂકી હતી અને જો કે તેના મુખમાંથી પુનઃ ફૂલડાં ખર્યાં ન્હોતાં તોપણ તેની પ્રસન્ન મુદ્રા, તેની આંખોનું નમન અને તેના હૃદયનો ધબકારો—મ્હારી નજર બહાર ન્હોતાં ! તે શરમ અને મુઝવણથી પીડાતી હતી અને એ મુઝવણમાં પણ કંઇક આનંદ અનુભવતી હોય એવી મને લાગતી હતી.

" એ પૂરી મૂકું ?........" તે મારા તરફ જોઇ મારી થાળી તરફ નજર કરી બોલી.

મારા આખા શરીરે રોમાંચ ખડાં થયાં.

" એક પૂરી આપો. " હું જેમ તેમ બોલ્યો.

" મૂક મૂક લીલા ! બે પૂરી મૂક ! મહેમાનને જરા આગ્રહ કરીને જમાડ ને ખરી—" ડૉકટર સાહેબે લીલા તરફ જોઇ કહ્યું અને મારા ભાણામાં મુગ્ધાએ બેને બદલે ચાર પૂરી મૂકી દીધી. સાથે ભજીયાં પણ આવ્યાં ને બાસુંદીનો વાડકો પણ ભરાયો. મને સ્હમજ પડતી નથી કે મને શું થયું ! કદિપણ મેં આજના જેટલો આહાર કર્યો ન્હોતો. જેમતેમ મહામહેનતે હું આખી થાળી સાફ કરી ગયો. લીલા મારા તરફ જોઇ કોઇ કોઇવાર એવી મોહક રીતે મુસ્કેરાતી કે મારા હૃદયતાર ઝણઝણી ઉઠતા.

અંતે ભોજન વિધિ સમાપ્ત થઇ. મને એક રીતે મુઝવણમાંથી મુકત થવાથી આનંદ થયો અને નયન સ્હામેથી તે મનોહર મુખડું ખસી જવાથી શોક પણ થયો.

દિવાનખાનામાં પાન સોપારી લીધા પછી મુનશીજીએ મને સૂવા જવાની આજ્ઞા કરી. હું સૂવાના ઓરડા તરફ ગયો અને મુનશીજી ડૉકટર સાથે ખાનગી મસલત કરવા લાગ્યા.

રાત્રે મને જરાય ઉંઘ આવી નહિ. અનેક વિચારો મારા મગજને

અસ્થિર બનાવવા લાગ્યા. હું જે ભયંકર કાર્યમાં સહાયભૂત થવાને હું નાશિક આવ્યો હતો તે તો મારા સ્મૃતિપટપરથી તદનજ ભૂંસાઇ ગયું હતું. કંઇ નવુંજ ચિત્ર મારા હૃદયપટ પર આલેખાતું હતું. લોકો જેને પ્રેમ કહે છે તેના આ પ્રાથમિક નિશાની હશે ? ખરેખર, તેમજ હતું. મને એ અજાણી બાલાએ પોતાનો કરી લીધો હતો અને મારૂં હૃદય ચોરી લઇ મને એવી જાતનો દિવાનો બનાવ્યો હતો કે જે દિવાનાપણામાં પણ મને સૃષ્ટિનો સઘળો સાર સમાયલો હોયની એવું લાગતું હતું ! હૃદયમાં એવી મર્મયાતના થતી હતી કે જેથી મગજ ધૂમી ઉઠતું અને તે છતાંય જીંદગી સુધી આવો ચિત્તભ્રમ ચાલુ રહે તો કેવું સારૂં એમ પણ થતું ! પલેપલે લીલાની સૌન્દર્યજડિત પ્રતિમા મારી આંખો સામે આવી ઉભી રહેતી. તેનો રણકતો સ્વર, તેની આંખોની શાતિભરી સ્નેહાળતા, તેના વદનપરનું ભુવનમોહક તેજ, મને પુનઃ પુનઃ મુઝવતાં હતાં ! હું કોઇની ઇંદ્રજાળમાં ફસી ગયો હોઉં અથવા હું કોઇ જાદુના પ્રદેશમાં આવી પડયો હોઉં એવું લાગતું હતું. બે ત્રણ કલાક પથારીપર હું આમથી તેમ આળોટયો પણ મને ઉંઘ આવી નહિ. અંતે જેમતેમ ચારેક વાગે: આંખો મળી. સ્વપ્નમાં પણ તેજ—તેજ—મનોહર મુખડું આંખો સ્હામે તરવરી રહ્યું હતું.

## — દર્શન ૨૩ મુ. —

### ભયંકર દવા.



કળાકારોનું વેનીસ, વેપારીઓનું લંડન અને વિલાસીઓનું પેરીસ જેટલું હિંદુઓનું નાશિક હતું અને આજે પણ છે. સીતાને એજ નાશિકની પંચવટીમાં કુરંગમૃગે લોભાવી હતી અને રામ રાવણ યુદ્ધનાં અંકુર અહિંનીજ પંચવટીમાં ફુટયાં હતાં. આજે તે પંચવટીની રમ્યશાંતિ નથી. તે દિવ્યતા નથી. તે પ્રતાપ નથી. નાશિકની પૂણ્યભૂમિ આજે અક્ષરહીન ભુદેવોની કોલાહલ ભૂમિ થઈ ગઈ છે. તેમનામાં ધર્મ કરતાં લક્ષ્મી પ્રત્યેનો મોહ વધી ગયો છે. અને ધર્મક્ષેત્રો આવી રીતે પાપસ્થલો બન્યા જાય છે. સાપ જાય ને લીસોટા રહી જાય તેવી પુરાણપ્રસિદ્ધ નાશિકની આજની દશા છે.

બીજે દિવસે અમે ડૉક્ટર સાહેબે જે મકાન ભાડે રાખ્યું હતું તેમાં ગયા. અગાઉથી ડૉક્ટરે જોઇતી સામગ્રીઓ ઘરમાં ભરી દીધી હતી એટલે અમને કોઇ પણ જાતની તકલીફ પડી નહિ. તે દિવસે હું, મુનશીજી, જીજી, મોટી વહુ ચંચળા આદિ ગોદાવરીમાં સ્નાન કરવા ગયાં. ત્યાં અમારા ગોર થવાને ટળવળી રહેલા નિરક્ષર વેદીઆ ઢોરોએ અમને અત્યંત સતાવ્યા. મને દ્રોણાચાર્ય અને કૃપાચાર્યના વંશજોની દુર્દશા જોઇ અત્યંત શોક ઉત્પન્ન થયો. મહા મહેનતે ભુદેવોની દક્ષિણારૂપી તૃષાને યથાશક્તિ તૃપ્ત કરી, અમે ગામમાં ફરવા ગયાં અને જોવા લાયક સ્થલો જોઇ પુનઃ ઘેર ગયાં.

ઘેર આવ્યા પછી મુનશીજીએ મને એક ખાનગી ઓરડામાં બોલાવ્યો. ત્યાર બાદ તેમણે ડૉક્ટરને બોલાવવા નોકરને મોકલ્યો.

" જુઓ વિશ્વેશ ! ડૉક્ટર સાહેબ મારા બાળમિત્ર છે. અમે નિશાળમાં સાથે ભણેલા. અત્યાર સુધી અમે એક બીજાને સગા ભાઇ પેઠે સમજતા આવ્યા છીએ. તેમને મેં સઘળી બીનાથી પરિચિત કરી દીધા છે એટલે તમારે તેમનાથી કોઇ પણ વાત છૂપાવવાની જરૂર નથી. હજુ આપણે ભાગ્યશાળી છીએ વિશ્વેશ ! કે આવા વિશ્વાસપાત્ર ડૉક્ટર મારા મિત્ર છે અને પ્રાણાંતે પણ તેઓ આ ગુપ્ત રહસ્ય કોઇ આગળ ફોડે એમ નથી. નહિ તો અમારી કેવી દશા થાત તેનો ખ્યાલ કરતાંજ મારૂં હૃદય ધ્રુજી ઉઠે છે. "

" આપ જેવા ધર્માવતારોને પ્રભુ કદિ પણ કલંકિત થવા દે નહિ—" મેં કહ્યું.

" ડૉક્ટર સાહેબને ભાભીની નામદારીની બધી હકિકત કહ્યા પછી એમણે મને ખાત્રીપૂર્વક જણાવ્યું છે કે લગભગ એક મહિનામાં ભાભીને એઓ તદન સાજાં કરી શકશેઃ અને હાલ તુરત તો એ બિચારી આ ભયંકર બલામાંથી છૂટશે. પછીની વાત એ જાણે ને એનું કરમ જાણે—અફસોસ ! વિશ્વેશ ! એનાં કાળાં કામને લીધે કેટલાયને હેરાન થવું પડે છે !—"

મેં કહ્યુંઃ " પાપના છાંટા ઉડયા વિના રહેજ નહિ—"

" ખરી વાત છે. અહિંની જે બીના તમે પત્રમાં લખો તે પત્ર રજીસ્ટર કરી મારા પર મોકલજો કે જેથી બીજા કોઇના હાથમાં જાય નહિ."

" ત્યારે શું આપ જવા માગો છો ? " મે પૂંછ્યું.

" મને મુંબઇ ગયા વિના ચાલે એમ નથી. તમે જાણો છો કે બહ-

માસ ભોગીલાલને હમણાંજ આપણે રજા આપી છે અને તેની જગ્યાએ કોઇ માણસ નથી. વળી પેઢીના બીજાં પણ અગત્યનાં કામો બાકી છે એટલે હું આવતી કાલે મુંબઇ જવા માગું છું. જીજી અહિંયા રહેશે. મહુ પણ છે. ડૉક્ટર સાહેબને મેં બધી વ્યવસ્થા કરવાનું કહી દીધું છે એટલે તમને કોઇ પણ જાતની મુશીબત નહિ પડે. પણ જો જો! ખુબ સાવધાનીથી કામ કરજો. બનતાં સુધી કોઇ નોકરને આ શરમભરી વાતની ખબર નહિ પડે તેની સાવચેતી રાખજો. ”

મેં કહ્યું: “ એ વિષયમાં આપ નિશ્ચિંત રહો. ”

તદનંતર તેમણે પોતાના ગજવામાંથી સોસોની દશ નોટો કહાડી, મને આપી કહ્યું:

“ આ તમારી પાસે રાખો. એમાંથી ખર્ચ ચલાવજો. ડૉકટર સાહેબને દવાના પૈસા મેં આપેલા છે. આ પૈસા ઘર ખર્ચ માટે છે. કોઇ પણ જાતની કંજુસાઇ કરશો નહિ ”

મેં નોટો લઇ ખીસામાં મૂકી દીધી. તે પછી મેં કહ્યું: “ પણ કદાચ કોઇ વાર આપની જરૂર પડે તો હું આપને તાર કરીશ. તે વખતે કૃપા કરી આપ તુરત આવી રહેજો. ”

“ વારૂ. પણ એવો પ્રસંગજ પ્રભુ કૃપાએ નહિ આવે. જો જો! વિશ્વેશ ! મને તમારાપર સંપૂર્ણ વિશ્વાસ છે તો પણ ફરી ફરીને કહું છું કે આ બાબતમાં ખુબ સાવધ રહેજો. પોલિસને આ વાતની જરા પણ ખબર નહિ પડવી જોઇએ. ”

“ તેની આપ ચિંતા ન કરો. હું ખુબ સાવધાનીથી કામ લઇશ. ફક્ત મને એકજ વાતનો મને ભારે ભય છે? ”

“ શાનો ? ”

“ ભોગીલાલ એવો નાગ છે કે તેને આપણે ત્યંથી પાણીચું આપી દીધું છે એટલે કદાચ તે કંઈ ઉત્પાત કરે તો!—”

“ કેવો ઉત્પાત ? ”

“ આપણે અહિં મોટી વહુને લઇ આવ્યા છીએ એ વાત તેનાથી અજાણી નહિ હોય ! — ”

“ એ વાત તો બધા જાણે છે ”

“ બદમાસ ભોગીલાલ એ પણ જાણતો હશે કે મોટી વહુ અહિં શા માટે આવી છે ? ”

“ અલબત. ”

" તો પછી તે પોતાના દીલમાં સળગતી આગ ઠંડી કરવાને આપને બેઆબરૂ કરવા માટે " બાળહત્યા" ને લગતી ખબર નાશિકની પોલિસને આપે તો તે સંભવિત છે– "

આ ભયની વાત સાંભળી મુનશીજીનો ચહેરો ઉતરી ગયો. પાંચદશ મિનિટ તેઓ વિચારમાં ડુબી ગયા. તદનંતર તેમણે કહ્યું:

" તમારી કલ્પના ખોટી નથી, વિશ્વેશ! એ બદમાસ એવું કરે એ તદન સંભવિત છે. પણ કંઇ નહિ. જેવા પડશે તેવા દેવાશે.તમે ખૂબ સાવચેતી રાખજો. ડૉકટર સાહેબને પણ આ વાત કહેજો એટલે તેઓ પણ સાવધ રહે. કદાચ કંઇ નવા જૂની થાય તો ડૉકટર સાહેબની સલાહ લઇને કામ કરજો. તેવી વખતે પૈસા તરફ જોશો નહિ. વિશ્વેશ! આ આબરૂનો સવાલ છે. તમે જાણોછો કે સોનુરૂપું જોઈ મુનીઓ પણ ચળી જાય છે ને પોલિસ અમલદારો દેવના ડીકરા નથી કે આવતી લક્ષ્મીને ઠોકરે મારે! પણ એ બધા છેલ્લા ઉપાયો છે. સમજ્યાને! વખત આવે બધા ઉપાયો અજમાવી જોજો! તે વખતે આઘું પાછું જોશો નહિ–" મુનશીજી બોલ્યા.

" જેવી આજ્ઞા. " મેં કહ્યું.

આ વખતે ડૉકટરને બોલાવી નોકર પાછો આવ્યો. ડૉકટર સાહેબને એક ખુરશીપર બેસાડી મુનશીજી બોલ્યા.

" જુઓ ભાઇ! આ ભાઇ વિશ્વેશ મારા પરમ વિશ્વાસુ છે. જેમ તમે બધી વાત જાણો છો તેમ એઓ પણ જાણે છે. હવે મારૂં વહાણુ તમારા બેના હાથમાં!"

" તમે કોઇ જાતની ચિંતા ન કરો. " ડૉકટર સાહેબે કહ્યું.

મુનશીજી બોલ્યા: " હું આવતી કાલે મુંબઇ જવા માગું છું. છોટુ વિના મારો આત્મા શાંત થવાનો નથી. મુંબઇ જઇશ તો તેની પણ તપાસ કરાવી શકીશ. "

આટલું બોલતાં તો મુનશીજીની આંખમાં પાણી આવ્યાં. ડૉકટર પણ દિલગીર થયા. મારી છાતી ફાટી ગઇ. મારા પરમ પ્રિય મિત્ર છોટુનો હજુ કાંઇ પણ પત્તો લાગ્યો ન્હોતો. મારી ખાત્રી હતી કે ભોગીલાલની દુષ્ટ જાળમાંજ તે બિચારો કોઇ સ્થલે ફસાયલો છે.

મુનશીજીએ ડૉકટરને તથા મને બીજી કેટલીક અગત્યની સુચનાઓ આપી. ડૉકટરે તેમને તદન નિશ્ચિંત રહેવાની વિનતિ કરી. થોડીક આડીતેડી વાતચીત કરી, મને બીજે દિવસે બાર વાગે દવાખાનામાં આવવાનું

કહી, ડૅાકટર સાહેબ પોતાને ઘેર ગયા.

ત્યાર પછી હું મારે હાથે જ રસોઇ બનાવવાની હોવાથી રસોડામાં ગયો. કહેવાની જરૂર છે કે અહિંયા સાથે ભટ નહિ હોવાથી મારે ચૂલો કુંકવો પડતો હતો.

હજુ તો હું રસોડામાં પગ મૂકું છું એટલામાં મોટી વહુ મારી પાસે આવી ઉભી રહી. તેનું વદન છેક ઉતરી ગયું હતું. હૃદયના ડંખે તેને છ મહિનાની માંદી હોય તેવી બનાવી દીધી હતી.

" ભાઇ ! ગમે તેમ કરી તમે મને અહિંથા બીજે સ્થળે લઇ જાવ."

" કેમ ? "

" આ પવિત્ર જાત્રાના સ્થળને હું પાપીણી અપવિત્ર કરૂં છું. "

" હવે એ વિચાર જવા દો. પાપનું પ્રાયશ્ચિત કરો. "

" પણ વિશ્વેશભાઇ ! બાલહત્યા શિવાય છૂટકોજ નથી કે ? "

" તમેજ બતાવોને બીજો કોઇ ઉપાય હોય તો ? "

ચંચળા ચૂપજ રહી.

મેં કહ્યું: " તમે ગભરાઓ નહિ. તમારા દ્વિયર મુનશીજી સાક્ષાત્ ધર્માવતાર છે. તેઓ જો ન હોત તો આપઘાત સિવાય તમારે માટે અન્ય રસ્તો નહોતો. "

ચંચળા બોલી. " ખરી વાત છે. હું એમની ભોજાઇ હોવા છતાં રાક્ષસી બની હતી."

" ખયર જે થયું તે થયું. હવે ગઇ ગુજરીનો શોચ ન કરો. "

" શોચ નહિ કરૂં ? વિશ્વેશ ! ભાઇ ! શું કહું ? આ છાતીમાં જે ભયંકર દાહ થાય છે તે કોને જઇ કહું ? અરે ! રામ ! તેં મારા નસિબમાં આવું જ લખ્યું હશે ! અફસોસ! મારૂં દીલ–મારૂં પાપ મને કોતરી ખાય છે. " તે રડવા લાગી.

મેં કહ્યું: " હવે રડવાથી શું વળશે ? હવે પછી ભવિષ્યમાં સંભાળીને ચાલજો."

" હાય ! હું કેવી અભાગણી છું. " ચંચળા બોલી.

" શાંત થાવ—"

" શાંત થાઉં ? શી રીતે શાંત થાઉં, વિશ્વેશ ? શાંતિ દેવી મારા જેવી પાપિષ્ઠ સ્ત્રી પાસે શી રીતે આવે ? લાજ–લાજ–હવે તો આ અંતરમાં રાતદિવસ લાજજ લાગ્યા કરશે. વિશ્વેશ ! ભાઇ ! જો એ મુઓ પોલિસને ખબર આપશે તો મારૂં શું થશે ? "

"બહેન ! એ તો એક ખાલી તર્ક છે." મેં કહ્યું.

"તમારો તર્ક કદિ પણ ખોટો પડતો નથી. હવે મારી આંખો ઉઘડી છે. વિશ્વેશ ! હું મુઆ ભોગીલાલને બરાબર ઓળખું છું. એના જેવો નીચ, પાજી, લુચ્ચો બદમાસ પૃથ્વી તળપર બીજો કોઇક જ હશે.' ચંચળા બોલી:

"કંઇ ફીકર નહિ. એને હું પહોંચી વળી શકીશ. તમે ચિંતા ન કરો." મેં કહ્યું.

"ભાઇ ! મને લાગે છે કે એજ પીટયાએ મારા છોટુને પણ કોઇ જગ્યાએ છૂપાવી દીધો છે ?"

"શું તમે ખરેખર એ બાબતમાં કંઇ જાણતાં નથી ?"

આ સાંભળી મારે ચરણે પડી તે બોલી:

"ભગવાનના કસમથી કહું છું કે એ બાબતમાં હું કંઇ જાણતી નથી. પણ એટલું હું ખાત્રીથી કહું છું કે મારો છોટુ એ બદમાસના પંઝામાંજ ફસાયલો હોવો જોઇએ. વિશ્વેશ ! હું છોટુની સાવકી મા છું, અપવિત્ર છું. પણ ક્રૂર રાક્ષસી તો નથીજ ! હું છોટુ વિષે કંઇજ જાણતી નથી."

આટલું કહી તે અવિશ્રાંત અશ્રુધારા રેડવા લાગી. તેના કરૂણ વદન-પરથી મારી ખાત્રી થઇ ગઇ કે છોટુને ગૂમ કરવામાં ચંચળાનો બિલકુલ હાથ નથી.

મેં કહ્યું: "તમે શાંત થાઓ. છોટુ વહેલો મોડો જરૂર મળશે."

"પણ હું રાંડ તેને મારૂં કાળું મ્હોં શી રીતે બતાવી શકીશ ?"

"તેને આ વાતની જરા પણ ખબર પડશે નહિ." મેં કહ્યું.

ત્યાર પછી ચંચળાએ મને ચુલો સળગાવી આપ્યો અને જોઇતી સામગ્રી તૈયાર કરી આપી. મેં જલદી જલદી બે ત્રણ ચોપડા બનાવી લીધા અને પેટપૂજા કરી દિવાનખાનામાં ગયો.

બીજે દિવસે મુનશીજી મુંબઈ ચાલ્યા ગયા અને હું બપોરે બાર વાગે જમીને ડૉક્ટર સાહેબને ત્યાં ગયો. ડૉક્ટર મારી રાહ જોતાજ બેઠા હતા. પાંચ પંદર મિનિટ અમે જૂદા જૂદા વિષયોપર વાત કરી. પણ મારી આંખો જેને શોધતી હતી તે ન આવી.

"વિશ્વેશ ! આપણે ઘણીજ સાવધાની રાખવાની છે: નહિ તો પોલિસનું લફરૂં થશે." ડૉક્ટર સાહેબે વાત ઉપાડી. હું સાવધાનીથી સાંભળવા લાગ્યો.

" જુઓ આ દવા અત્યંત ઝેરી છે." તેમણે એક બાક્સમાંથી એક ન્હાની શીશી કહાડી કહ્યું.

" આ દવા પાશેર પાણીમાં મેળવી મોટી વહુને રાત્રે આઠ વાગ્યા પછી વાળુ કર્યા બાદ પાઇ દેજો. દવા પાયા પછી પાન એલચી ખવડાવી સુવાડી દેજો. ખૂબ સાવચેતીથી રહેજો કારણ કે દવા આજે રાત્રેજ પોતાનો ચમત્કાર બતાવી દે તો તે પણ બનવા જોગ છે. સ્હવારે મને પ્રકૃતિની ખબર આપવા આવજો." ડૉકટર સાહેબે કહ્યું.

" બહુ સારૂ." મેં શીશી ગજવામાં મૂકી કહ્યું.

" આ દવા પાયા પછી ગ્લાસને ઘસીઘસીને સાફ કરી નાખજો ને શીશી નદિમાં નાખી દેજો; કોઈ પણ જગ્યાએ દવાની નિશાની રહેવા ન પામે તે ખાસ ધ્યાનમાં રાખજો.

" વારૂજી." મેં કહ્યું.

" તમે કહોછો તે પ્રમાણે કદાચ ભોગીલાલ પોલિસને ખબર આપે તો શું કરવું તે પણ મેં કેટલેક અંશે નક્કી કરી રાખ્યું છે. મુનશીજી જેવા ધર્માત્માને લીધેજ આ કામમાં હું સહાયભૂત થાઉંછું: નહિ તો કાલાંતરે પણ હું આ દવા કોઇને આપું નહિ."

" તે વિષે મારી ખાત્રી છે: આપણે ધર્માવતાર મુનશીજીનીજ શરમ નડેછેને!" હું બોલ્યો. પણ હવે મારા દીલમાં ઔર–ચટપટી થઇ રહી હતી.

" તમે ખાવા પીવાનું કેમ કરો છો?" ડૉકટરે થોડીકવાર પછી પૂછ્યું.

" પાકશાસ્ત્રમાં તો હું પારંગત છું." મેં હસીને જવાબ આપ્યો.

" એટલે શું તમે જ રસોઇ કરો છો?"

" જી હા" મેં કહ્યું.

" તમારે નાહક એ ખટપટમાં પડવાની જરૂર નથી. આજે સાંજથી આપણે ત્યાં ભોજન લેવા આવજો."

મનમાં તો મને એટલો બધો આનંદ થયો કે જે આનંદનું વર્ણન બાણભટ્ટ પણ યોગ્ય રીતે ન કરી શકે! પણ બહારથી મેં અનેક બહાનાં બતાવ્યાં. ડૉકટર સાહેબ પણ મને પહોંચે એવા હતા. તેમની આગળ મારાં બહાનાં ચાલ્યાં નહિ. મેં તેમને ત્યા ભોજન લેવા આવવાનું કબુલ કર્યું.

બીજી દશેક મિનિટ હું બેસી રહ્યો પણ આજે કોણુ જાણે કોનું મ્હોં જોઇ હું અત્રે આવેલો કે મને મારી મનોહારિણીના દર્શન ન થયાં. નિરાશ હૃદયે હું જવા તૈયાર થયો. દવાખાનામાંથી બહાર નીકળ્યો. મારા દિલમાંથી એક નિ:સાશો નીકળ્યો. મેં સાહજિક પાછું ફરી જોયું. મારી આશા

ફળી. પહેલે માળે બારી આગળ ઉભી ઉભી તૃષાર્તનયને તે ગને જોઇ રહી હતી. તેને જોતાંજ મને વીજળીનો ઝટકો લાગ્યો.રસ્તામાં ઉભો રહી તેને જોવાની હિમ્મત કરી શક્યો નહિ. હું આગળ ચાલ્યો. વચમાં બે ત્રણ વાર પાછું ફરી જોયું. લીલા બારી આગળજ ઉભી ઉભી દિવ્ય તેજ પ્રસારી રહી હતી.

---

## —દર્શન ૨૪ મું—

### ગર્ભપાત.



જેમજેમ હું આગળ ચાલવા લાગ્યો તેમ તેમ બે વિચારો પ્રબલ વેગથી મારા મગજને ઘૂમાવવા લાગ્યા. મારા ગજવામાં ગર્ભપતનની ભયંકર દવા હતી. હું એક ઘોર—જઘન્ય પાતક કરવા તૈયાર થયો હતો. આ વિચાર હૃદયને કમ્પાવી નાખતો હતો. બીજો વિચાર હૃદયને હર્ષથી પુલકિત કરતો હતો. લીલા ! તે મનોરમ પ્રેમમૂર્તિ! જ્યારથી તેનાં દર્શન થયાં ત્યારથી મારા હૃદયમંદિરની અધિષ્ઠાત્રી થઇ ચૂકી હતી. લીલાના વિચાર આવતાંજ હૃદયમાં એક પ્રકારનો એવો અનિર્વચનીય આનંદ થતો કે જેથી હું જે પાતકમાં ભાગીદાર થતો હતો તેની વાત પણ ભૂલી જતો.

ઘેર આવી મેં જીજીને બધી વાત કહી અને મોટી વહુ ચંચળાને માટે જે શીશી ડૉક્ટરે આપી હતી તે મેં જીજીને આપી દીધી. ચંચળા પણ એ ભયંકર હકિકત સાંભળવા ત્યાં હાજર હતી.

મારી વાત સાંભળી તથા મને તે શીશી પાછી આપી જીજીએ કહ્યું:

" દીકરા ! વિશ્વેશ ! મારાથી દવા બરાબર રીતે પાઇ શકાશે નહિ. તમેજ વહુને દવા પાઇ દેજો. "

અફસોસ ! દવા પણ મારેજ પાવી પડવાની ! પાપનું અનુષ્ઠાન કરવાનું બીડુંજ ઝડપ્યું છે તો હવે પાછળ હઠવાથી શું વળવાનું હતું ?

રાત્રે આઠવાગે વાળુ કરી હું જીજીની ઓરડીમાં ગયો. એજ ઓરડીમાં ચંચળાને દવા આપવાની હતી. આ સમયે મોટી વહુ પલંગપર બેઠી હતી અને મટુ તેના પગ ચાંપતી હતી.

મને જોતાંજ તે પલંગપરથી ઝટ નીચે ઉતરી પડી અને નીચે ચ
ઇપર બેસી, શરમથી નીચું જોઇ રહી.

નાશિક આવ્યા પછી તે મને જોઇને અત્યંત લજ્જિત થતી હ
મુંબઈમાં તેનામાં લાજનું નામ નિશાન પણ ન્હોતું. મુંબઇમાં તે
આખા દિવસમાં એક બે વાર મળતી પણ જરાયે શરમાતી નહિ. ઉલ
મારી સાથે મુક્ત કંઠે હસી હસીને વાત કરતી. તે સમયે તે યૌવનન
વિકારના અભિમાની તોરમાં હતી અને આખો દહાડો મગજપર કામની
ખુમારી ચઢી રહેતી. કામવાસનાના પ્રચંડ ઘા ઝીલવાની તે સમયે
રસિયણ હતી અને હવે એ ઘા તેને સાલતા હતા. તેની કામપિપાસા
તેને એવી દશામાં આણી મૂકી હતી કે જો સમાજ તે જાણે તો
દુનિયામાં મ્હોં બતાવવું પણ ભારી થઇ પડે. તે પાપાત્મા ભોગીલાલ
બાલક હૃદયમાં ધારી રહી હતી અને તેના પાપ ચિન્હને નષ્ટ કરવા
નાશિક આવી હતી. મારા તરફ તે હવે અત્યંત પૂજ્યભાવથી જોતી હ
કારણ કે તે સ્હમજી ચૂકી હતી કે હું વાસનાનો ગુલામ ન્હોતો, વળી
મારાથી શરમાતી હતી તેનાં અન્ય કારણો પણ હતાં, એક તો તેનું
પકર્મ પ્રથમ મેં જ પ્રકાશમાં આણ્યું હતું. બીજું તે મારા પર આસ
હતી જ્યારે હું તેને માતૃતુલ્ય ગણતો હતો. ત્રીજું તે હાલમાં ગર્ભવ
હતી અને તેનું કલંક દૂર કરવામાં હું જ તેનો સહાયક હતો આ
સંયોગોને લીધે તે મને જોઇ લજ્જિત થાય તે સંભવિત છે.

મેં એક કાચના પ્યાલામાં પાશેરેક પાણી લઇ તેમાં ડૉક્ટરે
પેલી શીશીમાંની દવા નાખી દીધી. જીજીએ તે પછી તિરસ્કારયુક્ત
ખોએ ચંચળા તરફ જોઈ કહ્યું:

"લો, હવે વિશ્વેશ પાસેથી દવાનો ગ્લાસ લઇ પી જાઓ ને તમ
કૂરેલું કરમ અજમાવી જુઓ. હાય! જે થવાનું તે તો થઇ ગયું પ
હવે ગમે તે રીતે આ બલામાંથી છૂટીએ એટલે ગંગા નાહ્યાં! નહિ
તમારી સાથે અમારે પણ દુનિયામાં મ્હોં બતાવવાનો આરો રહેવા
નથી. લો, પી જાવ દવા—"

આ શબ્દો સાંભળી બે હાથોએ મ્હોં ઢાંકી ચંચળા રોવા લાગી.

મેં કહ્યું:—"હવે આ વખતે રોવાથી શું વળવાનું છે?"

જીજીએ કહ્યું: "પહેલાંથીજ આ દહાડાનો વિચાર કર્યો હોત
આવો વખત ન આવત. હાય! હાય! પ્રભુ! તેં મારા કરમમાં
ક્યાંથી લખ્યું?"

મેં કહ્યું: " જીજી! તમે શાંત થાવ. હવે તિરસ્કાર કરવાથી કંઇ વળવાનું નથી. જુઓ, એમનું ભાગ્ય પાધરૂં હશે તો આ દવા આજેજ ચમત્કાર બતાવી દેશે. "

એટલું કહી મેં દવાનો ગ્લાસ ચંચળાને આપ્યો અને તે કંઇપણ આનાકાની ન કરતાં તુરત પી ગઇ.

ત્યાર પછી ગ્લાસ અને શીશી લઈ હું ઉભો થયો. જીજીને ઓરડીની બહાર લઇ જઇ મેં કહ્યું:—

" આજની રાત તમે સાવધ રહેજો ને મટુ સાથે મોટી વહુની પાસે જ રહેજો. હું પણ જાગતો રહીશ. કંઇ પણ કામ પડે કે તુરત મને બોલાવજો. "

" ઠીક " કહી જીજી મોટી વહુ પાસે ચાલી ગઇ અને મેં ગ્લાસને સાબુથી ઘસીઘસીને સાફ કરી નાખ્યો. ત્યાર પછી હું છેક ઉપલે માલે અગાશીપર ગયો અને ત્યાંથી શીશી એવા જોશથી ફેંકી કે તે બરાબર નદિમાં જ જઇ પડી.

ત્યાર પછી મકાનનો મુખ્ય દરવાજો બંધ કરી હું મારા ઓરડામાં આવી એક પુસ્તક વાંચવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ મારા મગજમાં એવા એવા વિચારો ઘુમતા હતા કે હું પુસ્તક વાંચી શકયો નહિ. પુસ્તક બંધ કરી હું વિચાર કરવા લાગ્યો, હાય ! મને કયાં સુધી આ નરકાલયમાં નિવાસ કરવો પડશે. મુનશીજી તો ધર્માત્મા છે તો પછી તેમના ઘરમાં આવું ભયાનક પાપ કેમ થયું ?......ખરેખર, સ્ત્રીઓના ચરિત્રો બહુ દુર્ગમ હોય છે. જે સ્ત્રી દુષ્ટાહોય, અસતી હોય, સ્વતંત્ર હોય તેની વાસના કદિ તૃપ્ત નથી થતી. એવી સ્ત્રીઓને કલંકનો ભય રહેતો નથી, કુલની માનમર્યાદાનો ખ્યાલ આવતો નથી અને ધર્માધર્મની કલ્પના પણ તેના પાપમય મગજમાં પ્રવેશી શકતી નથી. પાપીણી ચંચળા આવાજ પ્રકારની સ્વૈરિણી હતી. ભોગીલાલના નારકી પ્રેમમાં તે એટલી બધી અંધ બની ગઇ હતી કે તેને કુળ મર્યાદાનું લેશ માત્ર માન રહ્યું ન્હોતું. ચંચળાના ચારિત્ર્યપર હું જેમ જેમ વિચાર કરવા લાગ્યો તેમ તેમ મને સ્ત્રી જાતિપર વિશેષ તિરસ્કાર ઉત્પન્ન થવા લાગ્યો. પણ એ તિરસ્કારના ઘોર તિમિરને એક પ્રતિમાની સ્મૃતિ ચીરી નાખતી હતી. આજ સમયે મને પેલું નિર્દોષ—જ્યોતિર્મય—ગૌર વદન પુનઃ દૃષ્ટિ સમક્ષ દેખાયું. નારિજાતિ પ્રત્યેનો મ્હારો તિરસ્કાર કોણ જાણે કયાં હવામાં ઉડી ગયો. મને લાગ્યું કે લીલા દેવી છે તે પૃથ્વીની નહિ પણ સ્વર્ગની નિવાસી છે અને કોઇ ખોવાઇ ગયલી

વસ્તુ હુંઢવા તે પૃથ્વીપર આવી ચઢી છે. અહા! કેવું નિર્દોષ! કેવું તેજો-મય તેનું વદન હતું! તેના સ્વરમાં વીણારવને પણ શરમાવે એવી કોમલતા અને મધુરતા હતી. તેણે મને હું નાશિક આવ્યો તે દિવસે "એ પૂરી મૂકું ?" કહ્યું હતું તે પુનઃ હમણાં મારા કાનમાં પ્રતિધ્વનિત થયું અને હું એક-લો એકલો હસ્યો. ખચિત, મારે મન એ સ્મરણ અત્યંત સુખદ હતું. પ્રણયનો પ્રથમોચ્છ્વાસ કોને સુખકર નથી લાગતો ? જિંદગીમાં પહેલીવાર મને લીલાએ દિવ્ય જાદુનો ચમત્કાર બતાવ્યો હતો અને ધીમે ધીમે તે મને અગમ્ય રીતે પોતાના તરફ ખેંચી જતી હતી.

આ વિચારમાલા જરા અટકી કે પાપીણી ચંચળાના પાપકર્મને લગતા વિચારો આવવા લાગ્યા. "જોઉં તો ખરો તેની શી દશા થઇ છે" એમ વિચારી હું તેના ઓરડા તરફ ગયો. મટુ તો નસકોરા બોલાવી રહી હતી. જીજી એકલી જાગતી બેઠી હતી અને ચંચળા પલંગપર બેભાન દશામાં ચત્તીપાટ પડી હતી.

"જીજી! મોટી વહુને કેમ છે ?" મેં પૂછ્યું.

"દવા પીવા પછી તે આમ બે ભાન થઇ પડી છે. કેટલા વાગ્યા, દીકરા ?" જીજીએ કહ્યુ.

"બાર વાગ્યા."

"તમે જાગો છો હજુ સુધી ?"

"જી હા."

ઠીક. "હવે તમે સૂઇ જાઓ. હું જાગતી રહીશ. અને કામ પડશે તો તમને જગાડીશ."

પુનઃ હું મારા ઓરડામાં આવ્યો અને પલંગપર પડી જરા આરામ લેવાનો વિચાર કરવા લાગ્યો કે પુનઃ કૈં કૈં વિચારો મારા હૃદયને વિહ-વળ બનાવવા લાગ્યા. પિતાના મરણ પછી સંસારની રંગભૂમિપર જે જે દૃશ્યો મારા જોવામાં આવ્યાં હતાં તે બધાં એક પછી એક મારી નજર આગળથી પસાર થઇ ગયાં. સહસા મારાથી મારી પરાધીન દશાપર રોવાઇ જવાયું. લગભગ એક વાગે મને જરા ઉંઘ આવી.

ત્રણ વાગી ગયા પછી જીજીએ મને જગાડયો. મેં એકદમ બારણું ઉઘાડી પૂછ્યું.

"શું છે જીજી ?"

"મારૂં કપાળ, ભાઇ! શું કહું દીકરા ?–" કપાળપર હાથ મારી જીજીએ કહ્યું.

મેં કહ્યું:–" શાંત થાઓ, જીજી! શાંત થાઓ. કહો, શું થયું છે?"

આંસુ લુછતાં લુછતાં જીજીએ કહ્યું:—

" મુએલો છોકરો આવ્યો."

હું કમ્પી ઉઠયો. મેં પૂછયું: " શું મરેલો છોકરો આવ્યો?"

" હા. હવે શું કરશું?" જીજીએ કહ્યું.

મેં કહ્યું: " હવે ગભરાઓ નહિ. આ સમયે ધૈર્ય ધારણ કરવાની જરૂર છે. તમે જાઓ. હું આવું છું. હમણાં જ એ પાપ ચિન્હનો નીકાલ કરી નાંખીએ છીએ."

જીજી તો રોતાં રોતાં ચાલ્યાં ગયાં ત્યાર પછી મેં થોડાક રૂપિયા કમ્મરમાં રાખી લીધા. હું બે પત્થર, દોરી અને જૂનાં કપડાં લઇ સુતીકાગારમાં જઇ પહોંચ્યો.

દ્વાર આગળ પરદો હતોએટલે ચંચળાની કેવી દશા હતી તે દેખાય તેમ ન્હોતું. મેં પણ અંદર જવાની જરૂર જોઇ નહિ. જીજીને બોલાવી મેં મટુને બહાર મોકલવાનું કહ્યું. જીજી અંદર ગયાં. અલ્પ સમયમાં મટુ બહાર આવી બોલી " શું છે?"

" તારા બાપનું કપાલ! જા અંદરથી મૃત બાળકને લઈ આવ ને મારી સાથે નદિમાં નાખવા ચાલ."

આ સાંભળી મટુ કમ્પી ઉઠી બોલી: " હેં શું મારે એ કામ કરવું પડશે?"

"ત્યારે કોણ તારો બાપ કરશે? હરામજાદી! આ પાપકર્મની ખરી ભાગીદાર પણ તુંજ છે."

બીજી બે ચાર ગાળો સાંભળી મટુ અંદર ચાલી ગઇ અને "ચંચળાના પાપ" ને લઈ બહાર આવી. મેં મૃત બાળકને પત્થર સાથે બાંધી કપડાંમાં વીંટાળી દીધું તદનંતર મેં મટુને કહ્યું:–" ચાલ, ઉપાડી લે."

હું આગળ ચાલવા લાગ્યો અને મૃત બાલકની લાશ લઇ મટુ મારી પાછળ પાછળ આવવા લાગી. મુખ્ય દરવાજો ખોલી અમે ઘરમાંથી બહાર નીકળ્યાં. આ સમયે સાડા ત્રણેક વાગ્યા હશે. સઘળે ઘોર અંધારૂં છાઇ ગયું હતું.

મારી છાતી આ સમયે ભયથી ધડકધડક થતી હતી. હરામજાદી મટુ તો અત્યંત ભયભીત થઈ હતી. તે મારા ધાકથી જ મારી પાછળ આવતી હતી અમે ઉભય નદિ કિનારે આવી પહોંચ્યાં, અને મટુએ વિલાસી ચંચળાના મૃત પુત્રને પવિત્ર ગોદાવરી નદિમાં હોમી દીધો. થયું. ચંચ-

બાના પાપકર્મનું ચિન્હ નદિના અથાગ જલમાં અદૃશ્ય થઇ ગયું.

અમે ગુપચુપ કોઇની પણ નજરે પડ્યા વિના પાછાં ઘેર જઈ પહોં-ચ્યાં. જીજી, ભયંકર આતુરતાથી અમારી રાહ જોઇ રહ્યાં હતાં.

" વિશ્વેશ ! દીકરા ! બધું ગુપુચુપ પતી ગયું ને ? "

મેં કહ્યું.–" હા. જીજી ! તમારા પૂણ્ય પ્રતાપ આડે આવ્યા–"

" ભગવાનની કૃપા–ભાઈ ! " જીજીએ કહ્યું.

મેં પૂછ્યું:–" હવે કહો, મોટી વહુની તબિયત કેમ છે ? "

" એ તો છૂટા છેડા થયા પછી બેહોશ પડી છે. "

" ત્યારે તો ડૉક્ટર સાહેબને જલદી બોલાવવા જોઇએ કારણ કે ડીલી-વરી થયા પછી લગભગ દોઢ એકલાક થઇ ગયા છે. " મેં કહ્યું.

હું ડોક્ટર સાહેબને બોલાવવા તેમના ઘર તરફ જવા લાગ્યો.

---

# દર્શન ૨૫ મું.

## પ્રેમનો નીશો.



હું ડૉક્ટર સાહેબને ત્યાં જવા તૈયાર થયો ત્યારે મળશકું થવા આવ્યું હતું. પૃથ્વીપર હજુ કિશોરી ઉષા પધારી ન્હોતી પણ તેના આગમનને વધારે વાર ન્હોતી. હજુ મનુષ્યોનો પગરવ રસ્તાપર સંભળાતો ન્હોતો. પક્ષીઓ કોં'ક કોં'ક સ્થલે ટહુકતાં હતાં. હું ડૉક્ટર સાહેબને ઘેર ગયો. તેમને એક બૂમ મારતાં તેઓ તુરત ઉઠયા. મેં મોટી વહુની પ્રકૃતિની તથા મૃત બાલકના જન્મની તેમને વાત કહી. તેમના વદનપર મારી વાત સાંભળી જરા ગંભીરતા આવી. બીજીજ પલે એ ગંભીરતા ઉડાવી દઇ સ્મિત કરતાં તેમણે કહ્યું:

" મુનશીજીની પુણ્યમયતાના પ્રતાપ ! વિશ્વેશ ! મેં મારી જીંદગીમાં એ દવા પહેલીજવાર વાપરી છે અને હું કસમપૂર્વક કહું છું કે પુનઃ કદિ નહિ વાપરૂં. "

" મેં કહ્યું: " તે માટે મને સંપૂર્ણ ખાત્રી છે. આપ આ નિંદ્ય કાર્યમાં કેમ સહાયભૂત થયા તે હું સારી પેઠે જાણું છું. હવે કૃપા કરી રોગિનીને જોઈ જશો ? "

"હા—ચાલો." કહી ડૉક્ટર મારી સાથે આવવા તૈયાર થયા. રસ્તે અમે આડી તેડી વાત કરી. ડૉક્ટરને ત્યાં હું જતો હતો ત્યારે પુનઃ મને પેલી જાદુગરીબાલાની સ્મૃતિ થઇ હતી. તે હવે મારી આંખો સ્હામેજ રહેવા લાગી. જરાજરા વારમાં મને તેની ઝાંખી થવા લાગી. સહેજ નવરો પડતાં તેનું મોહક મુખડું નયન સામે તરી આવતું અને મને તે વેળા તેને માટે ઇંદ્રાસન ઓવારી નાખવાનું મન થતું. મેં મનોરમાની વિહ્વળ દશા જોઇ હતી. ચંચળાની કામલીલા પણ નીહાળી હતી. બન્ને યૌવનમસ્ત હતી. ચંચળા કરતાં મનોરમા રૂપમાં વધી જાય તેવી હતી. તેનામાં યુવાનીનો મદ અને સૌંદર્યની જાદુઈ ઝલક હતી. યુવાનીના મસ્ત નીશાથી તે ઉન્મત્ત બની ગઇ હતી. તેની આંખોમાં અજબ ઘેન ભરેલું હતું તેની છાતી મદનના બાણુથી ઘવાઇ ગઈ હતી. યૌવનમસ્ત—સૌંદર્યમયી—મોહમદથી ભરેલી—કોઇ શુકદેવજીને ચળાવવા ઇદ્રે મોકલેલી રંભા જેવી મનોરમા હતી: પણ શુકદેવજીએ રમ્ભાને પાછી કહાડી હતી તેમ મેં પણ તેનાં નયનશરોને પાછાં વાળ્યાં હતાં. જો સૌંદર્ય—યુવાની અને નિરંકુશ મસ્તી—એ ત્રણના મીલનનેજ લોકો પ્રેમ કહેતા હોય તો એ પ્રેમ મનોરમામાં હતો. પરંતુ મને તે ક્ષુદ્ર જણાયો હતો. મને તે સમયે તેવી વીજળીક અસર ન્હોતી થઇ કે જેવી લીલાને ફક્ત એકજવાર જોવાથી થઇ હતી. લીલા અને મનોરમામાં શું ફેર હતો? હું મારા મનમાં વિચાર કરવા લાગ્યો. મનોરમા વિધવા હતી. લીલા કુમારી હતી. મનોરમામાં યુવાનીનો ઉન્માદ હતો. લીલામાં મુગ્ધાનું મોહક મુગ્ધત્વ હતું. મનોરમા સૌંદર્યજડિત પૂતળી હતી. લીલા સાક્ષાત સૌંદર્ય દેવી હતી. એક મોહબાણુથી મારવા આવી હતી. બીજી નયનબાણ ફેંકયા શિવાય કોઇક અવાચ્ય શકિતથી મને વશ કરતી હતી અને હું વશ થતો હતો. એકનું શાસન યુવાની, સુંદરતા, મદ અને મોહથી ભરેલું હતું. બીજી દૈવી શાસન ચલાવતી હતી. લીલા સ્હમજ્યા વિના નૈસર્ગિક રીતેજ કોઇ રમણિય પ્રદેશમાં મને ખેંચી જતી હતી અને મારી સાથે પોતે પણ ખેંચાઇ આવતી હતી. મનોરમાનો હું સ્વીકાર કરત તો લોકો તેને પાપ કહેત; લીલાનો સ્વીકાર કરીશ તો તે મહદ્ પૂણ્ય ગણાશે. આવા આવા વિચારો મારા મનમાં ઘોળાતા હતા અને એ વિચારોથી કોઇકવાર આઘે ગયલી લીલા પુનઃ નજીક આવતી. હું ડૉક્ટરને બોલાવવા નીકળ્યો એટલે ડૉક્ટરના ઘરને પોતાની દિવ્ય જ્યોતિથી ઝગઝગિત કરતી તે નિર્દોષ—બાલિકાનું રમ્ય મુખ મારી નજર સમક્ષ ખડું થયું. ડૉક્ટરને લઇ રસ્તે ચાલતો હતો ત્યારે પણ મારી હ્રદયહારિણીના પિતા મારે પડખે ચાલે

છે એટલીજ બીના મારા હૈયાના તરંગો ઉછાળતી હતી. સ્હમજાતું નથી કે કેમ મને બધી ભયંકર ઘટનાઓ વીસારે પડવા લાગી અને હું એક એવા કલ્પના પ્રદેશમાં વિહરતો હોઉં એવું મને લાગ્યું કે જ્યાં નજર સમક્ષ લીલા શિવાય બીજું કોઇ જણાતું નહિ.

હું અને ડૉકટર ઘેર આવી પહોંચ્યા. ડૉકટર સુતીકાગારમાં ગયા હું પણ તેમની સાથે ગયો. મોટી વહુ હવે કંઇક શુદ્ધિમાં આવી હતી. તે પ્રસવ થયા પછી એટલી બધી નિર્બલ થઇ હતી તથા તેના હૃદયપર એવો, ભયંકર વજ્રપ્રહાર થયો હતો કે તેને જો પૃથ્વી માર્ગ આપત તો તે શમાઇ જાત! અમે જ્યારે તેના ઓરડામાં ગયા ત્યારે જીજી તથા મટુ તેની પાસે બેઠાં હતાં. ચંચળાની આંખોમાં આંસુ હતાં; તે પોતાના કર્મનો બદલો મેળવતી હતી. નર્કયાતના આ દુઃખથી વધુ ભયંકર અથવા દુઃસહ હશે એવું તેને ન્હોતું લાગતું. તે હમણાં રૈરવ નર્કમાંજ સડતી હતી. તેની દયા મણી દશા જોઇ મને દયા આવી. મનુષ્ય ઉન્માદાવસ્થામાં પાપ કરી તો નાખે છે પરંતુ તેનું પરિણામ કેવું ભયંકર આવે છે? ચંચળા પતીત થઇ હતી—ધર્મચ્યુત થઇ હતી—કર્ત્તવ્ય ભ્રષ્ટ બની હતી અને તે માટે પ્રભુ તેને સજા કરી રહ્યો હતો. મારી નજર સમક્ષ મેં તેનાં પાપ કર્મો જોયાં હતાં. એ પાપોની સજા પણ હું જોતો હતો અને તે જોઇ કમ્પતો હતો. " કલજુગ નહિ—કરજુગ હૈ ઇસ હાથ દે ઇસ હાથ લે " આ કથન મને સત્ય લાગ્યું. ચંચળાની ભયંકર અસહ્ય વેદના જોઇ હું મારા રમ્ય મનોરાજ્યમાંથી ગબડી પડયો.

ડૉકટર સાહેબે તેની પ્રકૃતિની બારીક તપાસકરી એક કાગળપર દવાની નોંધ કરી પછી દવાખાનામાંથી દવા મગાવી લેવાનું કહી તથા રોગિનીની સારવારને લગતી કેટલીક સૂચનાઓ આપી તેઓ જવા તૈયાર થયા. હું પણ તેમની સાથે દવા લેવાની હોવાથી જવા તૈયાર થયો. પુનઃ હું ચંચળાને ભૂલ્યો—છોટુનેભૂલ્યો—મનોરમાને વીસરી ગયો—પુનઃ નવીન સૃષ્ટિનાં મને દર્શન થયાં. તેમાં પેલી ગૌરવશીલ પૂનીતહૃદયી, તેજસ્વી બાલા મને જણાઇ. તેની આંખો અમી વર્ષાવતી હતી. તેનું હૃદય સ્નેહવારિથી છલકાતું હતું. તેના અંગ પ્રત્યંગમાં જાદુઇ સૌંદર્ય ભરેલું હતું. તે જ્યારે વ્હાલથી સ્મિત કરતી ત્યારે કામણગારી તેની કીકી એવી મદભરી રીતે નાચતી કે મારૂં હૃદય અંકુશમાં રહી શકતું નહિ.

તે સુંદર ઘર આવી પહોંચ્યું કે જેમાં મારી કોકિલા ટહુકતી હતી. અમે જ્યારે પાછા ડૉકટરને ઘેર ગયા ત્યારે લીલા જાગી હતી અને ડૉકટર

સાહેબના દરદીઓને તપાસવાના ઓરડામાં જ નાહીધોઈને એક પુસ્તક વાંચતી બેઠી હતી. ડૉક્ટર સાથે હું તેજ ઓરડામાં ગયો અને સ્હામેજ મંગલસુખીનાં દર્શન થયાં. તેણે તરતનુંજ સ્નાન કરેલું હતું. વાળ ભીના હોવાથી સુકાવા માટે પીઠપર ખુલ્લા રાખ્યા હતા. ઉષાએ તેને વ્હાલથી ગલગલિયાં કરી ઉઠાડી હોય એવું મને લાગ્યું. ઉષા તેને ઉત્સાહ અને આનંદ આપી ગઇ હતી. મને જોઇ તે જરા મલકી. પિતાને જોઇ શરમાઇ તરતજ તે ચાલી જતી હતી મને ધ્રાસ્કો પડયો. મને લાગ્યું કે જો મારૂં ચાલતું હોત તો શરમને દુનિયામાંથી નાબુદ કરી નાખત !

" લીલુ ! બેસી રહે. વિશ્વેશ ઘરનાજ માણસ છે. એમનાથી તું આટલી બધી દૂર કેમ ન્હાસે છે ?" ડૉક્ટરે નિર્દોષ મશ્કરી કરી; પરંતુ લીલાને તો ભોય ભારી પડી ગયા જેવું થયું. મારી દશા પણ અકથનીય થઇ પડી. મને લાગ્યું કે હું મારા હૃદયમાં છૂપાયલો ભાવ વધુ વાર છૂપાવી શકીશ નહિ. લીલાના મુખપર શરમના શેરડા પડયા. ડૉક્ટરની તીક્ષ્ણ દૃષ્ટિ તે જોઇ શકી ને તે હસ્યા. મને તેમના હાસ્યે નવીન ઉત્સાહ અર્પ્યો. હું સ્હમજ્યો કે ડૉક્ટર પોતાની પુત્રી મારાપર જાદુ કરે તેમાં રાજી હતા. મારી આ માન્યતા મારી દીવાની સ્થિતિને લીધે પણ બંધાઇ હોય તો તે સંભવિત છે. પ્રેમીઓ પ્રેમોન્માદમાં વિચાર શકિત ગુમાવે છે તે ખોટું નથી.

" લીલા આજથી વિશ્વેશભાઇ આપણે ત્યાંજ જમવાના છે. ' ડૉક્ટરે કહ્યું.

" જી " મંજુલસ્વરી લીલાએ રણકતા સ્વરે કહ્યું. મને એ રૂપેરી ઘંટડી જેવા સ્વર આગળ મધુર વીણારવ તુચ્છ જણાયો. તે એકજ શબ્દ બોલીને મૌન રહી પણ એના એક શબ્દે તો મારા આખા અંગમાં ઝણઝણાટ કરી મૂકયો.

" તું એમને જમાડીશને ? " ડૉક્ટરે બીજો પ્રશ્ન પૂછયો. મેં પ્રત્યુત્તર સાંભળવા કાન ઉંચા કર્યા. લીલા કાંઈ બોલી નહિ. માત્ર મીઠું હસી. એ હાસ્ય મને ઉન્મત્ત બનાવવાને પૂરતું હતું.

" વિશ્વેશ ! બેસોને, કયાં સુધી ઉભા રહેશો ? "

હું ચમકયો. ડૉક્ટર પણ મારી અસ્થિર સ્થિતિ પામી ગયા હોય એવું મને લાગ્યું. હું ચઢયો ત્યારનો ઉભોજ રહ્યો હતો. દિવાના પેઠે હું મારૂં ભાન ભૂલી ગયો હતો; અને ઉભો ઉભો એક પલ ડૉક્ટર તરફ તો બીજી પલે લીલા તરફ જોયા કરતો હતો.

" એમને ઉભા રહેવામાં જ મઝા પડતી હશે–" મીઠું મલકી લીલા

બોલી. તેનું હૈયું ખીલ્યું. શરમ જરાક દૂર ગઇ. મને લાગ્યું કે સ્વર્ગ નીચે ઉતરે છે.

હું એક ખુરશીપર બેઠો. ડૉકટર પણ પાસે પડેલી એક આરામ ખુરશીપર પડયા.

"તું શું વાંચે છે લીલી ?" ડૉકટરે પૂછ્યું.

"મેઘદૂત—" શરમાતી શરમાતી લીલા બોલી.

"તને સ્હમજ પડે છે ?"

"હા—જરા—જરા—"

"નહિ સ્હમજ પડે તો વિશ્વેશ તને સ્હમજાવશે. સંસ્કૃત એમને ઘણું સારૂં આવડે છે."

હું તો ખુરશી પરજ ચ્હોંટી ગયો. તે ઓરડો ચકર ચકર ફરતો જણાયો.

"વાંચો તો ખરાં !—' મેં લીલા તરફ જોઇ, જરાક હસી જેમ તેમ, મહા મહેનતે કહ્યું. મને લાગ્યું કે તે બાલાએ મારી વાચાળતા પણ છીનવી લીધી હતી. લીલા મૌનજ રહી.

"વાંચ—વાંચ—લીલી ! એ પારકા નથી એતો આજથી આપણા મોંઘા મહેમાન થવાના છે. જરા આગ્રહથી જમાડજે હં ! નહિ તો તે દહાડે અરધા ભૂખ્યા રહ્યા તેવું નહિ થાય !—" ડૉકટર હસ્યા.

"ભૂખ્યો શાનો રહ્યો જો ! તે દહાડે તો હું આહારમાં અર્વાચીન ભીમ બન્યો હતો—"

લીલા મલકાઇ, ડૉકટર ખડખડ હસી પડયા.

"હું નાહી લઉં ? પછી દવા બનાવી આપીશ—" કહી ડૉકટર ઉઠયા અને તે ઓરડામાંથી બહાર ગયા પછી મેં લીલા તરફ તરસ્યાં નયનોએ જોયું. તે પણ નીચી નજરે જોઇ ખુરશીપર સ્થિર બેઠી હતી.

"નહિ જ વાંચો ?" જાણે યાચના કરતો હોઉં એવી રીતે મેં કહ્યું.

તેણે જરા આંખો ઉંચી કરી. હું તો સ્થિર નયને તેના તરફ જોઇ રહ્યો હતો. અમારી આંખો મળી. નવલકથાકારો આવા નેત્રમીલનને તારામૈત્રક કહે છે. એ નેત્ર મીલનથી હ્રદયતંતુ તૂટી જાય છે. આંખે ચક્કર આવે છે. આખા શરીરમાં—નસેનસમાં વીજળી દોડે છે. મને પણ તેમજ થયું. લીલા પણ કોઇ અનેરા જાદુના ઘેનથી ડોલતી હતી. તેનું શરીર કમ્પતું હતું. તેની આંખો ડોલતી હતી. તેની છાતી ધડકતી હતી.

"લીલાવતી !...થોડું તો વાંચો ?" મેં પુનઃ હિમ્મતથી કહ્યું.

"શું વાંચું ?" તે થોડીકવાર પછી, જરાક અચકી, સ્મિત કરતી બોલી.

"તમને જે ગમે તે." મારે તો તેનો મધુર–મંજુલ સ્વર જ સાંભળ્યા કરવો હતો.

તેણે ટેબલ પરથી મેઘદૂત હાથમાં લીધું.

"લો ત્યારે–વાંચું જ–તમારી ઇચ્છા અજીત જણાય છે–" લીલા હસી; ને અનાયાસે જે પાનું નીકળ્યું તેમાંથી મન્દ–મધુર સ્વરે ગાવા લાગી:

"મા'રા બીજા જીવન સરખી, થોડબોલી, અલેતી;
જોતાં એને જલદ મનમાં જાણજે ભાબી તારી.
આ હું એનો સહચર પડયો દૂર, તેથી બિચારી;
જાણે હોયે પિયુથી વિખુટી એકલી ચક્રવાકી.
વીતે દહાડા વિરહ દુઃખમાં, દોહલા જેમ જેમ,
મુંઝાતી એ બહુ બહુ હશે, એકલી તેમ તેમ.
કર્માએલી નલિની શિશિરે હોય, સંતાપ પામી;
તેવી નિશ્ચે બદલઈ ગઇ એ હશે, પ્યારી મા'રી.
નિશ્ચે એની રડી રડી હશે, આંખ સૂજી ગયેલી;
ફીકા લૂખા, અધર અરુણા, ઉષ્ણ નિશ્વાસ નાખી.
હાથે ટેકયું મુખ જરિ જરિ કેશમાંથી જણાતું;
મેઘે છાયું કલુષિત દિસે બિંબશું ચંદ્રમાનું.
બેઠેલી એ નજર પડશે દેવપૂજા વિષે કે,
કલ્પી મારી કૃશ છબી, હશે કાઢતી ચિત્રમાંહે.
કિંવા પૂછે મધુર વદતી પિંજરે સારિકાને;
સંભારે છે રસિલિ પિયુને લાડકી છે ઘણી તે...."

તે બહુ મંદ સ્વરે ગાતી હતી પણ તેના ગાનનું દૈવી માધુર્ય મને સ્વર્ગની લાલસા છોડાવવાની શક્તિવાળું હતું. હું શ્રદ્ધાળુ ભક્ત પેઠે તેને સાંભળી રહ્યો. તે આટલું ગાઇ અટકી. શરમથી મૌન રહી. લજ્જાની રક્તિમાથી તેના મોહક ગાલ પર રાતી સુરખી આવી. તેનો અંબોડો છૂટો હતો. તેના સુંદર લાંબા કેશ તેની પીઠપર લટકતા હતા સમીર લહરીથી લટો ફરફર ઉડતી અને તેનું સૌંદર્ય બેવડાતું.

"તમને મેઘદૂત ગમે છે ?" મેં પૂછ્યું ?

"મેઘદૂત કોને ન ગમે ?" તેના સ્વરમાં મસ્તી આવી. ખરેખર, મારા કાનમાં તેના મધુર શબ્દો ગુંજી રહ્યા. મેઘદૂત કોને ન ગમે ? રસનાં ખળખળ ઝરણાં જે કાવ્યમાં વહી જાય છે તે કવિ કુલમણિ કાળીદાસનું

અમર કાવ્ય મેઘદૂત પ્રેમીઓને–રસિકોને સ્વર્ગ ન બતલાવે ?

" હવે તમે ગાઓ. મને તમને ગાતા જોવાની બહુ હોંસ છે." લીલા બોલી. હવે તેની સુલભ શરમ બહુ ઓછી થઇ ગઇ હતી. તે મારા તરફ સ્થિર નયને જોતી થઇ હતી.

" હું નહિ ગાઉં ? ' મેં કહ્યું.

" કેમ ? "

" કારણ કે મેઘદૂતની કડિયો કરતાં તમારા મધુરા શબ્દોમાં વિશેષ રમ્ય કાવ્ય ભરેલું છે. "

" જાઓ જાઓ તમેય ભારી લુચ્ચા જણાઓ છો ! ' તે બોલી. " તમારે ગાવુંજ પડશે. "

" અરે વાહ ! આ તો લશ્કરી કાયદો ! "

" હા મને જરા એવો કાયદો તમારા પર ચલાવવાની ભારે હોંસ છે." તેનો મર્મ હું સ્હમજ્યો મેં પ્રભુને પ્રાર્થના કરી કે જીંદગી ભર લીલા મારા પર તેનો લશ્કરી કાયદો ચલાવે!

" લાવો ત્યારે ગાઉં ? "

" તે કંઈ છૂટકો છે કે ? "

મેં મેઘદૂત હાથમાં લીધું ને ગાવા માંડયું:—

" શ્યામા વેષે કનક વરણાં ફૂટડાં ગાત્રવાળી,
ધાટે નાની ચકિત મૃગીશાં નેત્રવાળી રૂપાળી;
હારે હારે દશન કળિઓ રત્ન જેવી જણાતી,
* શોભે ઝીણી કળિ અધરની બિંબ શી રાતી રાતી. "

આટલું બોલી મેં લીલા તરફ જોયું. " બિંબશી રાતી ગતી " બોલતાં સાહજિક જ મારી નજર મારી દેવીના રક્ત પ્રવાલશા બિંબાધરો પર ગઇ અને એ અધરમાં છૂપાયલું અમૃત પીવા હું અધીરો થઇ ગયો.

" કેમ અટકયા ? " તે શરમથી નીચું જોઇ રહી હતી છતાં મને અટકેલો જોઇ બોલી. મારી ખાત્રી થઇ ગઇ કે જેવી અધીરતા મારા દીલમાં હતી તેવીજ તે પણ અનુભવતી હતી.

" ઉંડી નાભિ—" મેં શરૂ કર્યું.

" ઉંડી નાભિ, ઉદર વિલસે, પાતળી કેડ જેની;

---

*રા. કિલાભાઇના ભાષાંતરમાંથી.

ભારે ઉંચા સ્તનથી કટિમાં, સે'જ નીચી નમેલી.
શ્રેણી ભારે મલપતી રૂડી ચાલતી ધીમી ચાલે;
નારીરૂપે, પ્રથમ વિધિએ હોય નિર્મેલી જાણે."

"જાણે આબાદ તમારૂંજ વર્ણન, લીલા!" મેં જરા મર્યાદા મૂકી કહ્યું.

લીલા મૌન જ રહી. તેનાં નેત્રો ઢળી ગયાં. હું જરા વધુ સાહસિક થયો.

"લીલા!......"

તે કંઇજ બોલી નહિ.

"શું નહિજ બોલો ?"

તેનાં નયનો જરાક ઉંચાં થયાં.

"તમે મ્હારાં યક્ષિણિ થશો ?" મેં કહ્યું.

વાંચનાર, મારા જીવનની તે એવી પલ હતી. કે જેના પર મારા સમગ્ર જીવનનું અવલંબન હતું. લીલાની હા થી મને સ્વર્ગ મળવાનું હતું. તેની ના મને જીવતો યમસદનમાં મોકલવાની હતી. હું આતુર નયને તેના તરફ જોઇ રહ્યો.

"તમે મારાં થશો ?" પુનઃ મેં પૂછ્યું.

તે કંઇજ ન બોલી. હું ખુરશી પરથી ઉભો થયો. તેની ખુરશી પાસે ગયો. તેનો હાથ મારા હાથમાં લીધો. તોપણ કંઇ બોલી નહિ.

"લીલુ!......" હું પ્રેમાલ સ્વરે બોલ્યો. હું ટેબલને અઢીંગી ઉભો હતો. તે ખુરશીપરજ મારા હાથમાં હાથ રાખી બેસી રહી.

"વ્હાલી!..." હું એક ડગલું આગળ વધ્યો. તોય તે કંઇ ન બોલી. તેનાં નયનો હસી રહ્યાં હતાં.:બાલા મૂગી થઇ ગઇ હતી પણ તેનાં સ્નેહભીનાં નયનો મ્હને પ્રત્યુત્તર દેતાં હતાં. મેં વ્હાલથી તેનો હાથ ઉંચક્યો; હોઠ સુધી લઇ ગયો ને કોમલ કમલદાંડી જેવા હસ્તપર મેં ચુંબન કીધું. દારૂનો નીશો મનુષ્યને નિર્લજ્જ બનાવે છે, ગાંજો ધુની બનાવે છે, અફીણ આળસુ કરે છે, ભાંગ એકતાન કરે છે પરંતુ પ્રેમનો નીશો જીવનમાં કેવું જાદુઇ તાન લાવે છે, કેવી સ્વર્ગિય મસ્તી ઉપજાવે છે તે તો જેણે પ્રેમ અનુભવ્યો હોય તેજ જાણે છે. કવિઓની કલ્પના સૃષ્ટિમાં એ પ્રેમનીશો છૂપાયલો છે. પ્રેમીઓને પ્રેમનો નીશો જગતનું ભાન ભુલાવી દેછે. અમને લાગ્યું કે જગતમાં અમે બેજ જણ છીએ. ત્રીજા કોઇનું અસ્તિત્વજ નથી.

"વ્હાલી! તું મ્હારી યક્ષિણી!—"

"ને તમે મ્હારા યક્ષ!—" તેના બિમ્બાધર પર અજેય સ્મિત

ફરકાવતી તે બોલી. મને લાગ્યું કે મેનકાના સ્મિતપર વિશ્વામિત્રે તપભંગ થવામાં કાંઇ ખોટું કર્યું નહોતું !

એકમેકના હાથમાં હાથ લઇ અમે સ્વર્ગ સુખ અનુભવતાં હતાં એટલામાં લીલાની માતાનો સ્વર સંભળાયો.

" લીલી !......"

" આ......વી......બા !..." કહી ચપલ હરિણી જેવી તે ઓરડામાં તે જવાલાગી.

" જમવા આવશોને ? " જતી જતી પાછું ફરી જોઇ તે બોલી.

" હા. તું બોલાવેને ન આવું એ બને ? " મેં કહ્યું. એક નેત્ર કટાક્ષથી મારા હૃદયને ચોરી લઇ તે જતી રહી. તે ઓરડામાં વીજળી ઝબકીને વિલીન થઇ ગઇ.

હું જેમતેમ સ્વસ્થ થયો. થોડીકવારમાં ડૉક્ટર સ્નાનાદિથી પરવારી આવ્યા. ડૉક્ટર આવ્યા કે તુરત લીલાએ ચ્હાના પ્યાલા લઇ આવી; અમે ચ્હા પીવા લાગ્યા. આ સમયે મારા આનંદની પરાકાષ્ઠા થઇ. ચ્હા પીધા પછી ડૉક્ટર દવા બનાવવા લાગ્યા કારણકે હજુ કમ્પાઉંડર આવ્યો ન્હોતો. લીલા એ વખતમાં ચુપચુપ મારા હાથમાં એક પાનનું બીડું મૂકી ચાલી ગઈ. તેના પાનના બીડાંએ મને કોઇ નવોજ વિશ્વેશ બનાવી દીધો.

ડૉક્ટર સાહેબે દવા બનાવી આપી તે લઇ અગિયાર વાગે જમવા આવવાનું વચન આપી હું ઘેર ગયો.

રસ્તે પણ મને જે પ્રેમનો નીશો ચઢ્યો હતો તેથી બેચેનીજ જણાઇ. મારા આખા શરીરમા એ દુર્જય નીશો પ્રસરી ગયો હતો. જેને આવો નીશો ચઢ્યો હોય તે સ્વસ્થતા જાળવી શકે ખરો ? હું છતા હૃદયે હૃદય વિનાનો થઇ રહ્યો હતો. બેચેની અને અશાંતિ વધી જતી છતાં તેમાં મને કોઇક અનિર્વાચ્ય સુખ જણાતું હતું.

---

# દર્શન ૨૯ મું.

## ભોગીલાલનું મૃત્યુ !

હું ઘેરે ગયો અને જીજીને મોટી વહુની દવા આપી નિત્ય કર્મમાં પ્રવૃત પણ થયો પરન્તુ મારૂં મન એવું ઉદાસિન, એવું ચંચળ અને ઉદ્વિગ્ન થઇ રહ્યું કે જેનું મૂળ રહસ્ય હું પોતે પણ સ્હમજી ન શક્યો. આજે હું ડૉક્ટર સાહેબના ઘરમાંથી મારે ઘેર આવવા નીકળ્યો ત્યારે

રસ્તામાં મને એવો ભાસ થયા કરતો હતો કે હું મારી કોઇ અમૂલ્ય વસ્તુ ડોક્ટરને ત્યાં ભૂલી ગયો છું. હું જે વસ્તુ ભૂલી આવ્યો હતો તે શું હતી તે હું જાણતો ન્હોતો. સ્હમજતો ન્હોતો. મેં અત્યંત વિચાર કર્યો. હું કોઇ ચીજ ડોક્ટરને ત્યાં લઇ ગયો ન્હોતો. ડૉક્ટરે કોઇ વસ્તુ જબરજસ્તીથી છીનવી લીધી ન્હોતી તોપણ મારૂં હૃદય સૂનું સૂનું લાગતું હતું. હજાર વાર વિચાર કરવા છતાં કંઈ અવસ્ય ભૂલી આવ્યો છું એમ પ્રતીત થતું હતું. માથું પટકી નાખવા છતાં વિસ્મૃત વસ્તુનું મને સ્મરણ થયું નહિ. ચશ્મા, ઘડિયાળ, લાકડી, રૂમાલ કે સીગરેટની ડબ્બી, આમાંની કોઇ પણ વસ્તુ હું રાખતો ન્હોતો. કપડાં તો જે પહેર્યાં હતાં તે બધાં શરીર પર મોજુદ હતાં. માથા પર ટોપી હતી. પગમાં બુટ હાજર હતા; અને શરીર પર ડગલો પણ હતો. ત્યારે હું કઇ એવી ચીજ ભૂલી આવ્યો છું કે જે આટલી બધીવાર વિચાર કરવા છતાં યાદ નથી આવતી ? અને તોપણ મનમાં ને મનમાં એમ ચટપટી થયા કરે છે કે અવસ્ય હું ડોક્ટરને ત્યાં કૈંક ગૂમાવી આવ્યો છું. ભૂલ્યો તો ખરો, પણ શું ભૂલ્યો ? કંઇ સમજાતું નથી.

મેં ખૂબ લક્ષપૂર્વક વિચાર કર્યો ત્યારે મને એટલું સમજાયું કે હું હવે "હું" રહ્યો ન્હોતો બલ્કે બીજોજ 'હું' બની ગયો છું. અર્થાત્ ડોક્ટરને તેડવા જતી વખતે જે વિશ્વેશ હતો તે વિશ્વેશ ગાયબ થઇ બીજોજ વિશ્વેશ બની ગયો હતો અથવા એમ સમજી લો કે હું તો તેનો તેજ છું પણ મારૂં હુંપણું યાને નિજત્વ ન જાણે ક્યાં ચાલી ગયું હતું.

તો હું મારૂં નિજત્વ ક્યાં ખોઈ આવ્યો તે સ્પષ્ટ કહી દઉં ? હું મારૂં હુંપણું આજે ડૉક્ટર સાહેબની કામણગારી કન્યાને આપતો આવ્યો હતો. હા તેણેજ મારા હૃદયમાંથી મારૂં નિજત્વ કાઢી લીધું હતું. પરંતુ તે હવે હું શી રીતે પાછું મેળવું ? શું ડોક્ટરને ત્યાં દોડી જઇ તે જાદુગરી બાલાને ધમકાવી મારૂં હૃદય પાછું લઇ આવું ? નહિ. નહિ. તેને ધમકાવવા કરતાં તો હું હૃદયહીણો રહું તેજ સારૂં. તેને એકપલ દુઃખ થાય તેના કરતાં હું યુગનાયુગ અસહ્ય યાતના સહ્યા કરૂં તેજ વિશેષ ઉત્તમ ! કારણ કે તે જાદુગરી મોહિની દુઃખ સહેવા નથી જન્મી. પૃથ્વીપર સુખ વર્ષાવવા આવી છે. તે કોઇનું શાસન સ્વીકારવા ન્હોતી આવી. પોતાનું શાસન વ્હાલથી પ્રસ્થાપિત કરી તે મને મરજીઆત સેવક બનાવતી હતી. અને હું તેની કામણગારી કીકીના દ્વાર ડોલાવી નાખનારા નૃત્યથી મારૂં ભાન ગૂમાવી નિજત્વ અર્પી આવ્યો હતો; હવે તો હુંજેવો હતો તેવોજ રહેવામાં મારો આનંદ હતો.

આખો દિવસ ભ્રમિત દશામાંજ મેં પસાર કર્યો. રાત્રી પડી. જગતપર કાળો પરદો પડયો. હું વાળુ કરી બીછાને ગયો. આંખો જરા મીંચાઇ. હજુ લીલાનું વદન મારી આંખો સામેથી દૂર થયું ન્હોતું અને થાય એવાં ચિન્હો પણ ન્હોતાં. તે દૂર થાય એવી ઇચ્છા પણ ન્હોતી. લીલાની કામણગારી કાંતિ નયન આગળથી અદશ્ય થઈ જવા દેવા માટે મને કોઇ કુબેર ભંડારીની દોલત આપવાને તૈયાર થઈ જાય તોપણ મારે તે જોઇતી ન્હોતી. મને તો લીલાના મુગ્ધ દર્શન કરવામાંજ સ્વર્ગ સમાતું હતું. ભલા એ સ્વર્ગ સુખ કયો અભાગી ખોઇ દેવા રાજી હોય?

રાતના બે વાગી ગયા હતા અને હું ગોદાવરી કાઠેના મકાનમાં મારા ઓરડામાં અર્ધસુષુપ્ત દશામાં બિછાનાપર પડયો હતો. ટેબલપર ઝાંખો લેમ્પ બળી રહ્યો હતો અને ઓરડાની બારીમાંથી ઠંડી હવાની લહેકી અંદર આવી મારા અસ્થિર ચિત્તને સ્થિર બનાવવાનો વ્યર્થ પ્રયત્ન કરતી હતી. મોટી વહુ અને જીજી, મટુ તથા એક બીજી સાથે પોતાના ઓરડામાં નિદ્રાધિન થઇ ગયાં હતાં. બે નોકર ભોંયતળીયે સૂતા હતા અને ઘરનું મુખ્ય દ્વાર બંધ કરવામાં આવ્યું હતું

રાત્રીના બે વાગી ગયા હતા. મારી આંખો મળી ગઇ હતી અને હું સ્વપ્નમાં મધુરી લીલા સાથે પ્રણયલીલા કરતો હોઉં એવો ભાસ થતો હતો એટલામાં અચાનક મારો એ અણમોલ આનંદ કોઇની બૂમ સંભળાવાથી અલોપ થઇ ગયો.

મારૂં નામ દઇ કોઇ પુકાર કરતું હતું. તુરતજ હું બારી આગળ ગયો અને નીચે જોવા લાગ્યો.

મેં જોયું કે મકાન આગળ એક સ્ત્રી અને બે પુરૂષો ઉભા હતા. એક જણના હાથમાં ફાનસ હતું.

પુનઃ ફાનસવાળા પુરૂષે મને જોરથી બૂમ પાડી;

" વિશ્વેશ!......"

મેં અવાજ ઓળખ્યો. તે ડૉકટરના નોકર ભીખાનો અવાજ હતો.

" કેમ ભીખા! શું છે?" મેં બારી આગળથી કહ્યું. ભીખાએ જવાબ આપ્યો:

" નીચે આવી દરવાજો ખોલો. ડૉકટર સાહેબ ઉભા છે."

આ સાંભળી હું ગભરાયો. આટલી રાત્રે એક સ્ત્રીને સાથે લઇ ડૉકટર કેમ આવ્યા હશે? મેં જેમ તેમ મગજ સ્થિર રાખી હાથમાં ફાનસ લીધું અને નીચે જઇ બારણું ઉઘાડયું.

બારણું ઉઘાડતાંવાર ડૉકટર, ભીખો તથા પેલી બાઇ અંદર આવ્યાં અને ડૉકટરના ઇશારાથી નોકરે બારણું અંદરથી બંધ કરી લીધું.

અમે બધાં મારા ઓરડામાં આવ્યા પછી ડૉક્ટરે કહ્યુ:

" જે ભયની તમે આગાહી કરી હતી તે સાચી પડી છે. અંતે બેઇમાન ભોગીલાલે પોતાની જાત બતાવી. "

મેં ગભરાઇને પૂછયું:

" શું ? કહો-કહો, શું થયું છે ? "

" ગભરાવાની જરૂર નથી. તેણે નાશિકની પોલિશને ખબર આપી છે. "

" શું સાચી વાત છે ? "

" હા, "

" મને સવિસ્તર વાત કહો, " મેં કહ્યું.

ડૉક્ટરે જવાબ આપ્યો:

" તમે જાણો છો કે મને અહિંના પોલિસ ખાતામાં સારી ઓળખાણ છે. અમુક અમુક જાતની ખબર પોલિસને કોઇ સખ્સ તરફથી મળે તો તપાસ કરવા પહેલાં તે વિષે મને પ્રથમ ખબર આપવાની મેં મારા મિત્ર સુપ્રીન્ટેંન્ડંટ મી. નગરકરને વિનંતી કરી હતી. એઓ મારા પરમમિત્ર છે. તેમણે આજે બાર વાગે આવી મને ખબર આપી કે નાશિકના જીલ્લા મેજીસ્ટ્રેટ પર કોઇએ નનામી ચીઠી લખી તેમાં જણાવ્યું છે કે મુનશીજીની ભોજાઇએ બાલહત્યા કરી છે તથા તેમાં ડૉક્ટર રામકૃષ્ણે સહાય કરી છે. આ વાત મેજીસ્ટ્રેટ સુધી પહોચી છે એટલે પોલિસ સુપ્રીન્ટેંડંટનું કાંઈ ચાલે એમ નથી માટે ગમે તે રીતે આપણે મોટી વહુને અહિંથી ગૂમ કરવી જોઇએ. મેં ઉપાય શોધી કાઢયો છે. ગભરાશો નહિ. "

" તમે શું ઉપાય શોધી કાઢયો છે ? "

" જુઓ ! આ બાઇ મારી દરદી છે. એ એક રંક પણ આબરૂદાર કુટુંબની વિધવા છે. એ બાઇ ત્રણ મહિનાથી સંગ્રહણીના રોગથી પીડાય છે ને હું એમની દવા કરૂં છું એ મારી પાડોશમાંજ રહે છે. મારો વિચાર એ બાઇનેઅહિં મોટી વહુની જગ્યાએ રાખવાનો છે અને મોટી વહુને એને ઘેર મૂકી આવવા માગું છું. એ બાઇનું નામ પણ ચંચળાજ છે. એ અહિં હશે તો એનેજ આપણે મુનશીજીની ભોજાઇ તરિકે ગણાવી લઇશું અને મેજીસ્ટ્રેટ પર આવેલી નનામી ચીઠ્ઠીમાંની હકીકત શરિયામ જૂઠી છે એમ પૂરવાર કરી શકીશું. બાઇની મફત દવા કરવાને લીધે મારી ઇચ્છાનુસાર વર્તવાને એ તૈયાર થઇ છે, "

હું ડૉક્ટર સાહેબની દુરદર્શીતા જોઇ અત્યંત પ્રસન્ન થઈ બોલ્યો:

" ઉપાય તો તમે લાખ રૂપિયાનો શોધી કાઢયો છે પણ નોકર ચાકરો કઇ ઘોટાળો કરશે તો ? "

" તેની તમે ચિંતા ન કરો. ભીખો એ બાબતમાં ઘણો ચાલાક છે. તે બધા નોકરોપર શાસન ચલાવી શકે છે અને તે અલ્પ સમયમાં બધાને પઢાવીને પોપટ બનાવી દેશે. " ડૉક્ટરે કહ્યું.

થોડીવાર પછી ભીખો આવી બોલ્યો:

" મેં બધા નોકરોને સમજાવી દીધા છે. તેમના તરફથી ગભરાવાનું કારણ નથી. એ બધા વફાદાર માણસો છે. "

મેં તથા ડૉક્ટરે ભીખાને શાબાશી આપી પછી ડૉક્ટરે ભીખાને ફાનસ લેવા કહ્યું અને અમે બધા જીજી પાસે ગયા. જીજી, ચંચળા અને મટુ ધાંધલથી જાગી ગઇ હતી અને આવેલી આફતથી ગભરાઇ જઈ ત્રણે જણી રોઇ રહી હતી.

મેં જીજીને ભોગીલાલે નનામો કાગળ મેજીસ્ટ્રેટ પર લખવાની વાત કહી તથા ચંચળાને તુરત ઘર છોડવા તૈયાર થવાનું કહ્યું. તે પ્રથમ તો રોઇ પડી—લજ્જાથી રોઇ પડી. મેં તેને શાંત કરી ઉતાવળ કરવાનું કહેવાથી તે તરત તૈયાર થઇ.

ત્યારબાદ ડૉક્ટર સાહેબે દવાની શીશી ખીસામાંથી કાઢી તથા દવાનું પ્રીસ્ક્રીપશન મને આપી કહ્યું:

" વિશ્વેશ! સદ્‌ભાગ્યની વાત છે કે આ સ્ત્રી મુનશીજીની જ્ઞાતિનીજ છે. વળી વિધવા છે તથા એનું નામ પણ ચંચળાજ છે. મારા રજીષ્ટરમાં બે–ત્રણ મહિનાથી એનું નામ ચાલુ છે અને એ સંગ્રહણીથી પીડાય છે. એને સ્હવાર બપોરને સાંજ એક એક ડોઝ દવાનો પાજો અને ખાવામાં મગની દાળ અને રોટલી આપજો. મોટી વહુની તમે ફીકર કરશો નહિ. કારણ કે મુનશીજીની આબરૂને હું મારીજ આબરૂ જેટલી વ્હાલી ગણું છું. કાલે સ્હવારે હું આ બાઇને તપાસવાને બહાને આવીશ. ગભરાશો નહિ. "

એટલું કહી ડૉક્ટર ચંચળાને લઈ ભીખા સાથે ચાલી ગયા અને ચંચળાની જગ્યાએ બીજી ચંચળા સૂતી.

આખી રાત અમે બધાએ બેચેનીમાંજ ગાળી. સ્હવારે છએક વાગવાનો સમય થયો. નોકરો પોતપોતાના કામમાં વળગી ગયા હતા. હું મારા ઓરડામાં દાતણ કરતો બેઠો હતો. એટલામાં પોલિસ સુપ્રિન્ટેંડંટ બે ત્રણ બીજા માણસો, અને એક લેડી ડૉક્ટર સાથે અમારા ઘર આગળ આવી પહોંચ્યા.

તેમને જોઇ મેં ઝટ દાતણ કરી કપડાં પહેરી લીધાં અને હું નીચે ગયો.

પોલિસ સુપ્રિન્ટેંડંટ પોતાના રસાલા સાથે ઘરમાં આવ્યો. નોકરોએ તેમને માટે ખુરશીઓ ગોઠવી દીધી હતી. હું પણ ખુરશીપર બેઠો.

સુપ્રીન્ટેંડટે કહ્યું:

" તમારૂં નામ ? "

". વિશ્વેશ. "

" મુંબઇના મુનશી મોર્તલાલની બેનબાઇ ચંચળા આ ઘરમાં છે ? "

" જી. હા "

" તમે તેમની સાથે છો ? "

". જી. હા "

" મેજીસ્ટ્રેટ સાહેબના હુકમથી આ લેડી ડૉક્ટર એ બાઇની બીમારીની તપાસ કરશે. "

" બહુ સારૂં સાહેબ ! પણ કૃપા કરી જણાવશો કે મેજીસ્ટ્રેટ સાહેબને એવો હુકમ કાઢવાનું કારણ શું છે ? "

મને સુપ્રીટેંન્ડટે એક નનામી ચીઠ્ઠી આપી કહ્યું:

" આ ચીઠ્ઠીપરથી શક ઉપજવાથી મેજીસ્ટ્રેટ સાહેબ એ બાબતની ચોકસી કરવા માગે છે. "

" આ ચીઠી મુનશીજીના કોઇ દુસ્મને લખેલી જણાય છે; કારણ કે એમાં જે વાત લખવામાં આવી છે તે સરાસર જૂઠી છે. "

" બનવા જોગ છે; પણ મેજીસ્ટ્રેટની ફરજ છે કે પોતાની ફરજ બજાવવા માટે શંકા મટાડવાના ઉપાયો લેવા "

" ત્યારે આપની પાસે મેજીસ્ટ્રેટ સાહેબનો લેખિત હુકમ પણ હોવો જોઇએ. "

" હાજી, આ જુઓ. "

એમ કહી તેણે મને એક કાગળ આપ્યો જેમાં ચંચળાની બીમારીની બારીક તપાસ કરાવવાની આજ્ઞા કરવામાં આવી હતી,

આ વખતે ડૉક્ટર સાહેબ આવી પહોંચ્યા. અને પોલિસ અમલદારો સાથે સાહેબ સલામ કરી એક ખુરશીપર બેસી ગયા. મેં તેમને બધી વાત સંભળાવી પેલી નનામી ચીઠ્ઠી પણ મેં તેમને આપી.

બધી વાત સાંભળી તથા ચીઠ્ઠી વાંચી ડૉક્ટરે કહ્યું:

" ત્યારે સાહેબ ! હવે વિલંબ કરવાની શી જરૂર છે ? નાહક કોઇએ આપને તરદી આપી છે. એ બાઇ સંગ્રહણીના રોગથી પીડાય છે. લેડી ! આપ ખુશીથી બાઇને તપાસી આવો–" છેલ્લા શબ્દો ડૉક્ટરે લેડી ડૉક્ટરને કહ્યું.

હું લેડી ડૉક્ટરને જે એક યુરોપિયન સ્ત્રી હતી તેને ઉપર લઇ ગયો. ત્યાં બીજી ચંચળા બીછાના પર પડી હતી. લેડી ડૉક્ટરને ઓરડામાં મૂકી હું બહાર નીકળી ગયો.

લગભગ એક કલાક પછી તે બાઇ નીચે આવી સુપ્રીન્ટેંડંટ તરફ જોઇ બોલી !

" એ ચીઠ્ઠી તદન ખોટી છે. બાઇ સંગ્રહણીજ પીડાય છે. બીજો કોઇપણ રોગ નથી તેમ ગર્ભપતનનું કોઇપણ ચિન્હ જણાતું નથી. "

" માફ કરજો સાહેબ! અમારી ફરજ બહુ કરડી છે. નાહક આપને નારાજ કરવાની મને ફરજ પડી હતી. " કહી સુપરીન્ટેંડંટે મારી સાથે તથા ડૉકટરની સાથે શેકહેંડ કરી રજા લીધી.

ત્યાર પછી થોડીકવાર વાતચીત કરી ડૉક્ટર પણ ચાલ્યા ગયા. દશેક વાગ્યાને શુમારે ટપાલ આવી. તેમાં મુનશીજીનો પત્ર હતો. તે પત્ર નીચે પ્રમાણે હતો.

"ભાઇ વિશ્વેશ !

અહિં સર્વ કુશલ મંગલ છે. ત્યાંના સુખ સમાચાર લખતા રહેશો અને કોઇ રીતે મુઝાશો નહિ. મારૂં હૃદય તમારામાંજ છે. ભારી દીલગીરીની વાત એ છે કે ભાઇ છોટુનો હજુ કાંઇજ પત્તો મળ્યો નથી. જેવી પ્રભુની મરજી.

એક ભયાનક સમાચાર મારે તમને લખવાના છે. તે એ છે કે આજે ત્રણ દિવસ થયા બદમાસ ભોગીલાલ કુતરાના મોતે મરણ પામ્યો છે. અચાનક આગ લાગવાથી તે જીવતો સળગી ગયો. બંબાવાળાઓએ આગ બુઝાવ્યા પછી ખોળ કરતાં તેની મૃત લાશ કમ્પારી છૂટે એવી દશામાં મળી આવી હતી. વિશ્વેશ! ભોગીલાલને તેના દુષ્ટ કૃત્ય માટે પરમાત્માની અગમ્ય શક્તિએ જીવતો ભુંજી નાખ્યો એ કાંઇ ઓછી સજા ન કહેવાય.

છેવટે એક વાત લખતાં મારી છાતી ફાટી જાય છે. જો ભોગીલાલેજ છોટુને ગુમ કર્યો હશે તો હવે તેનો પત્તો મેળવવો બહુ મુસ્કેલ થઇ પડશે. જો જુગલનો પત્તો મળે તો છોટુને પત્તો મળવાનો કાંઇક સંભવ છે પણ એ બદમાસ પણ મળતો નથી. હવે તો પરમેશ્વર જે કરે તે ખરૂં.

તમારી તબિયત સંભાળીને રહેજો.

લી૦ શુભેચ્છક,

મોતીલાલ મુનશી.

ભોગીલાલ માટે તો મને જરા પણ લાગણી થાય એમ ન્હોતું. એ પાપી એવાજ મોતને લાયક હતો પણ મારા પ્રિય મિત્ર છોટુ માટે મારી આંખમાંથી જોસથી આંસુ વહેવા લાગ્યાં. તે ક્યાં હશે?, શી રીતે મળશે? અરે ! રામ ! હવે વ્હાલા છોટુને મેળવી આપે તો બધીય ઉપાધીઓનો અંત આવી જાય ! હું કેટલીક વાર સુધી આંસુ સારતો બેસી રહ્યો. પછી ડોક્ટરને ત્યાં જમવા ગયો. ડોક્ટરને પણ મુનશીજીએ પત્રદ્વારા એજ હકીકત જણાવી હતી.

# દર્શન ૨૭ મું.

## ચુમ્બન.



ચંચળાની જગ્યાએ બીજી ચંચળાને ડોક્ટર સાહેબે સુવાડી દીધી અને ડૉક્ટરની તપાસમાં તે સંગ્રહણીથી જ પીડાતી જણાઇ એટલે જે આફ્ત દુષ્ટ ભોગીલાલની નીચતાથી અમારા પર આવવાનો સંભવ હતો તે ટળી ગઇ અને મેજીસ્ટ્રેટ સાહેબે પેલા નનામા કાગળને તદ્દન જૂઠો માની લીધો એવી અમારી ખાત્રી થઈ ગઇ; કારણકે એક વખત પોલિસ સુપ્રીન્ટેન્ડંટ આવી ગયા પછી પુનઃ અમે પોલિસ ખાતાના દર્શન કર્યાં નહિ. વળી ડોક્ટર સાહેબને પણ પોતાના મિત્ર મી૦ નગરકર તરફથી ખાત્રી આપવામાં આવી હતી કે "એ કેસ ફાઇલ કરવામાં આવ્યો હતો અને હવે કોઇ જાતની ધાસ્તી રાખવાનું પ્રયોજન નહોતું. તદુપરાંત પુનઃ એવો નીચ પ્રયત્ન કરી કોઇ મુનશીજીની આબરૂ કલંકિત કરવા તૈયાર થાય એવો સંભવ ન્હોતો કારણકે બદમાસ ભોગીલાલ ચંચળાના જીવનને પાપમય કરી તેને ધર્મ ભ્રષ્ટ બનાવવાના ઘોરતમ પાપ માટે બળતી આગમાં સળગી જઇ કૂતરાના મોતને હવાલે થયો હતો.

પોલિસની બલા ટળી જવા પછી મને ભોગીલાલના ભયંકર ફેજના વિચાર આવવા લાગ્યા. તેણે વિશ્વાસઘાત કર્યો હતો. તે અનીતિમાં ગચ્યો હતો. દુષ્ટતા તેને રૂંવે રૂંવે પચી ગઈ હતી. ચંચળાને કામવાસનામાં અંધ બનાવી તેણે પોતાની તીજોરી ભરી હતી અને એક કામિનીને એવી સ્થિતિમાં આણી મૂકી હતી કે જેમાંથી મૃત્યુ સિવાય તેને કોઇ બચાવી શકે એમ ન્હોતું; છતાં મુનશીજી શ્રીમંત હોવાથી ચંચળા જાહેર રીતે બેઆબરૂ થતી બચી. ભોગીલાલને આગમાં બળી મરતી વખતે કેવા વિચાર આવ્યા હશે તેની કલ્પના કરતાં જ હું તો સર્વાંગ કમ્પી ઉઠયો. દીવાસળીથી દાઝતાં

આપણને કંઇનું કંઈ થઇ જાય છે તો ભડભડતી આગમાં ભુંજાઇ મરનાર પાપીને કેવી યાતના થઇ હશે ? યમ લોકમાં એના કરતાં તે વધુ ભયંકર સજા કઇ હશે ? ભોગીલાલની વાસના તૃપ્ત કરનાર યુવાનીના મદમાં કામાંધ બનેલી ચંચળા પણ તેના કર્મનું ફળ ભોગવતી હતી. ગર્ભઆવ થઇ ગયા પછી તેની યુવાની લુપ્ત થઇ ગઇ હતી. તે યુવાન હોવા છતાં જાણે આધેડ વયની પ્રૌઢા હોય તેવી થઇ ગઇ હતી. તેના કાળા સુંદર વાળ દવાની ગરમીથી ખરી પડતા હતા અને તેથી તેની ખુબસુરતી ઓછી થઇ હતી. તેના ગાલ પરની લાલી અદ્રસ્ય થઇ ગઇ હતી અને તેને સ્થાને ફીક્કી સફેતી આવી હતી. એની આંખો પહેલાં મદભરી રહેતી. ચોવીસે કલાક તેમાં ખુમારી જણાતી. ઓષ્ઠપર કામી સ્ત્રીઓના જેવું નિર્લજ્જ હાસ્ય ફરકી રહેતું. વારંવાર એ ઉન્મત્તતાના આવેશમાં ખડખડ હસી પડતી. એની આંખ્ વિકારી વેશ્યાની આંખો જેમ નાચી રહે તેમ નિર્લજ્જતાથી નાચ્યા કરતી. એની આંખોના નૃત્યમાં મોહકતા હતી, આકર્ષણ હતું; પરંતુ તેની અસર તેના પ્રેમપાત્રપરજ થતી. કામીઓને જ તે આંખો વશ કરી શકતી. એ આંખોમાં અને તેના શરીરના ચાળાઓમાં કામીઓને ઉત્તેજીત કરવાની તાકાત હતી પણ પુરૂષ હૃદયને હલમલાવી નાખવાની કે સંયમીને અસ્થિર બનાવવાની શક્તિ ન્હોતી. એ સત્તા ચલાવતી ફક્ત ભોગીલાલ ઉપર. એ સત્તાનું બીજ એના યૌવનમાં અને ખુબસુરતીમાં હતું. ભોગીલાલ પણ એની યુવાની ઉતરતાં એને સંઘરવાનો ન્હોતો. એનામાં મસ્તતા, મોહ અને મદ હતાં; પણ તેમાં જીવનભર શાસન ચલાવવાની શક્તિ ન્હોતી. મનોરમા તેનાથી ઉંચા વાતાવરણની સ્ત્રી હતી તે ભ્રષ્ટ થઇ ન્હોતી. જો મલીન વાતાવરણના ગંદા છાંટા તેને લાગત તો તે ભ્રષ્ટ થઇ જાત અને તેની દશા પણ ચંચળા જેવીજ થાત: પરંતુ તે સૌન્દર્યભિમાની હતી. ચંચળાના જેમ વિકાર અને યુવાનીનો મદ તેનામાં પણ હતો પરંતુ ચંચળાએ પાત્રાપાત્રનો ભેદ જોયા વિના ભોગીલાલ જેવા બેડોળ મનુષ્ય પર પોતાનો પ્રેમ ઢોળી દીધો જ્યારે મનોરમા એકલી વાસનાની ગુલામ ન્હોતી, તેના હૃદયમાં કામાગ્નિ પ્રદીપ્ત થયો હતો પરંતુ તે અગ્નિ તે એવી રીતે શાન્ત કરવા માગતી હતી કે જેથી તેના સૌંદર્યાભિમાની હૃદયનું ગૌરવ ઝંખવાય નહિ. દુર્ભાગ્યવશાત્ તેની દષ્ટિ મારા પર ચ્હોંટી અને તે નિરાશ થઇ. તેની યુવાનીનો મદ પ્રેમની પ્રથમ નિરાશાએ ઉતારી નાખ્યો. તે મને ચાહતી હતી ક્રમશઃ ચ્હાત્તાં શીખી હતી. હજુ પણ તે મારૂં જ ચિંતન કરતી હશે એમ હું માનું છું. મારે માટે જે પ્રેમ તેના હૃદયમાં જન્મ્યો તેથી જ તે મારા તરફથી નિરાશા મળવાથી બીજા પ્રેમીની શોધમાં પડી નહિ અને

હૃદયને ખાક કરીને જીવન ગાળવા લાગી. આવી રીતે હૃદયયજ્ઞ ઘણી થોડી વિધવાઓ કરી શકે છે; પરંતુ જો હૃદયમાં વાસનાની પાશવ તૃપ્તિ સિવાય કંઇક પણ ઉચ્ચ ભાવના હોય અથવા કોઇએ જાગ્રત કરી હોય તો તેનું પાશવ અધઃપતન થતું નથી. મનોરમા ગબડી પડતી હતી તેને મેં ઉંચકી લીધી હતી અને અનીતિની ખાઇમાં ગબડી પડેલી ચંચળાની દુર્દશા તે પછી અલ્પ સમયમાંજ મનોરમાની નજરે પડવાથી તે એ ગર્ત્તામાં પડતાં બચી ગઇ હતી. એટલા કારણેજ તે પવિત્રતાને ચાહતાં શીખી હતી અને:

છે વૈધવ્યે વધુ વિમળતા બ્હેન ! સૌભાગ્યથી કૈં;

છે ભક્તિમાં વધુ વિમળતા બ્હેન ! શૃંગારથી કૈં.

એ સુત્ર સ્હમજી હતી. મનોરમા, ચંચળા, ભોગીલાલ, દશ હજારની નોટ, મદીરાપાન છોડવું ગૂમ થવું, આદિ સર્વ પાપનાટકના પ્રવેશો નજર આગળથી પસાર થઇ ગયા અને અંતે ભોગીલાલને પ્રભુએ જે ભયંકર સજા કરી તે જોઇ મને લાગ્યું કે ઇશ્વર સર્વને કર્મનાં યોગ્ય ફળો આપ્યા વિના રહેતો નથી.

રાતના સાતેક વાગ્યાનો સમય હતો. ચંદ્રની રાત હતી. હું ડોક્ટર સાહેબને ત્યાં તેમની પ્રેમાળ પત્નિ અને મારી લીલાની વ્હાલસોઇ માતાના સ્નેહભીના આગ્રહથી રોજ રોજ વિશેષ આહાર કરતો થયો હતો. લીલા કોઇ કોઇ વાર એકાંતમાં મને જોતી તો મીઠું મલકી પસાર થઇ જતી. મેઘદૂત વાંચ્યા પછી તે મારી પાસે વધુ વાર રહી શકે એવો પ્રસંગ મળ્યો ન્હોતો.

સાત વાગ્યા પછી હું વાળુ કરવાને ડોક્ટર સાહેબને ત્યાં જવા માટે ઘરમાંથી બહાર નીકળ્યો. રસ્તાપર પડતાં જ પાપનાટક આંખો આગળથી ગૂમ થઇ ગયો અને તેની જગ્યા એક રમ્ય નાટકે લીધી. જેને ત્યાં જતો હતો, જેને મળવા હૃદય વલખાં મારી રહ્યું હતું અને જેને જોવા માટે આંખો તલસી રહી હતી તે લીલા મારી પ્રણયીની, મારી હૃદયાધાર, મારા જીવનાકાશની કૌમુદિ–મારી આંખો સામે નાચવા લાગી.

ડોક્ટર સાહેબને ઘેર જતાં રસ્તામાં દારૂનું પીઠું આવતું. તેમાં હલકા વર્ગના મજુરો હમેશાં સુરાદેવીનું પાન કરતાં એ ઘડીની બાદશાહીમાં એલ-ફેલ બકતા આમથી તેમ લથડિયાં ખાતા હતા. ત્યાંથી પસાર થતાં દૈવયોગે મારી નજર અચાનક એક દારૂડીયા પર પડી. તેણે અત્યંત દારૂ પીધો હતો અને એક માણસ તેને જમીન પર પડતો જેમ તેમ અટકાવતો હતો. શરાબના બહારમાં પેલો માણસ જુગલનું નામ મોટેથી બકતો હતો. એ જુગલ

કોણ હશે ? ભોગીલાલનો નીચ સહાયક તો ન હોય ? મારી જીજ્ઞાસા વધી. મેં મારી ચાલ ધીમી કરી. પેલા બે બદમાસો દારૂ પી પીઠામાંથી બહાર નીકળ્યા હતા અને તેમાંનો એક બચ્ચાના બહારમાં ટેં થઇ ગયલો હોવાથી તેના પગ જમીન પર ઠરતા ન્હોતા.

" જુગલે......સાલાએ......હજુ પૈસા કેમ નથી......મોકલ્યા ? મા...રી નાખું સાલા મવાલીને......" પેલો દારૂમાં ટેં થઇ ગયલો માણુસ બોલ્યો. મારો શક વધ્યો. જુગલે પૈસાની લાલચે આ મવાલીઓના પંઝામાં તો મારા વ્હાલા મિત્ર છોટુને નહિ સોંપ્યો હોય !

આ શંકા આવતાંજ મેં તેમની પાછળ પાછળ જવાનો નિશ્ચય કર્યો. તેમને મેં જાણી જોઇને આગળ જવા દીધા અને હું એટલા અંતરપર રહ્યો કે જેથી મારી તેમના પર નજર પણ રહે તથા તેઓ હું તેમની પાછળ જાસુસી કરૂં છું એમ વહેમાય નહિ. લગભગ અડધો એક માઇલ ચાલ્યા પછી એક ન્હાનું ઝુંપડા જેવું ઘર આવ્યું તેમાં બન્ને બદમાસો દાખલ થયા. મેં તેમને ઘરમાં જવા દીધા. તે પછી મેં મારી ગતિ વધારી અને હું તે ઘર આગળ જઇ પહોંચ્યો, ઘર ઘણું ન્હાનું હતુ; અને આવતા ચોમાસામાં ટકી શકશે કે કેમ તે વિષે શંકા ઉપજે તેવું હતું. હું ઘરની દીવાલને ઓથે ઉભો રહ્યો અને અંદર થતી વાતચીત સાંભળવા લાગ્યો.

" મહમદ ! તું બહુ બકેછ તે સારૂં નહિ હો; કોઇ સાંભળી જશે તો નાહક બેઉ મરી જઇશું–" એક જણ બોલ્યો;

" મરવાની એવી તેવી; મોતથી કો...ણુ બ્હીએ છે ? દો...સ્ત ! એ સાલો છોકરો પણ આપણને કેટલા હેરાન કરે છે ! જીદ્દી સાલો ! હજુ જુગલે પૈસા કેમ નહિ મોકલ્યા ? "

" મોકલશે; ને નહિ મોકલે તો આપણે છોટુને ગૂમ કરવાની બાબતથી પોલિસને વાકેફ કરવાની ધમકી આપી એ સાલાને સીધો કરી નાખીશું."

કહેવાની જરૂર છે કે આ બેમાં એક જણે અત્યંત દારૂ પીધો હતો. તેનામાં શકિત રહી ન્હોતી તે ગમે તેમ દારૂની ઝુમમાં બકતો હતો અને બીજો પણ જો કે કેફમાં ચકચુર હતો પણ પહેલા કરતાં વધારે શુદ્ધિમાં હતો. મેં ઉપર કહી તેટલી વાતચીત થયા પછી એક જણ જમીનપર અથડાવાનો અવાજ સંભળાયો. મને લાગ્યું કે તે સુરાદેવીના પ્રતાપથી ભોંય ભેગો થયો હતો. હુ વિચારવા લાગ્યો કે આજ ઘરમાં છોટુ હશે કે કેમ ? તે ઘર તેના બહારના જર્જરિત દેખાવપરથી મજબૂત દેખાતું ન્હોતું. બન્ને મવાલીઓ પણ ચીથરે હાલ હાલતમાં હતા. તેમણે જો છોટુને તે ઘરમાં

રાખ્યો હોય તો તો છોટુને છોડાવી લઇ જવાનું કામ મને મુશ્કેલ લાગ્યું નહિ. એક જણ નીશામાં ચૂર હતો. બીજો સહેજ ભાનમાં હતો. તેમને હું એકલો પૂરો પડી શકું એમ હતું. પણ છોટુ આ ઘરમાં નહિ હોય તો ? મારી બધી મહેનત પાણીમાં જાય. હું સ્તબ્ધ ઉભો રહી અંદર જોઇ શકાય એવું બાકોરૂં શોધવા લાગ્યો. અંતે ધીમેધીમે દ્વાર આગળ ગયો. દ્વાર અંદરથી બંધ કરવાનું રહી ગયું હતું, હું બારણાની ફાટમાંથી અંદર જોવા લાગ્યો. એક ઝાંખો ગ્યાસતેલનો દીવો બળતો હતો. જમીનપર એક દારૂડિયો પડતો હતો અને બીજો બેઠોબેઠો કાંઇ વિચારમાં પડયો હતો. બાજુમાં એક નાની પેટી હતી. તથા એક મોટી કાદવની કોઠી હતી કે જે જુના જમાનામાં અનાજ ભરવાના કામમાં આવતી. હજુ પણ આવી કોઠીઓ ગરીબ ખેડૂતોના ઘરમાં જોવામાં આવે છે. પણ ભૂતકાલમાં તે છલાછલ ભરેલી રહેતી. હવે તે નામની—ભૂતકાલના સારા દહાડાના દુઃખદ સ્મરણ રૂપ—ખાલી રહેતી. છોટુ આખા ઘરમાં કોઇ જગ્યાએ જણાયો નહિ. મને કાંઇ કાંઇ વિચારો આવવા લાગ્યા.

એટલામાં જે શુદ્ધિમાં હતો તે ઉભો થયો અને કોઠી પાસે ગયો. કોઠીના મ્હોંપર એક વજનદાર ઘંટી મૂકેલી હતી તે તેણે ખસેડી અને કરડા સ્વરે કહ્યું:

" છોટુ ! બહાર નીકળ–"

મેં કાન ઉંચા કર્યાં મારી છાતી ધડકવા લાગી. મારા પ્રાણપ્રિયમિત્રને આ બદમાસોએ તે કોઠીમાં કેદ કર્યો હતો. બીજી પલે છોટુ કોઠીમાં ઉભો થયો. તેના મ્હે.માં ડુચો મારેલો હતો. તેના હાથ બાંધેલા હતા. પેલા બદમાસે તેના હાથ છોડયા. મ્હોંમાંથી ડુચો કાઢી નાખ્યો. છોટુ **કોઠીમાંથી** બહાર નીકળ્યો.

" છોટુ ! " પેલા મવાલીએ કહ્યું.

છોટુ ગરિબ ઘેટા જેવો દયામણે મ્હોડે પાપી આગળ ઉભો રહ્યો હતો. મને આ વખતે કેવી લાગણી થતી હતી તે હું વર્ણવી શકતો નથી. મારા રૂંએરૂંઆં ક્રોધથી ઉભા થઇ ગયાં હતાં. જાણે હમણા દોડી જઇ પાપીનો ટોટો પીસી નાખી મારા વ્હાલા છોટુને ગળે લગાડું એવું થતું હતું. પણ જેમતેમ મેં સ્વસ્થતા ધારણ કરી. પાપી શું બોલે છે—શું કરે છે—તે જોવાનો વિચાર કરી હું ગુપચુપ ઉભો રહ્યો.

" જો સાંભળ ! જુગલે અમારાપર પૈસા મોકલ્યા નથી, હવે અમે તને છોડી દેવા માગીએ છીએ. "

" આહ ! તો તો તમારો મોટો આભાર ભાઇ !—" છોટુ કરૂણ-સ્વરે બોલ્યો.

" પણ બચ્ચાજી ! એમ છૂટો એમ નથી. તું તારા કાકાના નામપર પાંચ હજાર રૂપિયાની ચીઠ્ઠી લખી આપ. એ પૈસા મળી જશે પછી તને છોડીશ. પણ યાદ રાખજે કે ચીઠ્ઠી લઇ જનારને જો કંઇ થયું તો તને તો પૂરો કરી નાખીશું–"

છોટુએ કંઇ જવાબ આપ્યો નહિ. તેની આંખમાંથી દડદડ આંસુ નીકળવા મંડયાં. આટલા દિવસમાં તેનું શરીર સૂકાઇને હાડપીંજર જેવું થઇ ગયું હતું. મારાથી તેની દયાજનક સ્થિતિ વધુ વાર ન જોઇ શકાઇ. ઇશ્વિરનું સ્મરણ કરી બારણાને મેં ધક્કો માર્યો અને સીધો પેલા બદમાસ પર તૂટી પડયો. તે કેફમાં હતો એટલે તેને હંફાવતા મનેવધારે વાર લાગી નહિ. મેં તેને ખુબ મેથીપાક જમાડયો. મારામારીના અવાજથી બીજો દારૂડિયો જરા ઉઠયો પણ છોટુએ તેને લાતમારી પાછો જમીનપર નાખ્યો. અંતે બદમાસ હાર્યો. મેં તેના મ્હોમાં ડુચો મારી જે દોરીએ તેણે છોટુને બાંધ્યો હતો તે જ દોરીથી મેં તેના હાથ બાંધ્યા. બીજા બદમાસના પણ અમે હાથ પગ બાંધ્યાં અને ઉભયને પુનઃ થોડોક મેથીપાક જમાડયો. છોટુને પાપીઓ મારતા હતા તેથી છોટુએ પણ ક્રોધનો ઉભરો શાંત કરવાને ઉભયને માર્યા.

ત્યારબાદ અમે તે કંગાળ ઘરમાંથી બહાર નીકળ્યા. બહાર નીકળ-તાંજ છોટુ મને ભેટી પડયો. અને આ સમયે જે અસીમ આનંદ થયો તે અવર્ણનીય હતો. મારી આંખમાંથી હર્ષાશ્રુ નીકળી પડયાં. અમે સીધા પોલિસ-ચોકી પર ગયા અને ત્યાં છોટુને કેદ રાખવાની સઘળી હકિકત મેં પોલિસ સુપરીન્ટેન્ડંટ મી. નગરકરને કહી. તેમણે તુરતજ કોન્સ્ટેબલને મોકલી બન્ને બદમાસોને કેદ કર્યા. તેમને ધમકાવીને પોલિસે જુગલનું નામ તથા ઠેકાણું મેળવ્યાં અને જુગલપર પણ વૉરંટ નીકળ્યું.

ત્યાર પછી હું અને છોટુ ઘેર ગયા. છોટુને લઇ હું એકદમ જીજી પાસે ગયો.

" કોણ—મારો છોટુ દીકરો !—"જીજી, છોટુને જોતાંજ સ્હામા દોડી આવી છોટુને છાતી સરસો ચાંપી બોલ્યાં.

વાંચનાર ! આજનો દિવસ અમને મહોત્સવ જેવો લાગ્યો. ચંચળાને સ્થાને હમણા બીજી ચંચળા સૂતી હતી એટલે છોટુ ચંચળાને મળી શકયો નહિ. લગભગ પોણોએક કલાક સુખ દુઃખની વાતમાં નીકળી ગયો. છોટુને

મ્હોડે અમે સાંભળ્યું કે તેને પેલા બે મવાલીઓ હાથબાંધીને કોડીમાં પૂરી રોજ બહાર જતા. તેને બિચારાને બહુ હલાકી ભોગવવી પડી હતી અને તેથી તેનું શરીર તદ્દન લેવાઇ ગયું હતું.

" ચાલ ભાઇ ! તું જીજી પાસે બેસ. હું જમી આવું.–" મેં કહ્યું.

" તું ક્યાં જાય છે ? "

ડૉકટર રામકૃષ્ણને ત્યાં.

" ને છોટુ ! રામકૃષ્ણ ડાકટરની નાની છોકરી છેની–પેલી લીલુ–તું ઓળખે છે ને–તે પણ અહિંયાજ છે–" જીજીએ કહ્યું.

મને લીલાનું નામ સાંભળતાં લાલ પીળું દેખાવા લાગ્યું.

" તે વિશ્વેશભાઇ ! તમો લીલી જમાડે છે કે લીલીની બા ? " છોટુ હસીને બોલ્યો.

ડોશી આ મશ્કરીનો મર્મ સમજ્યાં ને હસ્યાં.

" દીકરા ! એવી વહુ વિશ્વેશને મળે તો—" જીજી બોલ્યાં.

" મળે તો શું વળી ? વિશ્વેશભાઇ ક્યાં કાચા છે ? હરણ કરી લાવશે. "

હું તો જમીનપર ચ્હોંટીજ ગયો. છોટુ પોતાનું બધું દુઃખ ભૂલી ગયો અને જાણે સુખમાંજ મહાલતો હોય તેમ મારી મશ્કરી કરવા લાગ્યો.

" જો જો ! વિશ્વેશભાઇ ! પણ ભાભીના તાનમાં મને બને ના ભૂલી જતા—"

" જા–જા–છોટુ ! આવી તે મશ્કરી કરવાની હોય ! હું કોણ ? એ કોણ ? મારા જેવા ગરિબને તે એ કન્યારત્ન મળવાનું હતું ? "

" શા માટે ન મળે ? ને તમે ગરિબ ? વિશ્વેશભાઇ ! જો છોટુની હયાતીમાં તમે ગરિબ ગણાઓ તો તો થઇજ રહ્યું ને !—" છોટુ હસ્યો. " હવે જાઓ ! મારી ભાભી રાહ જોતી હશે !—"

" એવું નહિ બોલીએ દીકરા ! " જીજીએ કહ્યું. પણ મારી જીભ એક બોલ પણ બોલી શકી નહિ.

હું ઉતાવળો ઉતાવળો ડૉકટરને ત્યાં જવા લાગ્યો. આ વખતે લગભગ સાડા નવ દશ થયા હતા. આટલું મોડું મેં કોઇ દહાડો ન્હોતું કર્યું.

ડૉકટરના ઘર આગળ જતાંજ મુખ્ય દ્વાર આગળ લીલા મળી. તેની આંખો ચિંતાગ્રસ્ત હતી.

" તમે અત્યારસુધી ક્યાં હતા ? બાપા હમણાંજ તમને બોલાવવા ગયા–"

" કયાં ઘેર ગયા ? "

" હાસ્તો ! મહેમાન મોંઘા થાય ત્યારે બિચારા શું કરે ? " લીલાએ મોહક સ્મિત કર્યું.

" લીલા ! હું મોંઘો હતો. પણ હવે—"

" હવે શું ? "

" તેં સોંઘો કરી નાખ્યો. "

" એમ ?...એવા સોંઘા કેટલો વખત રહેશો ? "

" તું રાખશે ત્યાં સુધી "

" મારે તો તમને મોંઘાજ રાખવા છે. " તેના મુખપર દુર્જય હાસ્ય ફરક્યું. તેની તેજસ્વી આંખોમાં ઘેન ચઢ્યું હતું. મારી નસેનસમાં વીજળી દોડવા લાગી. આજુબાજુ કોઇ ન્હોતું. મ્હારી આંખોની કીકી મારી નજીક ઉભી હતી.

" વ્હાલી ! લીલુ ! તું મારી થઇશ ?..." મેં વિનીત સ્વરે પૂછ્યું.

" એવું વળી પૂછાતું હશે ? લુચ્ચા કેથેના !—" કહી લીલા મારી કોટે વળગી પડી

મેં તેના અમીભર્યા અધર પર ચુંબન લઇ એવા મધુર અમૃતનો સ્વાદ ચાખ્યો કે જેને પ્રભાવે હું દિવાનો થઇ ગયો.

એકમેકની ગોદમાં—એકમેકને ભેટીને અમે કેટલી વાર ઉભાં રહ્યાં તેની મને ખબર નથી. થોડીક વાર પછી અમે સાવધ થયાં અને હસતાં હસતાં ઘરમાં ચાલી ગયાં.

વાંચનાર ! લીલાનાં એક ચુમ્બન આગળ જગતની સમૃદ્ધિની મને દરકાર નથી એવું મને તે વખતે લાગ્યું હતું.

## દર્શન ૨૮ મું.

### " વ્હાલા ! મને પલકે વીસરશો માં ! "



છોટુ—મ્હારો પરમ પ્રિયમિત્ર છોટુ, મુનશીજીનો જીવનાધાર છોટુ, જીજીની આંખોની કીકી જેવો છોટુ અચાનક ન ધારેલે સ્થળે મળી જવાથી અમારા સર્વના આનંદનો પાર રહ્યો ન્હોતો. તે દિવસેજ—એ મંગલ દિનેજ મારી મધુરી દિલરૂબા લીલાએ મને

પોતાના અધરપરનું દેવદુર્લભ અમૃત પાયું હતું અને તેના પ્રેમી થવાથીજ મારામાં જે અનિર્વાચ્ય નીશો આવ્યો હતો તેમાં તેના ચુમ્બનરસે વધારો કર્યો હતો.

મનુષ્યજીવનના કેટલાક પ્રસંગો એવા દુર્ગમ હોય છે કે જેનો ભેદ મનુષ્યો પામી શકતા નથી. જે સર્વોપરિ સત્તા આ જગતનું તંત્ર ચલાવે છે તે કોઇ કોઇવાર એવા એવા આજ્ઞા પત્રો બહાર પાડે છે કે જેના મર્મો માનવ સમાજ પરંપરાથી જાણવાને મથે છે છતાં હજુસુધી સ્પષ્ટ રીતે સમજી શકી ન્હોતી.ક્યાં લીલા ? ક્યાં સુરતના એક રંક બ્રાહ્મણનો પુત્ર–હું ? ક્યાં મુનશીજીને ક્યાં છોટુ ? ક્યાં ભોગીલાલ–ક્યાં મનોરમા અને ક્યાં ચંચળા ? ચંચળાના પાપને ઢાંકવા નાશિક આવવાથી મને મારી પ્રિયતમા મળી હતી. છોટુને હું બદમાશોના હાથમાંથી મુક્ત કરી લાવ્યો તેથી મને જે હર્ષ થયો તે હર્ષમાં લીલાના ચુમ્બને વધારો કરી મૂક્યો. હું આનન્દઘેલો બની ગયો. મને એમ લાગ્યું કે મને દુનિયાનું તખ્ત પ્રભુએ આપી દીધું છે. અને વાંચનાર ! મારા સુખ આગળ દુનિયાનું તખ્ત તે શું હિસાબમાં હતું ? મારે મુનશીજી જેવા ધર્મપિતા હતા. છોટુ જેવો સ્નેહાળ ભાઇ હતો. લક્ષ્મીબા અને જીજી જેવી દેવીઓ મારી માતાઓ હતી. મનોરમા એકવાર મ્હારા પ્રતિ પ્રેમભીની નજરે–મોહઘેલી નજરે–મદમસ્ત હૃદયે–જોતી મનોરમા પ્રભુ કૃપાએ મારી " માશી "—મારી વ્હાલસોઈ માશી બની હતી. ચંચળાનું પાપ તેને હવે ડંખતું હતું. મુનશીજીની ભલાઇથી–તેમના દેવી સ્વભાવની કોમળતાથી સમાજમાં તે પ્રગટપણે પાપભ્રષ્ટ ગણાતી બચી ગઇ હતી. જો કે પ્રભુને ત્યાં તો તેના નામપર "ગુનેહગારી" નો સીક્કો પડી ગયો હતો ! પરંતુ ચંચળા જેવી યૌવનો-મત્ત–મદભરી સુંદરી ભોગીલાલ જેવા પાપીના પંઝામાં ફસી પડે તે માટે શું તે ધિક્કારને પાત્ર હતી ? સમાજે શું તેને એક જાતનો અન્યાય ન્હોતો કર્યો ? સમાજ–પવિત્ર હિંદુ સમાજ પુનર્લગ્નનો પ્રતિબંધ કરવામાં જે ઉચ્ચ લગ્નનો આદર્શ સમાયલો જુએ છે તે આદર્શ વર્તમાનકાલની વિધવાઓને સમજવા વિના પળાવવાની આજ્ઞા કરવામાં સમાજ શું ન્યાય કરે છે ? આવા આવા વિચારો મારા મનમાં આવવા લાગ્યા. પ્રેમ એકજવાર પરણે છે–પ્રિયતમના પ્રેમની ભૂખી પ્રિયતમા પ્રિયતમ વિના એક પલ પણ જીવી શકતી નથી. તેને તો તેના હૃદયનાથના અંતીમકાલેજ યમરાજનું તેડું આવી મળે છે અને તે હસતી હસતી પોતાના વ્હાલાની સાથેજ દેહત્યાગ કરે છે ! આવી સ્ત્રીઓ પૂર્વે સતી મનાતી અને આપણે તેમને પૂજતા ! તે સમો સ્ત્રી પુ-

રૂષોમાં લગ્નની ભાવના એટલી બધી પવિત્ર અને નિષ્કલંક હતી કે જેથી એકનું મૃત્યુ થતાં—એકની જીવનદોરી તૂટી જતાં—એકનો જીવન દીપક બુઝાઇ જતાં—બીજાને જગત ખારૂં—અંધકારમય અને ઝેરી લાગતું! પતિવ્રત અને પતિવ્રતને પ્રાચીન વેદયુગના મનુષ્યોએ જીવનમાં વણી લીધાં હતાં. સતી એટલે અનિચ્છાએ—દુઃખદગ્ધ થઇને પતિની ચિતામાં રિવાજને માટે બળી મરનારી સ્ત્રી નહિ પરંતુ પતિના મરણ પાછળ તુરત પોતાના સ્થુળ દેહનો ત્યાગ કરી સ્વર્ગે સંચરતી દેવી! આ પવિત્ર દેવ ભાવનાને રિવાજમાં પરિણુત કરવામાં આવી. પતિની પાછળ પત્નિને બળાત્કારથી નિર્દય રીતે બાળી નાખવાનો અમાનુષી રિવાજ ચાલુ થયો અને તે અકબરે બંધ કર્યો. અંગ્રેજ સલ્તનતની સ્થાપના પછી લૉર્ડ વિલિયમ બેંટીકે એ ઘાતકી રિવાજને સદંતર બંધ કરવા માટે સખત કાયદો ઘડયો અને તે દિવસથી એક અમાનુષી રિવાજનો અંત આવ્યો. સતી થવામાં જે ઉચ્ચ દૈવી—સ્વર્ગીય ભાવના પ્રાચીનકાળમાં શમાયલી હતી તે તો ક્યારની લુપ્તપ્રાયઃ થઇ ગઇ હતી. એટલે બેંટીક સાહેબને એ વિષયમાં આપણે દોષ દેવાનો નથી પરંતુ તેમનો આભારજ માનવાનો છે.

ચંચળા વિધવા થઇ. છોટુના પિતા મરણ પામ્યા. ત્યારે ચંચળા યુવાનીના બ્હારમાં હતી. શ્રીમંતકુળની વિધવાઓ જેને શાસ્ત્રો વૈધવ્ય ધર્મ કહે છે તે પાળતી નથી. વિધવાએ સાદું-શાંત જીવન ગુજારવું જોઇએ, એ સૂત્ર તો હમણાં શાસ્ત્રના પોથામાંજ છૂપાઇ રહે છે. ચંચળા યથેચ્છ આહારવિહાર—સ્વચ્છંદ શ્રૃંગાર તથા યૌવનના ખીલતા બહારથી એવી ઉન્મત્ત થઇ ગઇ કે જે પ્રવાહને રોકવો જોઇએ તેને તે રોકી શકી નહિ અને ભોગીલાલની વાસના તૃપ્ત કરી પોતાનો હૃદયાગ્નિ હોલવવા લાગી. તે ભ્રષ્ટ થઇ અને ગંગા વિષ્ણુ ચરણેથી નીચે પડયા પછી શિવજીના મસ્તકપરથી હિમાલયપર પડી અંતે પૃથ્વી પર પછડાઇ તેમ એક વખત ગબડી પડેલી ચંચળા ધીમે ધીમે વધુને વધુ ગબડતીજ ગઈ.અંતે તેનું ઘોર અધઃપતન થયું. ભોગીલાલના નીચ સહવાસમાં તેના હૃદયમાં જે થોડા ઘણા ઉચ્ચ ભાવો હતા તે સૂકાઇ ગયા અને જેને લોકો "વેશ્યા" કહી ધિક્કારે છે તેવી ચંચળાની દશા થઇ ગઇ. પરંતુ આને માટે ચંચળા જેટલા ધિક્કારને પાત્ર હતી તેટલીજ દયાને પાત્ર હતી!

મનોરમાની સ્થિતિ તેથી ઉલટીજ થઇ. તેના પ્રેમપ્રવાહને પ્રથમજ રોકવામાં આવ્યો. મને તે ચાહતી હતી અને તેને નિરાશા મળી એટલે તેનું ગાણી હૃદય ઘવાયું. તે ગાળી નો બળી ગાગ તેજ તેના તેને મેં ઉંગઠ્ઠા

લીધી. મનુષ્ય જીવન ચીમળાઇ જતું, ભ્રષ્ટ થતું, પતીત થતું આમ ઘણી-વાર બચી જાય છે. મનોરમા બચી ગઇ–ઉગરી ગઇ.

પણ આ બધો હું શું લવારો કરી રહ્યો છું, વાંચનાર ! તને એમાં કદાચ રસ નહિ પડે. પણ એટલા ખુલાસાની જરૂર હતી. હવે હું મારી કથની આગળ ચલાવીશ.

તે રાત્રે––જે રાત્રે છોટુ મળ્યો ત્યારે મને મારી વ્હાલી લીલાએ અમીરસ પાયો. દેવતાઓ પણ એવો પવિત્ર અમીરસ પીવાને હમ્મેશાં આતુર હોય છે. વાંચનાર ! તે સમયના મારા આનંદનું હું શી રીતે વર્ણન કરૂં ? કાલિદાસે અણચૂંટી કલિને ચૂંટનારને, અણચાખ્યા મધને ચાખનારને ભાગ્યશાલી ગણ્યો છે. મેં મારી વ્હાલી લીલાના અસ્પર્શ્ય અધરપર પ્રેમનું સીલ માર્યું. પ્રણયીનીનું પ્રથમ ચુંબન કોને સ્વર્ગ બતાવતું નથી ? મનુષ્ય જીવનમાં અનેક જાતની આફતો વેઠીને પુરૂષ હૃદય અંતે શાની ઝંખના કરે છે ? ત્રપ્ત હૃદયને શાંત કરનાર વ્હાલીનું મધુરૂં ચુંબન કયા અભાગીને અ-પ્રિય લાગે ?

વ્હાલી !......" લીલાના ગળામાં હાથ નાખી હું બોલ્યો. તે એ પલ હતી કે જ્યારે અમે બન્ને જગતનું ભાન ભૂલ્યાં હતાં.

" વ્હાલા ! હમ્મેશાં આવાજ. રહેશો ? " લીલુ મધુર અવાજે બોલી.

" તારી મીઠી ગોદમાં, પ્રિયે ! કયા અભાગીનો સ્વભાવ ક્રૂર થાય ? વ્હાલી ! મીઠી ! હું કસમથી કહું છું કે તારા સિવાય જીવનમાં મને કોઇનો પણ વિચાર વધુ પ્રિયકર નહિ થઇ પડે. "

" એક વાત કહું ? " લીલા જરા મસ્તીખોર અવાજે બોલી.

" બરાબર યાદ રાખજો. "

" તું યાદ રાખવાનું કહે અને હું યાદ ન રાખું એમ બને ખરૂં ? "

" સાંભળો ત્યારે. "

" તું બોલે તો સાંભળું ને, ગાંડી ! બોલતી નથી ને સાંભળો સાંભળો કરે છે. "

" વ્હાલા !......" તે પ્રેમભીના–મસ્તસ્વરે બોલી.

" વ્હાલા ! મને પલકે વીસરશો માં !—"

" તે બોલી અને મને વળગી પડી. મેં પણ તેને વ્હાલથી હૃદય-સરસી ચાંપી દીધી. તે વૃક્ષને વેલી વીંટાઇ વળે તેમ મને વળગી હતી, વા-તાવરણમાં–જલસ્થલમાં–સર્વત્ર મને પ્રેમ અને પ્રિયતમા સિવાય બીજું કંઇજ જણાતું ન્હોતું.

" એક પલ પણ નહિ ભૂલું મીઠી ! નિશ્ચિંત રહે. " મેં કહ્યું અને તેને ચુમીઓથી નવાજી લીધી.

# દર્શન ૨૯ મું.

## પાપીઓને સજા.



મેં પ્રફુલ્લ અંતરે વાળુ કર્યું લીલાની માતા મને આનંદમાં જોઇ ઘણી રાજી થઇ. વળી છોટુ મળવાના સમાચારથી પણ તે અતિ હર્ષિત થઇ.

હું વાળુ કરી ઉઠયો એટલે ડૉકટર આવ્યા. તેમને ઘેરથી છોટુ મળવાની ખબર મળી હતી એટલે તેઓ પણ આનન્દમાં હતા.

" તમે જબરી કરી, વિશ્વેશ ! બબ્બે બદમાસોને હંફાવી આવ્યા—" ડૉકટર સાહેબે હસીને મારી પ્રશંસા કરતાં કહ્યું.

" એમાં મેં કાંઇ મોટો વાઘ માર્યો નથી, મુરબ્બી ! " મેં કહ્યું.

" હવે મોટી વહુની તબિયત સુધરતી જાય છે. " ડૉકટરે વિષય બદલ્યો. " આજે જીજી પૂછતાં હતાં કે હવે મુંબઇ જતાં કેટલાક દિવસ લાગશે ? "

" તમે શું કહ્યું ? " મને મુંબઈ જવાની વાત સાંભળી ફાળ પડી. લીલાને છોડી જવી—લીલાને એક પલ વિખૂટી મૂકવી—એ હવે મારાથી બને એમ ન્હોતું. લીલા વિના નજ ચાલે. લીલા વિના નજ જીવાય—એવી સ્થિતિ થઇ ગઇ હતી. લીલા જે થોડેક દૂર ઉભી અમારી સોડિયુ વાળી વાત સાંભળતી હતી તેને પણ મારા જેવીજ લાગણી થઇ હોય એમ મને તેના કરૂણ થયલાં નેત્રોપરથી જણાયું.

" મેં કહ્યું કે હજુ એકાદ અઠવાડિયું રહેવું પડશે. પછી જશો તો કાંઇ વાંધો નથી

વિશ્વેશ તમે હમણાં નહિ જઇ શકો. તમારે અમારે ત્યાં થોડાક દિવસ મહેમાન થવું પડશે. "

" હું તો તમારી મહેમાનગીરી કયારની ભોગવી રહ્યો છું. અને તે માટે આપનો અત્યંત ઋણી છું ! " મેં નમ્રતાથી કહ્યું. ડૉકટર સાહેબ સાથે બીજી કેટલીક વાતચીત કરી હું એક માસિક લઇ તેના પાના ઉથલાવવા લાગ્યો ડૉકટર વાળુ કરવા ગયા. લીલા મારી પાસે ધીમે પગલે આવીને બોલી:

" શું વાંચો છો ? "

" આ માસિક વાંચું છું. "

" તે તો અમેય જાણીએ છીએ; અમનેય પરમેશ્વરે આંખો આપેલી છે તે જોઇએ છીએ કે રાવબહાદૂર માસિક વાંચે છે ! " લીલાએ મશ્કરીયુક્ત સ્વરે તાણો માર્યો.

" એક કવિતા વાચું છું. " મેં વધુ સ્પષ્ટ ખુલાસો કર્યો.

" કોની લખેલી છે ? "

" તારી !—" અને ખરેખર, તે કાવ્યની નીચે " લીલા " નામની સહી હતી.

" જાવ—હવે તમારી સાથે કીટ્ટા ! " કહી મને છોડી તે જવા લાગી. હું તેના રોષનું કારણ સ્હમજ્યો.

" જુઓ ! હું ખોટું કહું છું. મીસ લીલાવતી ! " કહી મેં તે કાવ્ય બતાવ્યું. તેણે તે જોયું ખરૂં છતાં " મિસ લીલાવતી " સાંભળી પુનઃ મ્હોં ચ્હડાવ્યું. હું તો તેને જરા ખીલવવા માટેજ મશ્કરી કરતો હતો.

" તમારી મિસ લીલાવતી જે હોય તેની પાસે જાઓ ! અહિં તો કોઇ મિસ પણ નથી ને મિસીસ પણ નથી. "

" તો લીલુ તો છેને ? " મેં તેની નજીક જઇ તેની આંખોમાં આંખો મીલાવી વ્હાલથી કહ્યું.

" મારે મિસ લીલાવતીની જરૂર નથી. મારી લીલી તમે થશો ? "

" જાઓ—તમે જબરા ઠગારા છે "કહી તેણે પોતાના નાજુક આંગળી મારા ગાલપર મારી. હું હસ્યો. તેય જરા હસી.

" ચાલો, હવે રજા લઇશ. " હું જવા ઉઠ્યો.

" શું જશો ? આટલી વારમાં ? બાપુજી વાળુ કરે ત્યાં સુધી તો બેસો. હું તમને પાન આપું. બળ્યું ! હુંય કેવી ભુલકણી છું ! તમને પાન આપવાનું તદ્દનજ વીસરી ગઇ "

" તેં બનાવી રાખ્યું છે ? "

" હા રે ! ક્યારનુંઃ પણ તમે એવા લુચ્ચા છો—એવા ઠગારા છો કે મને બધું ભૂલાવી દો છો. "

" ને તું ય ક્યાં ઓછી છે ? જાદુગરી ! અહિંથી ગયા પછી કોણ જાણે તું મારા પર કેવી શક્તિ અજમાવે છે તે મને તારીને તારીજ ઝંખના થયા કરે છે ! મને બીજું કાંઇજ સૂઝતું નથી. "

" તેમાં નકામી કોઇની છોકરી પર આળ શાના ચઢાવો છો ? અમે ક્યાં તમને જાદુ કરવા આવીએ છીએ !" એક બીજી મીઠી ટીકા લીલાએ કરી.

" લો—આ પાન ! ખાઇ જાવ જોઉં. " કહી તેણે મારા મ્હોમાં પાન મૂક્યું; મેં તેને બાથમાં લઇ ચૂમી લીધી.

" છોડો હવે ! જરા હાલ્યા થાઓ ! મારૂં કૌમારવ્રત અભડાવશો !–" તે અળગી થઇ હસીને બોલી.

થોડીકવારમાં ડૉક્ટર વાળુ કરી આવ્યા અને હું તેમની રજા લઇ ઘેર ગયો.

રસ્તે ચાલતાં હું કવિ બની ગયો. મને કાવ્યો સ્ફૂરવા લાગ્યાં: અને વાંચનાર ! પ્રિયતમાનું મધુર મિલન થયા પછી કોને કાવ્યો સ્ફૂરતાં નથી? એનું મદઘેલું હૃદય-એની નાચતી આંખો–એનું પ્રેમભીનું હૃદય–એનો કોકિલ ટહુકાર–એની મસ્તીખોર ક્રીડા–એ બધાંમાં શું કાલિદાસ ને શેલીનાં કાવ્યો શમાયલાં નથી ?

જતી વખતે ડૉક્ટર સાહેબની રજાથી હું ચંચળાને ઘેરે લઇ ગયો. ચંચળાને છોટુ મળવાની વાત કરતાં અત્યંત આનંદ થયો અને મને તે સવાલપર સવાલ પૂછવા લાગી. પરંતુ મને તેના જવાબ આપવાની ફૂરસદજ ક્યાં હતી ? હું તો લીલાના તાનમાં બેભાન બન્યો હતો. ચંચળા પણ મારી આવી ચમત્કારિક દશા જોઇ ચકિત થઇ હશે.

અમે ઘેર આવી પહોંચ્યાં તે દિવસ અમને મહોત્સવ જેવો લાગ્યો. ચંચળા હવે નિર્ભય બની હતી. વળી તે પાપનો પશ્ચાતાપ કરતી હતી અને પશ્ચાતાપથી કયું પાપ નષ્ટ થતું નથી ? હૃદયનો પશ્ચાતાપ એજ પાપની ખરી સજા છે અને પાપી પૂણ્યશાલી પણ પશ્ચાતાપની ગંગામાં ન્હાવાથીજ બને છે. ચંચળા ભોગીલાલના કંગાળ મોતની વાત જાણતી હતી. હવે તેને કોઇથી ડરવાનું પ્રયોજન ન્હોતું. પોલિસનો ભય પણ ટળી ગયો હતો. છોટુ મળવાથી તેને ખરો આનંદ થયો. તે સગી મા પેઠે વ્હાલથી છોટુનું માથું પંપાળવા લાગી. જીજીને તો " ઘેર ગંગા આવ્યાં " જેવું થયું હતું. વાંચનાર ! આજ મંગલ દિને લીલાએ મને હૃદયદાન દીધું હતું ! પ્રભુની કેવી અગમ્ય ગતિ ?

બીજે દિવસે ચંચળાને બદલે રહેલી બાઇને અમે રાજી કરી વિદાય કરી. ચંચળાએ જીજીના સંમતિથી તે બાઇને એક પાંચસો સાતસો રૂપિયાનો સુવર્ણ હાર ભેટ કર્યો અને તે બાઇ ગરિબ હોવાથી આશિષ દેતી પોતાને ઘેર ગઇ.

સમય પોતાનું કામ કર્યોજ જાય છે. તે દુઃખી કે સુખી કોઇની દરકાર કરતો નથી. કોઇની શરમ રાખતો નથી. મને એમ થતું હતું કે લીલાના પ્રેમાળ સહવાસથી વંચિત થવું ન પડે તે માટે એક અઠવાડિયું

ન જ વીતે તો સારૂં. મુનશીજીને મળવાને અધીરા થઇ રહેલા છોટુને ક્યારે મુંબઇ જાઉં એમ થતું હતું. ચંચળા અને જીજી પણ મુંબઇ જવાને આતુર હતાં. ફક્ત મને ને લીલાનેજ અઠવાડિયું નજ પસાર થાય એમ થતું હતું. પણ જ્યારથી પૃથ્વીનો આરંભ થયો ત્યારથી કાળ કોઇને માટે થોભ્યો નથી. આનંદ હિંડોળે હીંચતા મનુષ્યો આ સુખી સમય નજ જાય તો સારૂં એમ ઇચ્છે છે. દુઃખમાં ડુબેલાંઓ ભૂતકાળના કાળનું સ્મરણ કરી તેને પાછો બોલાવે છે. ભૂત અને વર્તમાનમાં સુખી પણ દુઃખજ જોનાર મનુષ્યો કદાચ ભાવીમાં સુખ મળે એવી આશાથી ભવિષ્યકાળને નિમંત્રે છે. પરંતુ સમયનું ચક્ર તો જેટલી ગતિથી ચાલતું હોય તેટલીજ ગતિથી નિરંતર અવિશ્રાંત ચાલ્યા કરે છે.

અઠવાડિયું પણ વહી ગયું. એ અરસામાં છોટુને મુનશીજીએ તેડાવ્યો હતો પણ તે મારે લીધેજ એક અઠવાડિયું થોભી ગયો હતો. સાતે દિવસ તે મારી સાથે ડૉક્ટર સાહેબને ત્યાં આવતો અને તેની તિક્ષ્ણ આંખો ડૉક્ટરની કામણગારી કન્યાએ મારાપર કામણ કર્યું છે તે સમજી ગઈ હતી. મેં પણ તેનાથી કંઇ છૂપાવવાની જરૂર જોઇ ન્હોતી. તે મારા સગા ભાઇ જેવો હતો અને "ભાભી" લાલવાને માટે તે અત્યંત આતુર હતો.

"વિશ્વેશ ભાઇ! ડૉક્ટરને તમે ઠીક મહેમાન મળ્યા છો હો !–" એક દહાડો લીલાની હાજરીમાંજ છોટુએ ચીઠી ટકોર કરી.

ડૉક્ટર ત્યાં હાજર ન્હોતા એટલું સારૂં હતું.

"કેમ ભાઇ ?"

"હાસ્તો વળી ! તમારા જેવા મહેમાન ભારી પડે !–"

"કેમ એમણે શું બગાડયું ડૉક્ટરનું ?" લીલાએ મારો બચાવ કરવાના ઇરાદાથી કહ્યું.

"આવા મહેમાન હોયને તો દરરોજ એક એક કન્યાનું હરણ કરી જાય! ને જો જો! લીલુ બહેન! વિશ્વેશ ભાઇ તમારૂં હરણ નહિ કરે..."

લીલાને ભોંય ભારી પડી ગઇ. તે ત્યાંથી શરમને લીધે ચાલી ગઇ.

અમારી મુંબઇ જવાની તૈયારી થવા લાગી. હું, છોટુ, ચંચળાને જીજી તથા મટુ મુંબઇ જવાનાં હતાં. ડૉક્ટર સાહેબ તેમની પત્નિ અને લીલા સાથે અમને સ્ટેશનપર મૂકવા આવ્યાં હતાં. આ સમયે મને–મારી લીલાને કેવી લાગણી થઈ હશે તેનું વર્ણન થઈ શકે એમ નથી.

"રાસુભાઇ !" જીજીએ કહ્યું.

"માજી !" ડૉક્ટર બોલ્યાં.

" તમે થોડાક દહાડા બધાને લઇને મુંબઇ આવોને—"

" જરૂર આવીશ માજી ! "

" ક્યારે આવશો ? "

" તમે કહો ત્યારે. "

" હમણાંજ ચાલોને. "

" હમણાં તો નહિ પણ બે ચાર દિવસમાં જરૂર આવીશું. "

" આવો—મારા સમ !—"

" તમારા સમ, માજી ! તમારી સાથે મારે કંઇ જૂદાઇ થોડીજ છે !"

" મારે તમારી સાથે કેટલીક વાત પણ કરવાની છે, ભાઇ ! જરૂર આવજો હો ! હવે આ બે દીકરાઓને ઠેકાણે પાડું એટલે ગંગા નાહી—" કહી જીજીએ મારા તરફ ને છોટુ તરફ સ્નેહભરી આંખોએ જોયું.

ડોકટરે મને પણ વ્હાલથી "સંભાળીને જજો. આવજો હો. ભૂલશો નહિ. " કહ્યું. લીલા પણ શરમથી—મર્યાદાથી બોલી શકાય તેટલું બોલી. તેની માતાએ મને તથા છોટુને આશિષ દીધી.

ટ્રેન ઉપડી. લીલા બે ચાર દિવસમાં જ મુંબઇ આવશે ને તે પણ મુનશીજીને ત્યાંજ રહેશે એ બીનાથી મને આનંદની ઘેન આવતી હતી.

અમે જે દિવસે મુંબઈ ગયાં તેજ દિવસે પોલિસખાતાને મારી જુબાનીની જરૂર પડી. જુગલને વોરંટથી પકડવામાં આવ્યો હતો. તેના ગુન્હાને પૂરવાર કરવામાં મને કાંઇ મુશ્કેલી નડી નહિ. મેં જે બનાવ બન્યો હતો તે પોલિસ અમલદાર સમક્ષ અથ ઇતિ કહી સંભળાવ્યો.

બીજે દિને ન્યાયાલયમાં મેજીસ્ટ્રેટ સમક્ષ જુગલનો કેસ ચાલ્યો. છોટુને મરનાર બદમાસ ભોગીલાલે પૈસાની લાલચ આપવાથી જુગલે બદમાસોની મદદથી છોટુને ગૂમ કરી નાશિકમાં કેદ કર્યો હતો. તે બન્ને બદમાશોને જુગલ ભોગીલાલ પાસેથી મળતા પૈસામાંથી થોડોક હીસ્સો આપતો હતો; પણ ભોગીલાલના મરણ પછી તેને પૈસા મળ્યા ન્હોતા એટલે તે પેલા બે બદમાસોને પૈસા આપી શકયો નહોતો. જુગલે–પેલા બે બદમાસોએ ગુન્હો કબૂલ કર્યો. મેજીસ્ટ્રેટે પેલા બે બદમાસોને ત્રણ ત્રણ વર્ષના તથા જુગલને પાંચ વર્ષના સખત કેદખાનાની સજા કરી.

આ રીતે આ પાપી ટોળીનો અંત આવ્યો.



# દર્શન ૩૦ મું

## પહેલી રાત.



અમે મુંબઈ આવ્યાં. સર્વના આનંદનો પાર ન્હોતો. મુનશીજી છોટુને જોઇને ગાંડા ગાંડા થઇ ગયાઃ અને મારાં વખાણ કરી કરીને મને શરમાવવા લાગ્યા.

મનોરમા હું મારા ઓરડામાં ગયો એટલે મને મળવા આવી. તેની એક વેળાની મદભરી આંખો આજે શાંત હતી. તેમાં વિકાર નહોતો —પ્રેમ હતો—પરંતુ એ પ્રેમમાં નિરાશા અને સંયમનું મિશ્રણ થયલું હતું. મારી તબિયતના સમાચાર પૂછી તે પોતાને કામે વળગી. લક્ષ્મીબા પણ મને ભૂલી ગયાં ન્હોતાં. છોટુને મળતાં આખા ઘરને જેટલો આનંદ થયો તેટલો જ આનંદ તેમને મારે માટે પણ થતો હતો તે વિષે મારી ખાત્રી છે.

પાચ દિવસ જોતજોતામાં વહી ગયા; પણ એ પાંચ દહાડા મને તો પાંચ યુગ જેવડા લાંબા લગ્યા. લીલા પોતાના માતપિતા સાથે અમારે ઘેર આવવાની હતી એટલે તેની ઝંખનામાં જ મારા પાંચ દહાડા વહી ગયા. છોટુએ અન્ય દિશાએ મારૂં મન વાળવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ તેમાં તે વિજયી થઇ શક્યો નહિ. મનોરમાને પણ મારા વર્તનમાં, મારા સ્વભાવમાં કંઇ પરિવર્તન થયેલું જણાયું અને સત્ય શોધી કાઢતાં તેને વધુ વાર લાગી નહિ. બટકબોલા છોટુએ મનોરમાની હાજરીમાં એક વાર મારી એવી મશ્કરી કરી કે નાશિકના ડૉક્ટર રામકૃષ્ણની જાદુગરી છોકરી મારી આંખોમાં શમાઇ ગઇ હતી તે મનોરમા જાણી ગઇ.

" ઠીક ધંધા તો કરો છો હં–વિશ્વેશ ભાઇ! એક સ્હાંજે એકાંત મળતાં મનોરમા સ્મિતભર મુખડે બોલી.

" ગામની છોકરીઓ પાછળ ગાંડા થવું એ તમારા જેવા શુકદેવજીને ન શોભે હો !–"

" હું ગામની છોકરીઓ પર ગાંડો થયો નથી..." મેં પણ હસીને જવાબ આપ્યો.

" ત્યારે આવ્યા ત્યારના આવા કેમ થઇ રહ્યા છો ? જુઓ ! જાણે તમારી આંખોને આ જગ્યા ગમતી નથી, આ વૈભવ વિલાસ ગમતો નથી, મુંબઇ શહેર ગમતું નથી, પણ નાશિકમાં ડૉક્ટર રામકૃષ્ણ ભાઇને

ત્યાંની એક મુગ્ધ બાલિકાને મળવા માટે તમારૂં હૃદય તલસી રહ્યું છે બોલો, ખરી વાત છેને ”

હું જરા શરમાયો પછી મેં કહ્યું: “ પણ માશી ! એમાં મેં પાપ શું કર્યું ? પુરૂષ પ્રકૃતિની બેલડી તો પ્રભુએ નીર્મેલી છે. ”

“નહિ રે ! પાપ શાનું જો એમાં ! એ તો મહદ્ પૂણ્યકર્મ ! ડોક્ટર સાહેબ આવે તો કહીશ તેમને કે વિશ્વેશભાઇ જેવાને મહેમાન રાખવા હોય તો ઘરમાં સુંદર સુંદર છોકરીઓ રાખી મૂકજો !–” આટલું કહી મનોરમા વીજળીક વેગે મને છોડી ચાલી ગઇ. પણ તેની મશ્કરીથી જે મનોરમ મૂર્તિ મારા હૃદયમાં નિરંતર વાસ કરતી હતી તેની સ્મૃતિ વિશેષ તાજી થઇ.

“ ડોક્ટર સાહેબ મને લીલાનો હાથ આપવા સંમત થશે ખરા?... લીલા સાથેના મારા લગ્નમાં કંઈ વાંધો તો ન આવે ?...” એવા અનેક વિચારો મને આવવા લાગ્યા.

અંતે પાંચ દિવસ વહી ગયા અને લીલા તેના માતપિતા સાથે આવી. હું સ્ટેશન પર છોટુ સાથે ગયો હતો. ક્રુમ ગાડીમાં બેસી અમે બધાં ઘેર આવ્યાં. રસ્તે થોડીક વાતચીત થઇ તેમાં ડોક્ટર તથા તેમની પત્નિની હાજરીમાં જ છોટુએ કેટલીક મીઠી ટકોર કરી પણ તે સાંભળી ડોક્ટર હસ્યા–તેમની પત્નિ પણ આનંદ પામ્યાં એટલે મને વિશેષ ઉત્સાહ આવ્યો. લીલા મને આપવામાં ડોક્ટર સાહેબ કાંઇ વાંધો નહિ કહાડે એમ મને લાગ્યું.

મુનશીજીએ ડોક્ટર સાહેબનું આતિથ્ય કરવામાં કોઇ જાતની કચાસ રાખી નહિ. એક તો ઉભય ગાઢ મિત્રો હતા. વળી ડોક્ટરે હમણાં તેમના કુટુંબની લાજ બચાવી હતી એટલે મુનશીજી તેમના ઉપકારમાં હતા.

ડોક્ટર આવ્યા પછી બીજે દિવસે હું મારા ઓરડામાં બેઠો હતો એવામાં છોટુએ આવી હસ્તા હસ્તા કહ્યું:—

“ વિશ્વેશ ભાઈ ! વધામણી...”

“ શાની ભાઇ ?...”

“ ભાઈ સાહેબ ”ભાભી” લાવે છે તેની. ”

“ જો છોટુ ! તું આમ મશ્કરી ન કર. કોણ જાણે શું શું વાંધા નડશે. ”

“ વાંધા શાના ? પત્થરના ! વિશ્વેશ ભાઇ ! ગોળધાણા વહેંચ્યા–ગોળ–ધાણા ! કાકાજીએ આજે ડોક્ટર સાહેબ સાથે નક્કી પણ કરી નાખ્યું. લીલા હવે તમારાં ગૃહરાણી થશે. ”

" છોટુ ! છોટુ ! ભાઇ ! તું સાચું કહે છે ? "

" હા. ભાઇ ! હા ! સાચું કહેનાર વળી સાથે પડઘમ લઇ આવતા હશે ! "

હું હર્ષઘેલો થઇ ગયો.

* * * * *

છોટુને માટે પણ જીજીએ એક સ્વરૂપવતી અને સુશિક્ષિત કન્યા શોધી કહાડી હતી. અમારા બન્નેનાં લગ્ન ત્રણ ત્રણ ચચ્ચાર દહાડાને અંતરે લેવામાં આવ્યાં.

વાંચનાર ! ચંચળાએ જે દશહજાર રૂપિયા ભોગીલાલને આપ્યા હતા અને જે અનાયાસે મારા હાથમાં આવી ગયા હતા તે મુનશીજીએ અત્યાગ્રહથી મને આપ્યા. વળી આ સમયે મારા ગુરૂદેવના પુત્ર ચમનને પણ અમે સવિસ્તરપત્ર લખી તેડાવ્યો. તે મારો પત્ર મળતાં તરત જ આવ્યો. અને મારા બેહજાર રૂપિયા જે તેની પાસે હતા તે મને સ્વાધીન કર્યા. મારી પાસે બારહજાર રૂપિયાની મૂડી થઇ. પણ મનોરમાને તેથી સંતોષ થયો નહિ. તેણે મારી પ્રિયતમા લીલાને પોતાના સુંદરમાં સુંદર આભુષણો સાડીઓ આદિ ભેટ કર્યાં. મેં ઘણી ના પાડી પણ તે એકની બે થઇ નહિ.

" વિશ્વેશ ભાઈ ! મને એકવાર તમે નિરાશ કરી છે.પણ નિરાશાએ મને પતીત થતી બચાવી હતી. પણ જો આ વખતે મને નિરાશ કરશો તો તમે મને મારી નાખશો. મારા તમારાપરના સાત્વિક પ્રેમને લીધે લીલાને હું જે આપું તેમાં વાંધો ન લો. "

મારાથી નિશેષ ના પાડી શકાઇ નહિ. મનોરમાએ એક વ્હાલસોઇ માશી પોતાની ભાણેજ વહુને જેટલા ઉમળકાથી શણગારે તેટલા જ ઉમળકાથી લીલાને શણગારી.

મારા લગ્નમાં અમદાવાદના વૈદરાજ, મારો મિત્ર ચમન, તેની પત્નિ આદિ સર્વ આવ્યાં હતાં. બધાયના આનંદનો પાર ન્હોતો. મુનશીજીએ સગા પુત્રને પરણાવતા હોય તેટલા જ ઉત્સાહથી મારા લગ્નમાં પાણી પેઠે પૈસા વાપર્યા; અને લીલા મારી પ્રિયતમા બની.

ચાર દિવસ પછી છોટુના લગ્ન પણ રાજવંશી ઠાઠથી થયાં. જીજી અને લક્ષ્મીમા ઘરમાં બે નવ વધુઓ આવેલી જોઈ આનન્દઘેલાં બની ગયાં હતાં.

* * * * *

વાંચનાર ! આજે મારા લગ્ન પછીની પહેલી રાત છે. પહેલી રાતે પ્રિયતમાને મળવા માટે કયો પ્રિયતમ દિવાનો બનતો નથી ? મને સ્હવા-

રથી એમ થતું હતું કે રાત્રી ક્યારે પડે !

મુનશીજીએ મને એક સુંદર " વીલા " રહેવા આપ્યો હતો. મારૂં શયનગૃહ શણગારવાની જોખમદારી સ્વેચ્છાથી મનોરમાએ લીધી હતી; અને તેની સુંદર કલા જ્યારે મેં રાત્રે મારૂં શયનગૃહ જોયું ત્યારે જ મારા લક્ષમાં આવી. ખરેખર, મનોરમાએ કમાલ કરી હતી. પલંગ પર પુષ્પની સુંદર રૂપેરી ચંદની જેવી ચાદર બીછાવી હતી. હીંચકા પર પણ પુષ્પોનાં હાર બાંધ્યા હતા.

હું રાતના નવેક વાગે વાળુ કરી મારા શયનગૃહમાં ગયો. મનોરમાએ મને વાળુ કરાવ્યું હતું. લીલા આખા દહાડામાં ફક્ત એક જ વાર મારી નજરે પડી હતી એટલે હું હવે તેને મળવા અધીરો થઇ રહ્યો હતો.

શયનગૃહમાં કોઇ ન્હોતું એટલે એક પુસ્તક લઇ હું અગાસીમાં ગયો. અગાસીમાં એક આર્મચેર પડી હતી. પાસે એક રાઉન્ડ ટેબલ પર લૅમ્પ સળગતો હતો. આકાશમાં અષ્ટમીનો ચંદ્ર હસી રહ્યો હતો. પાસેના મંદિરમાં ઘંટ વાગી રહ્યો હતો. બાગમાંથી પુષ્પોની સુગંધ ખેંચાઇ આવતી હતી. હું પુસ્તક વાંચવા લાગ્યો પણ વાંચી શક્યો નહિ. સહેજ અવાજ થતાં "લીલા આવી " સમજી હું પાછળ જોતો અને એમ ચાર પાંચ વાર છેતરાયો.

હું કંઇક સ્થિર થઇ વાંચવા લાગ્યો એટલામાં કોઇએ મારી આંખો પોતાના મુલાયમ હાથો વડે દાબી દીધી. એ કોમલ કમલદાંડી જેવા હસ્તો કોના હતા તે હું તરત સમજી ગયો.

" એ તો પકડાઈ ગઈ લુચ્ચી !..." મેં હસીને કહ્યું અને પુસ્તક બાજુએ મૂકી આર્મચેરની પાછળ ઉભેલી લીલાના ગળામાં હાથ નાખ્યા.

આજે તે સાક્ષાત રતિ કે રંભા બનીને આવી હતી. તેની આંખોમાં પ્રેમની મદ ભરી કેફ હતી. ગાલો પર જાદુભરી રાતી સુરખી હતી. સુંદર અંબોડામાંનું તેલ વાતાવરણને સુગંધ અર્પતું હતું. તેની અસ્ફૂટ છાતી ઉંચી નીચી થઈ રહી હતી.

" વ્હાલા !-" ખુરશીના હાથા પર બેસી મારા મ્હો તરફ સ્થિર-સ્નેહમત્ત નયને જોઇ તે બોલી:

" વ્હાલી ! આજે તો તું સાક્ષાત રમ્ભા થઇને આવી છે હો-"

" જાઓ—લુચ્ચા કેયેના ! તમારે ચુમી લેવી હશે એટલે આમ ભટાઇ માંડી..."

"વાહ ! તુંય જબરી થઇ ગઇ છો ! તને ચુમી માગી લેતાં શરમ નથી આવતી ? "

" વ્હાલા ! જેના પર મારી એકલીનો જ અધિકાર છે તે મારા પ્રિયતમ પાસેથી માગી લેવામાં મને શરમ શી ?-" કહી તે મને વ્હાલથી

બાઝી પડી. મેં તેને ચુંબન પર ચુંબન લઇ ગભરાવી નાખી.

તેનું મ્હોં નજર સ્હામે ધરી હું મસ્ત થઇ તેને જોઇ રહ્યો. વાંચનાર ! વસન્ત સમીર ચુમ્બિત અર્ધવિકસિત ગુલાબકલિનું અપૂર્વ લાવણ્ય તેં કદિ લક્ષપૂર્વક નીહાળ્યું છે ? વર્ષાકાળમાં ઝરમર ઝરમર વરસાદથી ભીંજાતી ચંપાકલિની રમ્ય છટા તેં કદિ જોઇ છે ? હેમંત ઋતુમાં ઝાકળબિંદુથી ભીંજાતી જાઇની મુગ્ધ કલિનું નયનરંજક સૌંદર્ય જોઇ કદિ જીવન સફળ કર્યું છે ? વસન્ત સમીર ચુમ્બિત ગુલાબકલિમાં, પર્જન્ય વૃષ્ટિથી ભીંજતી ચંપાકલિમાં અને ઝાકળ બિન્દુમાં સ્નાન કરતી જાઇની મુગ્ધ કલિમાં પ્રભુએ ભલે સૌદર્ય અપૂર્વ ભરેલું હશેઃ છતાં મારી લીલા આજે તે બધા સૌન્દર્યોને તુચ્છ બનાવતી હતી. તે પોતે સૌન્દર્યની મૂર્તિમંત દેવી બની હતી. અષ્ટમીનો ચન્દ્ર પણ મારી લીલાનું સુંદર વદન જોઇ શરમાતો હોય તેમ છૂપાઇ જવાનો પ્રયત્ન કરતો હતો.

" વ્હાલા !–" નયનમાં નયન–મીલાવી લીલા એક પળ સ્તબ્ધ રહી.

" શું કહે છે ? "

" વ્હાલા !..."પુનઃ તેનો તેજ ઉચ્ચાર કરી લીલાએ મને હૈયાસૂનો કરી મૂક્યો.

" વ્હાલા ! " નયન નચાવતી તે પુનઃ બોલી. મેં તેના અંબોડામાં આંગળી નાખી ને ઢીલો કરી નાખ્યો.

" હવે તું તારી મસ્તી છોડશે ? " મેં હસીને કહ્યું.

" હ્યો ! તમારા તરફ જોઉં પણ નહિ એમ ? " તેની આંખોમાં અજબ ઘેન આવ્યું.

" વ્હાલા ! મારા મીઠા ! આ તમારી લીલાને હમ્મેશાં કંઠે વળગાડી રાખશો ? "

" શા માટે એક પળ પણ અળગી કરૂં તને, વ્હાલી ? " મેં કહ્યું. અમે બન્ને જગતનું ભાન ભૂલી ગયાં હતાં.

" પ્રભુ ! વ્હાલા !..." તે સ્નેહભીના સ્વરે બોલી અને મસ્ત થઇ મને એક ચુંબન દઇ તે બોલી.

**" પ્રભુ ! મને પલકે વિસરશો માં "**

અમને ઉભયને લાગ્યું કે અમે પૃથ્વીની સીમા ઓળંગી સ્વર્ગની હદમાં પ્રવેશ કરીએ છીએ.



આદર્શ

# ચરિત્રાવલિ.

( પૃથ્વીપરના મહાન પુરૂષોના ચરિત્રોનો સંગ્રહ. )

જો તમારે અનુપમ સ્વદેશ સેવાનાં, અડગ ધર્મશ્રદ્ધાનાં અને આદર્શ કર્ત્તવ્ય પરાયણતાનાં સુંદર નમુનેદાર દૃષ્ટાન્તો જોવાં હોય, તમારા કુટુમ્બમાં સ્વદેશ હિતૈષી, નરવીરો ઉત્પન્ન કરવા હોય તો વાંચો આ પાશ્ચાત્ય મહાપુરૂષો તથા હિન્દી નરરત્નોનાં ઉત્કૃષ્ઠ, બોધક, રોચક અને હૃદયગ્રાહી રસિલાં જીવન ચરિત્રો.

આમાંના મોટા ભાગનાં ચરિત્રો ગુજરાતી ભાષામાં અપ્રકટ રહેલાં હતાં.

જાણીતા લેખક રા. **ધીરજ** ની ઠરેલ, ગંભીર, અને સુંદર શૈલીથી લખાયલાં આ ચરિત્રોનો સંગ્રહ તમારા ઘરને, ને લાયબ્રેરીને શોભાવશે.

૨૫૦ પાનાના પુસ્તકની કિંમત માત્ર રૂ. ૧-૪-૦.

સમાજ જીવનના ગ્રાહકો પાસેથી રૂ. ૧-૦-૦.

જલદી મંગાવો અને લખોઃ—

વ્યવસ્થાપક—સેવાસમિતી પુસ્તકાલય.

૧૫૭-૫૯, ગુલાલવાડી મુંબઇ નં. ૪

